ભારત-ભૂમિ અને લોકો

# પારસી પ્રજા

પિલૂ નાણાવટી

અનુવાદક

હોરમસદિયાર દલાલ




નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા

# પ્રસ્તાવના

ડી. એફ. કરાકાએ લખેલ 'હિસ્ટ્રી ઓફ ધ પારસીઝ' (બે ભાગ, લંડન, 1884 ) પછી અત્યાર સુધી આ વિષય પર અભ્યાસ સામગ્રી નહોતી. ભારતમાં પારસી પ્રજાના પ્રારંભિક ઇતિહાસ ઉપર એસ. એચ. હોડીવાલા, આર. બી. પેમાસ્ટર અને બીજાઓએ લખેલાં પુસ્તકોની પ્રતો કમનબસીબે પ્રાપ્ય નથી. પી. પી. બલસારા દ્વારા લિખિત શ્રેષ્ઠ નાનકડી પત્રિકા, 'હાઇલાઇટ્સ ઓફ પારસી હિસ્ટ્રી' (પાંચમી આવૃત્તિ, મુંબઇ, 1963)ની પ્રતો પણ ઉપલબ્ધ નથી.

પારસી ઇતિહાસનાં ધાર્મિક અને સામાજિક રાજકીય પાસાંઓની બાબતો વિશે ખ્યાલ આપતી તાજેતરની વાચનસામગ્રી જેવી કે : જે. એફ. બલસારાનું 'બર્ડ્સ આઇ પિક્ચર ઓફ ધ પારસીઝ' (મુંબઇ, 1969), હોર્મઝ્દિયાર દસ્તુર કાઓજી મિરઝાનું 'આઉટલાઇન ઓફ પારસી હિસ્ટ્રી' (મુંબઇ, ), એકેહાર્ટ કુલ્કેનું 'ધી પારસીઝ ઇન ઇન્ડિયા' (મુનીચ અને દિલ્હી, 1974) કે પછી મેરી બોયૂસની ગહન અભ્યાસપૂર્ણ વાચનસામગ્રી 'ઝોરોષ્ટ્રીયન્સ- ધેર રીલિજીયસ બિલિવ્ઝ એન્ડ પ્રેક્ટિસીઝ' (લંડન, 1979) પારસી લોકસમાજની સમકાલીન ઘટનાઓનો સમગ્ર ચિતાર આપતી નથી.

પ્રસ્તુત પુસ્તકમાં પારસી પ્રેસ (છાપખાનાં અને અખબારો), પારસી વકીલો અને પારસી વૈજ્ઞાનિકો વિશેની વિશેષ માહિતી પણ સમાવી લેવામાં આવી છે જે આ પુસ્તક (મૂળ અંગ્રેજી)ની અગાઉની આવૃત્તિમાં સમાવિષ્ટ નહોતી. જ્યાં સુધી શક્ય થયું, પુસ્તકને અદ્યતન બનાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. *બોમ્બે સિવિલ એન્ડ સેસન કોર્ટ*ના જડજ તરીકે નિમાયેલ પ્રથમ મહિલા શ્રીમતી કૈતી કે. બામ એક પારસી છે. ખેલકૂદમાં, બે વર્ષની ઉમરથી કમર નીચેના ભાગે લકવાગ્રસ્ત પારસી યુવતી શેરનાઝ કેરમાનીએ અપંગોના ઓલિમ્પિક રમતોત્સવમાં ભાગ લીધો અને તેણે તરણ સ્પર્ધામાં અને ટ્રેક (દોડ)ની સ્પર્ધામાં ચાર સુવર્ણચંદ્રકો, ચાર રજત-ચંદ્રકો અને ત્રણ કાંસ્ય-ચંદ્રકો મેળવ્યા. 1979માં તેને મહારાષ્ટ્ર સરકારનો 'શિવ છત્રપતિ એવોર્ડ' અને કેન્દ્ર સરકારનો 'અર્જુન એવોર્ડ' (ભારતીય ખેલકૂદનો સર્વોચ્ચ એવોર્ડ) એનાયત થયો.

પારસી પ્રજાની સામે આજે જે કેટલીક સમસ્યાઓ છે એ વિશેની ચર્ચા અંતિમ પ્રકરણમાં કરવામાં આવી છે. પારસી પ્રજા લુપ્ત થઇ જાય, કે પછી જૂથબંધીમાં વહેંચાય જાય એ તેમના હાથમાં છે. એક નવીન, મજબૂત અને સ્વાવલંબી ભારતના ઘડતરમાં પારસીઓ જે ભાગ ભજવી શક્યા એ વિશે સુજ્ઞ વાચકને આ પુસ્તક દ્વારા વિશેષ જાણકારી મળી રહેશે, એમાં જ આ પુસ્તકનો મૂળ આશય સાર્થક થયો લેખાશે.

**પિલૂ નાણાવટી**

# ઋણ સ્વીકાર

આ પુસ્તકની હસ્તપ્રત (મૂળ અંગ્રેજી) વાંચી જવા બદલ યુનિવર્સિટી ઓફ બોમ્બેના સમ્માનીય સેવાનિવૃત્ત પ્રોફેસર શ્રી દારા માર્શલ; પ્રથમ ત્રણ પ્રકરણોને તપાસી તેમાંથી ક્ષતિદોષ શોધી દૂર કરનાર શ્રી દસ્તુર કે જમાસ્પ અસા; પ્રસ્તાવના અને પુસ્તકના લખાણમાં 'સોંગ્સ ઓફ જરથુષ્ટ્ર' (લંડન, ) ની સામગ્રીનો ઉપયોગ કરવા મંજૂરી આપવા બદલ એલન અને અન્વીન; ફિરોઝ ગાંધી વિશેના લખાણનું કાળજીપૂર્વક અન્વીક્ષણ કરી સમાલોચના કરવા બદલ (વડાપ્રધાન) શ્રીમતી ઈંદિરા ગાંધી; સ્વાતંત્ર્ય સંગ્રામમાં ભાગ ભજવનાર પારસી મહિલાઓ વિશેની માહિતી પૂરી પાડવા બદલ મિથન આર. ચોકસી, જાલ બી. ગોદરેજ, અલૂ દસ્તુર, નજુ દસ્તુર અને બચી જે. કરકરીયા; જમશેદ એન. મહેતા (જમશેદ નસેરવાનજી) વિશેની માહિતી માટે પુસ્તકો ઉછીનાં આપવા બદલ કરાંચીના મહેર જમશેદ પટેલ; આ બધાંનો હું કૃતજ્ઞતાપૂર્વક આભાર વ્યક્ત કરું છું.

આ કાર્યમાં રસ દાખવી પ્રોત્સાહન આપવા બદલ શ્યાવક્ષ ડી. નારગોલવાલા અને એ જ રીતે વિવિધ પ્રકારે મદદ કરવા બદલ *નેશનલ સેન્ટર ફોર ધ પર્ફોર્મિંગ આર્ટ્સ*ના સંસ્થાપક ટ્રસ્ટી જમશેદ જે. ભાભા કાર્યકારી ટ્રસ્ટી પ્રો. રુસ્તમ ચોકસી અને કાર્યકારી નિયામક ડૉ. વી. કે. નારાયણ મેનન; બેન્કર અને ભારત સરકારના ભૂતપૂર્વ વાણિજ્ય મંત્રી કૂવરજી એચ. ભાભા; દસ્તુર ફરામરોઝ અર્દેશિર બોડે;પેસી ઇ. મહેતા; ચંદન પટેલ; હિલા જે. કે. દારૂવાલા; માણેક કે. એફ. નરીમાન; જેરૂ આર. જે. વકીલ; ફિરોઝ એચ. સીરવઈ; મહેરા મસાની; ફિલ્ડ માર્શલ સામ માણેકશાનાં પત્ની સીલ્લૂ; સીલ્લૂ અને રુસી એસ. વાચ્છા; હોમાઈ અને ફિરોઝ ઇ. દસ્તુર; ખુશવંતસિંહ; પારસી ઝોરોષ્ટ્રીયન એસોસિયેશન, કલકત્તાના સ્વ. રુસ્તમ ટી. સકલાથ; 'પર્સિયાના'ના સંપાદક અને પ્રકાશક જહાંગીર આર. પટેલ; 'ઇલસ્ટ્રેટ્ડ વીકલી ઓફ ઇન્ડિયા'ના અગાઉના સ્પોર્ટ્સ એડિટર જાલ એન્જિનિયર; ભારત સરકારના *ડિપાર્ટમેન્ટ ઓફ એટોમિક એનર્જી*, મુંબઈના પબ્લિકેશન્સ ઓફિસર; *તાતા ઇન્સ્ટીટયૂટ ઓફ ફન્ડામેન્ટલ રિસર્ચ*, મુંબઈના પબ્લીક રિલેશન ઑફિસર; *મ્યુનિસિપલ કોર્પોરેશન ઓફ ગ્રેટર બોમ્બે*ના પબ્લીક રિલેશન ઑફિસર; અને તાતાના પબ્લિક રિલેશન ઑફિસર એ તમામની પણ હું આભારી છું.

અંતે, કે. આર. કામા ઓરિએન્ટલ ઇન્સ્ટીટયૂટ, મુંબઈના કર્મચારીગણ; નેશનલ આર્કાઈવ્ઝ ઓફ ઇન્ડિયા, નવી દિલ્હીના નિયામક; અને *જવાહરલાલ નહેરુ યુનિવર્સિટી, નવી દિલ્હી*ના ગ્રંથપાલનો, તેમણે અચૂકપણે દાખવેલ સૌજન્ય અને પ્રેમ બદલ હું હાર્દિક આભાર પ્રકટ કરું છું.

**પિલૂ નાણાવટી**

# અનુક્રમ

# ઉપદેશ

*હે મઝદાને પૂજનારાં ઝોરોસ્ટ્રીયનો, પોતાના પગ પર ઊભાં થાઓ. હાથ ઉપર ઉઠાવો. મસ્તક ઊંચાં રાખો. સમયસર, સદાચારયુક્ત અને કીર્તિપ્રદ કાર્યો કરવા માટે જાગરૂક બનો તેમ જ સાવધ રહો. કવખતનાં, દુરાચારીયુક્ત અને નામોશીભર્યાં કૃત્યોને દૂર હટાવો. ઉદ્યમી અને સંપૂર્ણ સત્કર્મી બનો. નિ:સહાયને સહાય કરો, દુ:ખી થયેલાંને દિલાસો આપો....*

(વિસ્પેરદ, 15.1.)

# 1. મૂળવતન

પારસીઓ, એમનું નામ સૂચવે છે એ પ્રમાણે મૂળ પર્શિયાના, એટલે અત્યારના ઈરાનના. પારસી શબ્દનો અર્થ, પાર્સ અથવા ફાર્સથી ઊતરી આવેલી વ્યક્તિ. દક્ષિણ ઈરાનમાં આવેલો આ પ્રદેશ, પ્રાચીન સમયમાં 'પાર્સ' નામે ઓળખાતો હતો. ગ્રીકોએ એને પર્સિપોલીસ નામ આપ્યું. ભારતની કુલ વસતીમાં પારસીઓની સંખ્યા માત્ર 0.016 ટકા છે.

આશરે 90,000ની સંખ્યા ધરાવતી આ નાનકડી કોમનું મૂળ આર્યોની ઈન્ડો-યુરોપિયન શાખામાં મળે છે. ઇતિહાસવિદોના મત પ્રમાણે પ્રાચીન કાળમાં લગભગ 10,000 વર્ષ પૂર્વ અથવા એથી પણ પહેલાં-આર્યો મધ્ય તુર્કસ્તાનના ઊંચા પામીર પ્રદેશમાં વસતા હતા. તેમાંની એક શાખા યુરોપ તરફ ગઈ અને બીજી શાખા પશ્ચિમ એશિયા, ખાસ કરી ઈરાન તરફ ઊપડી. અને ત્યાર પછીના સમય દરમિયાન ધીરે ધીરે અફઘાનિસ્તાન થઈ ભારત આવી.

પારસીઓના ધર્મગ્રંથ 'અવસ્તા'ની પવિત્ર માન્યતા પ્રમાણે પૃથ્વીના સાત ખંડો હતા, અને આ સાતે ખંડોના કેન્દ્રમાં આર્યોનું ઉદ્દભવસ્થાન એર્યાના વાએજા હતું. અવસ્તાના એક પુસ્તક ' વંદીદાદ ' માં એવું એક વિધાન છે કે 'ગય મરેતન' -આદિમાનવનો જન્મ 'ઐર્યાન વએજા'માં થયો હતો. પ્રાચીન ઈરાનીઓ પોતાને આ આદિમાનવના વંશજો ગણાવે છે. અવસ્તામાં ઉલ્લેખાયેલ શબ્દ 'ઐર્યાન' અથવા સંસ્કૃતમાં જેને 'આર્યયન'- આર્યોનો પંથ, માર્ગ કહ્યો છે. તેમાં ઈરાન શબ્દનું મૂળ છે. અને એમાંથી 'ઈર્ય-આન' અથવા ઈરાન[1] થયું.

ઈરાનનો પ્રાચીન ઈતિહાસ પાંચ-ખંડોમાં છે. પહેલા કાળખંડમાં પેશદાદિયન વંશનું આધિપત્ય હતું. પ્રાગ્-ઐતિહાસિક કાળથી આશરે ઇ.સ. પૂર્વે 2000 વર્ષ લગી આ વંશ રહ્યો. પુરાતન ઈરાનનાં ધર્મસંસ્થાપક-પયગંબર જરથુષ્ટ્રનો જન્મ આ કાળમાં થયો હોવાનું મનાય છે. પારસીઓ આજે પણ જરથુષ્ટ્રે ફેલાવેલા ધર્મને અનુસરે છે. પારસીઓ જરથુષ્ટ્રના આદિવચનોને અનુસરે છે.

પેશદાદિયન દંતકથા પ્રમાણે, પ્રાચીન ઈરાનનો પહેલો રાજા હાઓશયાંગ (હોશંગ) હતો. હોશંગ બહાદુર લડવૈયો હતો. એટલે બીજી લૂટારું જાતિઓને મારી

હઠાવી, નહેરો બંધાવી, સિંચાઇ યોજનાઓ ઘડી અને પ્રજાને લોખંડના હથિયારો બનાવતા શીખવાડયું. વળી, અગ્નિનો ઉપયોગ પણ એણે એમને બતાવ્યો.

હોશંગનો વારસ 'તખ્મ ઉરૂપી' (તેહમુરસ્પ) અનાર્યોને વશ કરવામાં હોશંગ કરતાં પણ તેહમુરસ્પ વધુ કામિયાબ નીવડ્યો, અને એટલા માટે 'શેતાનોને વશ કરનાર' તરીકે એ ઓળખાયો. આર્યોને એણે વણાટકળા શીખવી અને સુવિખ્યાત લિપિ પણ આપી.

પેશદાદિયન વંશનો ત્રીજો મહાન રાજા 'ઇમા' (જમશેદ) વિવધંહાનનો પુત્ર. કેટલાક એને વિવાસ્વતનો પુત્ર, વેદના યમરાજાનો પુત્ર માને છે. જમશેદે પ્રજાના ચાર વર્ણ પાડયાનું મનાય છે. ધર્મગુરુ, યોદ્ધા, કારીગર અને શ્રમજીવી. જમશેદનું રાજય લાંબું અને પ્રતાપી નીવડયું. એના રાજયકાળ દરમિયાન, દરિયા ખેડાયા, રસ્તાઓ બંધાયા અને સોનું, ચાંદી તથા કીમતી પત્થરોની ખાણો શોધાય. જમશેદના સમયમાં સ્ત્રીઓ સોનાનાં ઘરેણાં પહેરતી થઇ. ઇમાનું હીરાજડિત તખ્ત વિશ્વવિખ્યાત છે. શેરડીના રસમાંથી ખાંડ પણ જમશેદના વખતમાં બનતી થઇ અને દારૂ પણ પહેલીવાર ઇમાના રાજયકાળમાં બનવા લાગ્યો. સાકીઓ જમશેદના દરબારમાં સુશોભિત જામમાં મદિરા પીરસતા હતા.[2]

આ જ અરસામાં, સેમિટિક રાજકુમાર અઝી દહાક (ઝોહક)એ ઇરાન ઉપર ચડાઇ કરી. ઇરાનીઓને એણે હરાવ્યા અને લાંબા કાળ સુધી રાજય કર્યું. ઝોહાક નિષ્ઠુર અને દુષ્ટ હતો. કેટલાક યહૂદી-લેખકોએ એને બેબીલોનિયાના નિમરોડ સાથે સરખાવ્યો છે. પ્રજાએ આખરે એની સામે બળવો કર્યો. કવા નામનાં એક લુહારે કિસાનોને ઉશ્કેર્યા અને પોતે ભાલાની અણી ઉપર એક ચર્મવસ્ત્ર લટકાવી થ્રેતાઓન (ફરીદુન)ની શોધમાં નીકળી પડયો. આથવ્ય વંશનો ફરીદુન, ઇરાનની ગાદીનો સાચો વારસ હતો. થ્રેતાઓન (ફરીદુન) બળવાખોરો સાથે જોડાયો. ઝોહાકને હરાવવામાં આવ્યો અને સાંકળથી એના હાથપગ બાંધી એક પહાડ ઉપર રાખવામાં આવ્યો. સમય વીતતાં ત્યાં એનું મૃત્યું થયું.

પ્રજા કવાની સરદારી માટે એની ઋણી બની. એનું ચર્મવસ્ત્ર ઇરાનના રાજાઓનાં ધ્વજનું નિશાન બન્યું. રત્નોથી એને મઢવામાં આવ્યું. અને ઇરાનની ગાદી ઉપર આવનાર દરેક વંશના રાજાઓએ આ ધ્વજનું અણમોલ સંપત્તિ તરીકે રક્ષણ કર્યું.

જીવનકાળ દરમિયાન જ થ્રેતાઓને પોતાના ત્રણ પુત્રો વચ્ચે રાજયની વહેંચણી કરી. બે મોટા દીકરાઓએ નાના ભાઇને એના રાજયનો ભાગ પચાવી પાડવા મારી નાંખ્યો. પરિણામે અરાજકતા ફેલાઇ. અનાર્યોએ આ લાભ ઉઠાવ્યો. એમનું વર્ચસ્વ વધવા લાગ્યું. આખરે થ્રેતાઓનના પૌત્ર મીનોચેહેર (મીનોચેર)એ એમને વશ કર્યા, અને ઇરાન ઉપર ફરી સત્તા મેળવી. ઇસવીસન પૂર્વે- 2,000 ના વર્ષમાં પેશદાદિયન

વંશનો અંત આવ્યો. અને એ અંત સુધી તુરાનિયાની રખડુ જાતિઓ સાથે ઈરાનના રાજાઓનો સંઘર્ષ ચાલુ જ રહ્યો.

ઈસવીસન પૂર્વે 2000 અને 1500 વચ્ચે આર્યો બે શાખામાં વહેંચાઈ ગયા. ફ્રેંચ પુરાતત્ત્વજ્ઞ, રોમન ગ્રિષ્માનના મત પ્રમાણે દક્ષિણ રશિયાની ઈન્ડો-યુરોપિયન પ્રજા પશ્ચિમ એશિયા તરફ આવી જયારે પશ્ચિમની શાખા એશિયા માઈનોરમાં આવીને વસી અને ત્યાં હીટ્ટાઈટ રાષ્ટ્રસંઘની સ્થાપના કરી. એવી જ રીતે ઈન્ડો-ઈરાનિયન તરીકે ઓળખાતી પૂર્વની શાખા કેસ્પિયન સાગરની પૂર્વમાં આવી હુરિયન પ્રજા સાથે વસી અને ત્યાં મિટ્ટાની સામ્રાજ્ય સ્થાપ્યું. આ સામ્રાજયની સમૃદ્ધિ ઈ.સ.પૂર્વે 1450 સુધી રહી. ગ્રિષ્માન માને છે કે ઈન્ડો-યુરોપિયન શાખા ઈ.સ. પૂર્વે 1500માં હિંદ તરફ આવી.[3]

પેશદાદિયન વંશ પછી ઈરાનમાં કેયાનિ રાજાઓનું રાજ્ય રહ્યું. (ઈ.સ.પૂર્વે-2000-700) આ વંશના દરેક રાજાઓના નામ સાથે ઉપસર્ગ 'કવા' લગાડવામાં આવ્યો હતો, કારણ કે એક ગરીબ લુહાર કવાએ ઈરાનને ઝોહાકના જુલમમાંથી છોડાવ્યું હતું. કૈયાની વંશનાં કેટલાક નામાંકિત રાજાઓનો ઉલ્લેખ ઋગવેદ અને ફિરદૌસીના શાહનામામાં પણ થયો છે. કવા હુસ્રવહ (કેખુષરો) કવા ઊસા (કે કાઉસ) અને કવા વિષ્તાસ્પ (કે ગુષ્તાસ્પ).

ઈરાનના ઈતિહાસમાં કૈયાનીયુગ પરાક્રમી ગણાય છે. સામ અને નરીમાન, સોહરાબ અને રૂસ્તમની વીર ગાથાઓ આજે પણ જાણીતી છે અને ઝાલ-રોદાબેહ વચ્ચેનો મૃદુ અનુરાગ પવિત્ર દાંપત્ય પ્રેમનું દૃષ્ટાંત છે. રામાયણનાં બે મહાન પાત્રો રામ-સીતા જેવું.

ઈ.સ.પૂર્વે- 708-558 વચ્ચેનો કાળ મિડીઆ અને પર્શિયાનો ઉદયકાળ ગણાય. એ કાળમાં ઈરાનની એક સબળ રાજય તરીકે ગણના થતી. મિડીઆના સ્થાપક દાઈઉક્કુએ મિડીઆની જુદી જુદી જાતોને એકત્ર કરી. પરંતુ, ઈ.સ.પૂર્વે- 653માં નિનેવેહના યુદ્ધમાં એનો પુત્ર માર્યો ગયો. ત્યાર પછી, શક પ્રજાએ મિડીઆ ઉપર ચડાઈ કરી અને અઠ્ઠાવીસ વર્ષ રાજ્ય કર્યું. (ઈ.સ.પૂર્વે 653-625)

કૈયાની વંશના અંત પછી ઈરાનમાં એકીમેનિયન વંશ સત્તા ઉપર આવ્યા. (ઈ.સ.પૂર્વે 700-330) એના સ્થાપક એકીમેનિસનો ઉલ્લેખ અવસ્તામાં હકામનિશ તરીકે મળે છે. એકીમેનિસે મિડીઆની અને ઈરાનની પ્રજાને સંગઠિત કરી એક સબળ રાજ્યનો પાયો નાંખ્યો. ઈરાનનાં મહાન સમ્રાટ સાયરસ (ઈ.સ.પૂર્વે 559-330) અને દારાયૂસ (ઈ.સ.પૂર્વે- 522-486) નો આ યુગ ગ્રિર્શમાનના શબ્દોમાં " એક જ પેઢી દરમિયાન એકીમેનિયન રાજાઓએ ઈરાનની દક્ષિણ-પશ્ચિમ તળેટીમાં રચેલા એક નાનકડા રાજ્યમાંથી વિશાળ સામ્રાજયની સ્થાપના કરી."

સાયરસ એક મહાન રાજનીતિજ્ઞ શાસક હતો. એની ખ્યાતિ ચારે કોર ફેલાયેલી હતી. દરેક પ્રજાનો પ્રેમ એણે મેળવ્યો હતો. યહૂદીઓ એને 'અભિષિક્ત આત્મા' માનતાં. ગ્રીક પ્રજા સાયરસને 'ગુરુ' અને 'ન્યાય-પ્રવર્તક' તરીકે લેખતી. જ્યારે, એની પોતાની પ્રજા પિતાતુલ્ય ગણતી. સાયરસની કબર ઉપર કોતરાયેલો શિલાલેખ ટૂંકો અને સાદો હોવા છતાં, હૃદયસ્પર્શી છે. આજે તો એ ભૂંસાઇ ગયો છે. પરંતુ બે ગ્રીક લેખકોએ એની નોંધ રાખી છે :

હું પર્શિયાના રાજ્યનો સ્થાપક અને કેમ્બિસિસનો પુત્ર સાયરસ છું. એશિયાનો હું રાજા હતો. ધરતીના આવડા સરખા ટુકડા માટે, ઓ માનવી, તું મારી ઈર્ષા કરીશ નહિ." 4

સાયરસના મૃત્યુ પછી ઈરાનમાં અરાજકતા ફેલાઇ. ઇ.સ. પૂર્વે 522માં 'મેજાઇ' જાદુ-વિદ્યા પણ હસ્તગત કરી હોય એવા ધર્મગુરુ -ગૌમાતાના ઉદયથી એ વધારે વણસી. ગૈમાતા પોતે રાજા બન્યો. એના અનુયાયીઓની સંખ્યા પણ ઘણી મોટી હતી. એણે ત્રણ વર્ષ માટે કર માફ કર્યો. અને કેટલાક દેવાલયોનો નાશ કરી. ધાર્મિક સુધારા કરવા પ્રયત્નો કર્યા. આવી પરિસ્થિતિમાં એકીમેનિયન કુટુમ્બની સપ્ત રાજવંશી વ્યકિતઓએ એકત્ર થઇ દારાયૂસની રાજા તરીકે વરણી કરી. આ સપ્ત વ્યકિતઓને ઇતિહાસમાં 'સાત સખાઓ' તરીકે વર્ણવામાં આવી છે. દારાયૂસે ગૌમાતાનો વધ કર્યો, અને ત્યાર પછી, પોતાના દસ હજાર શૂરવીર યોદ્ધાઓ સાથે ઓગણીસ લડાઇઓ લડ્યો. અને નવ રાજાઓને એણે પરાજિત કર્યા. એનું લશ્કર 'અમર' ગણાતું. એમાં શ્રેષ્ઠ બાણાવળીઓ અને પાયદળનો સમાવેશ થતો હતો. મૃત્યુ સુધી દારાયૂસ એના લશ્કરનો સેનાપતિ રહ્યો.

કેરમાનશાહ અને હમાદાન વચ્ચેના માર્ગ ઉપર દારાયૂસની વીરતાના પ્રસંગો શિલાલેખોમાં કોતરાયા છે. સુસા અને પર્સિપોલીસના મહેલોના આલેખો એની યશગાથા ગાય છે. નકશે રૂસ્તમમાં દારાયૂસની કબર ઉપર કોતરાયેલા લેખો પણ એના શૌર્યના સાક્ષી છે. આ લેખો જૂની ફારસી, બેબિલોનિયન અને એલમાઇટ ભાષાઓમાં લખાયા છે. પર્સિપોલીસમાં દારાયૂસના દસ હજાર 'અમર' સિપાઇઓનાં શિલ્પ જોવા મળે છે. અને સુસાના મહેલમાં પણ રંગીન મીનાકારી કોતરાયેલી છે.

દારાયૂસે દેશને સંગઠિત કર્યો. એના વિશાળ સામ્રાજ્યનો વ્યવસ્થિત મહેસૂલ યોજના, ન્યાય અને વહીવટી સુધારાઓ દ્વારા વિકાસ સાધ્યો. મોટા પાયા ઉપર સાર્વજનિક યોજનાઓ કરી. નહેરો ખોદાવી અને ખાબોચિયાવાળી પડતર જમીન પૂરી ઉપયોગમાં લેવડાવી. નાઇલથી સુએઝ લગીની નહેર આનું ઉત્તમ દૃષ્ટાંત છે. દારાયૂસનો એક શિલાલેખ આની સાક્ષી પૂરે છે. :

" હું દારાયૂસ, ઇરાનનો રાજા, પર્શિયન છું. પર્શિયાથી મેં મિસર સર કર્યુ. અને મિસરથી વહેતી નાઇલ નદીમાંથી મેં એક નહેર ખોદવાનો હુકમ કર્યો- આ નદી સાગર

સાથે મળી પર્શિયા થઈ પરદેશ તરફ વહે છે. મારી આજ્ઞા પ્રમાણે નહેર ખોદાઈ. અને આ નહેર દ્વારા મિસરથી પર્શિયા સુધી વહાણ-વ્યવહાર શરૂ થયો- આ મારો સંકલ્પ હતો."[5]

દારાયૂસના સમયમાં ખેતી, શિકાર અને મત્સ્ય ઉદ્યોગો મુખ્ય હતા. લાકડાંનો વ્યાપાર પણ ત્યારે સમૃદ્ધ હતો. અને ધાતુ સંશોધનને એણે ઉત્તેજન આપ્યું.

થ્રિષ્માનના મત પ્રમાણે 'બેન્ક' (શરાફી) ઉદ્યોગનો વિકાસ ઈ.સ. પૂર્વે 2,000માં મેસોપોટેમિયામાં સારા પ્રમાણમાં થયો હતો. પરંતુ દારાયૂસે ખાનગી શરાફી પદ્ધતિ શરૂ કરી. એક યહૂદી લેખક જેકબે આનો ઉલ્લેખ કર્યો છે. જેકબ એના સમયમાં બેબીલોનના એજીબી તરીકે પણ ઓળખાતો હતો. એની નોંધ પ્રમાણે 'લોન' જાહેરમાં મુકાતી. બેંકોમાં નાણાં જમા થઈ શકતા અને મૂડી જાહેર બાંધકામ ખેતી, પશુધન અને ગુલામો ખરીદવામાં વપરાતી. ચાલુ (કરન્ટ) ખાતાં પણ ખોલવામાં આવતાં અને 'ચેક' દ્વારા લેવડદેવડ થઈ શકતી. નિપ્પુર ખાતે 'મુરાશુ એન્ડ સન્સ' બેંક પ્રખ્યાત હતી. આ બેંક મિલકત ઉપર નાણાં ધીરતી, નહેરો ખોદાવતી અને ખેડૂતોને પાણી વેચતી. લિડિયાના રાજા ક્રીસસે સૌથી પહેલાં સિક્કાનો વ્યવહાર શરૂ કર્યો હતો. દારાયૂસે પણ આ પ્રથા પોતાના રાજયમાં અપનાવી. પરિણામે વેપાર ઉદ્યોગ વધ્યો. અને ઈતિહાસમાં પહેલી જ વાર બેબિલોનિયા અને ગ્રીસ તથા દક્ષિણ યુરોપ અને પશ્ચિમ એશિયા વચ્ચે બહોળો વેપાર શરૂ થયો. સ્થાપત્ય અને લલિતકળાને વેગ મળ્યો. નવાં શહેરોની રચનાં થઈ અને સુસા તથા પર્સિપોલીસમાં બારીક નકશીકામથી અલંકૃત મહેલો બંધાયા.

સંખ્યાબંધ'આતશઘરો' પણ દારાયૂસના સમયમાં બંધાયાં. એમાંનાં ફકત ત્રણ જ આજે બચ્યાં છે. એક પાસરગકડેમાં છે. મુસલમાનોના આક્રમણ સુધી ઈરાનના રાજાઓનો અહીં આતશઘરમાં રાજયાભિષેક થતો હતો. બીજું નકશે-રૂસ્તમમાં દારાયૂસની કબર સામે રચવામાં આવ્યું હતું. અને ત્રીજું સુસામાં.

હષામનિયન વંશ દરમિયાન સર્વધર્મ સમભાવના પ્રવર્તી રહી હતી. આની નોંધ લેતા હિરોડોટસેને લખ્યું છે કે અહુરમઝદ સિવાય પર્શિયાનો મિથ્ર (સૂર્ય) ; માહ (ચંદ્ર) ઝમ(પૃથ્વી) ; આતર (અગ્નિ) ; અપામ-નપાત (પાણી) અને વાયુ (પવન)ની પૂજા પણ કરતા. આમાં પાણી અને ફળદ્રુપતાની દેવી અનાહિતા ઘણી લોકપ્રિય હતી. મૂળ બેબિલોનિયાની આ દેવીની ખાસ આરાધના કરવામાં આવતી. અને પૂજા અર્થે એની પ્રતિમાઓ પણ ખડી કરવામાં આવતી.

મિડીઆનો ધર્મગુરુ વર્ગ-માગી હષામનિયન વંશ દરમિયાન ઘણો સબળ હતો. ક્રિયાકાંડોમાં વપરાતો હોમ (સોમ) રસ માગી તૈયાર કરતા, યુદ્ધમાં લશ્કર સાથે જતાં અને કડક શિક્ષા વખતે ન્યાય તોળવા પણ હાજર રહેતાં. ગણિત અને ખગોળ વિદ્યામાં માગી પારંગત હતાં. પરંતુ પ્રજાના બીજા કોઈ પણ વર્ગ સાથે તેઓ ભળતા નહિ.

ઈ.સ. પૂર્વે 486માં દારાયૂસનું મૃત્યુ થયું. આખા દેશમાં ફરી અંધાધૂંધી ફેલાઈ. દારાયૂસ પછી ગાદી ઉપર આવનાર નબળા રાજાઓ અંકુશ રાખી શકયા નહિ. એ જ વખતે મેસિડોનિયાના ફિલિપે થોડા પણ ચુનંદા સિપાઈઓનું લશ્કર તૈયાર કરવા માંડયું. એનો હેતું મેસિડોનિયા પર પ્રવર્તતી ગ્રીક સત્તા ફગાવી દેવાની નેમ હતી. ઈ.સ. પૂર્વે-338માં ફિલિપે એના પુત્ર એલેકઝાંડર સાથે ગ્રીકોની સાર્વભૌમસત્તાનો હંમેશ માટે નાશ કર્યો. પરંતુ ત્યાર પછી થોડા જ વખતમાં ફિલિપ તેમજ ઈરાનનાં રાજા દારાયૂસ ત્રીજાનો વધ કરવામાં આવ્યો. ઈ.સ. પૂર્વે- 330 માં એલેકઝાંડરે ઈરાન જીતી લીધું.

એલેકઝાંડરે ઈરાનને ગ્રીક સંસ્કૃતિની અસર નીચે લાવવા અનેક પ્રયત્નો કર્યા. પરંતુ એમાં એને સફળતા ન મળી. ઘણા બળવાઓ થયા. અને કાવતરાં પણ રચાયાં. પરિણામે ઇ.સ. પૂર્વે 323માં એના મૃત્યુ પછી ચાલીસ વર્ષ સુધી ઈરાનમાં આંતરિક કલહ, રમખાણ અને ખટપટ ચાલુ રહ્યાં. ઈ.સ. 301 માં ઈપ્સસના યુદ્ધ પછી પર્શિયન સામ્રાજયના ત્રણ ભાગલા પડ્યા. યુરોપમાં મેસિડોનિયાનું રાજ્ય સ્થપાયું. ઈજિપ્તમાં ટોલમિક અને એશિયામાં સલ્યુસિડ.

સલ્યુસિડ વંશે ઈરાન ઉપર ઈ.સ. પૂર્વે 280 થી 160 લગી રાજ્ય કર્યું. એ કાળ દરમિયાન પણ અનેક કાવતરાં અને બળવા થતાં રહ્યાં. સલ્યુસિડ પછી પર્શિયનઆર્સસિડ વંશ સત્તા ઉપર આવ્યો. (ઈ.સ. પૂર્વે-160 ઈ.સ. 225)

ઈ.સ. 37 માં જ્યારે માર્ક એન્ટનિનો પરાજય થયો ત્યારે આર્મિનિયા ઉપર પર્શિયન આર્સાસિડની સત્તા જામી. આ જ અરસામાં વલકશ (વોલોગોસિસ, પહેલો) ના નેતૃત્વ નીચે ઈરાનની નવ-સંસ્કૃતિનો ઉદય થયો. ત્યારે પહેલી જ વાર સિક્કાઓની એક બાજુ ઉપર પહેલવીઆર્સાસિડ લિપિ અને બીજી તરફ વેદિ અને ધર્મગુરૂ અંકિત થયેલા જોવા મળે છે. વળી એ જ સમયમાં 'અવસ્તા'ની પ્રતોનું સંસ્કરણ અને સંપાદન કાર્ય પણ શરૂ થયું. આ કાર્ય સૈકાઓ સુધી ચાલ્યું. અને ઈ.સ. છઠ્ઠી સદીમાં સાસાનિયન વંશ દરમિયાન મોટે ભાગે પૂરું થયું.

સાસાનિયન વંશની શરૂઆત (ઈ.સ. 226–651) પાર્થિયન સત્તાના અંતથી થઈ. આ વંશનો પ્રણેતા સાસાન ઈસ્તકારમાં 'અનાહિતા' ના મંદિરનો અધિકારી હતો. એના પુત્ર પાપકે પોતાના સસરાનું નાનકડું રાજ્ય લશ્કરની મદદથી છાપો મારી લઈ લીધું હતું – ઈ.સ. 208. છેવટે પાપકનો પુત્ર અર્દશિર પાપકના બધાં વિરોધીઓને વશ કરી ઈ.સ. 226 માં પાસરગડા ખાતે ગાદી ઉપર બેઠો. અર્દશિરે લાંબા સમય સુધી રાજય કર્યું. અને ઈરાનનાં સામ્રાજ્યની નવરચના કરી.

અર્દશિરના પુત્ર, શાપુર પહેલાએ (મૃત્યુ ઇ.સ. 272) પણ ઈરાનનાં નવસર્જનમાં પિતાને સારો સાથ આપ્યો હતો. શાપુર સુસંસ્કૃત અને ચિંતનશીલ રાજકુંવર હતો. વિખ્યાત વિશ્વવિદ્યાલય, જન્દે-શાપુર, એના જ સમયમાં બંધાયું. નવમી સદીના એક પહેલવી ગ્રંથ, દીનકર્તની નોંધ પ્રમાણે :

અર્તક્ષિર (અર્દેશિર) ના પુત્ર, રાજાધિરાજ શાપુરે હિંદ, રોમ અને બીજા દેશોમાં છૂટાછવાયા પડેલા ગ્રંથોને પરસ્પર અભ્યાસ માટે 'અપસ્તાક'-અવેસ્તા-સાથે એકત્ર કર્યા. વિવિધ વિષયોનો આમાં સમાવેશ થતો હતો- વૈદક, ખગોળશાસ્ત્ર, ગતિ, સમય અવકાશ પદાર્થ, સૃષ્ટિ, ઉત્પત્તિ, મૃત્યુ, પરિવર્તન અને ઉત્કાંતિ લલિત અને હસ્તકલા ઉપરનાં પુસ્તકો પણ આમાં હતાં."[6]

પશ્ચિમના વિદ્વાનોએ સંસ્કૃત અને ગ્રીક નિબંધોની તુલના કરતા હિંદનાં વ્યાકરણ, તર્કશાસ્ત્ર, સમયની ગણતરી કરવાનું વિજ્ઞાન અથવા જયોતિષશાસ્ત્ર, હિંદનો 'કોષ'-અને ટોલેમીના 'આલ્મજેસ્ટ'-પંચાંગ-ના પ્રભાવનો ઉલ્લેખ કર્યો છે. શકય છે 'જન્દે-એ-શાપુર' વિશ્વ વિદ્યાલયમાં ગ્રીક ફિલસુફી, આયુર્વેદ અને હિંદના પ્રાચીન ગ્રંથોનો પણ સાથે સાથે અભ્યાસ થતો હતો.[7]

સુધારક મેની પણ શાપુર પહેલાના સમયમાં થઈ ગયો. જરથુષ્ટ્ર બુદ્ધ અને જીસસે આપેલા ધર્મસિદ્ધાંતોનો સમન્વય કરી એક વિશ્વધર્મ સ્થાપવાનો મેનીએ યત્ન કર્યો હતો. સામાન્ય જનતા અને બુદ્ધિશાળી વર્ગ બન્નેને આ નવા ધર્મ પ્રત્યે આકર્ષણ થયું. મેનીના વિચારો પ્રત્યે શાપુરને પણ સહાનુભૂતિ હતી. આ નવા ધર્મના પ્રચાર માટે મેનીને એણે સારો સાથ આપ્યો. અને એ અંગે પ્રચાર કરવા દેશમાં ફરવાની છૂટ આપી. પરંતુ શાપુરના મૃત્યુ પછી મેનીની હત્યા થઈ. (ઇ. સ. 272)

પિતાના મૃત્યુ પછી શાપુર બીજો ગાદી ઉપર આવ્યો. (ઇ.સ.309-379) પિતાએ નિર્માણ કરેલા કાર્યોને એણે વેગ આપ્યો. પુખ્ત વયે પહોંચતાં, શાપુર બીજાએ મહાન કુશાન સામ્રાજ્યને પોતાના રાજય સાથે જોડી દીધું. અને બલ્ખના રાજવંશીઓને ગાદી સોંપી.

જ્યારે શહેનશાહ કોનસ્ટનટીને ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો ત્યારે આર્મિનિયા ખ્રિસ્તી રાજય બન્યું. ઇરાન અને રોમ વચ્ચે ફરી યુદ્ધ શરૂ થયું. ખ્રિસ્તી ધર્મ સ્વીકારવાને લીધે આર્મિનિયનો પ્રત્યે શંકાની દૃષ્ટિ કેળવાવા લાગી.

સાસાનિયન રાજાઓએ દેશના આંતરિક પ્રશ્નો કરતાં પરદેશી રાજનીતિ અને સાંસ્કૃતિક સંબંધો તરફ પોતાનું લક્ષ વધારે કેન્દ્રિત કર્યુ. બહેરામગોર ઇ.સ.(423-438) હિંદ આવ્યો એટલું જ નહિ પણ અહીંની રાજકુંવરી સાથે લગ્ન પણ કર્યું. કનોજનાં રાજાની એણે મુલાકાત લીધી. ઇરાનમાં હિંદુસ્તાની સંગીતનો પરિચય સૌપ્રથમ બેહરામગોરે કરાવ્યો. એ જ રીતે હિંદના સમકાલીન સાહિત્યને પણ ઇરાનમાં એણે પ્રચલિત કર્યુ. રાજસ્થાનના માલવીઓ બહેરામગોરના વંશજ ગણાય છે. ઓમર ખય્યામે બહેરામગોરને એક 'બળવાન શિકારી' તરીકે અમર કર્યો છે.

ઇરાનની પડતી શરૂ થઇ. દુષ્કાળ અને યુદ્ધો વચ્ચે દેશ ક્ષીણ થતો ગયો. ઉમરાવ વર્ગ અને ધર્મગુરુઓ વચ્ચે સત્તાને માટે ચાલુ સંઘર્ષ થતો રહ્યો. ધર્મગુરુઓને પ્રજાનો

સાથ હતો. આમાં ક્રાન્તિકારી મઝદકનો ઉદય થયો. સંયુકત માલિકી તરીકે ધન ગણાવું જોઇએ એવો મઝદકે પ્રચાર કર્યો. એટલું જ નહિ પણ સ્ત્રીઓ સમાજની મિલકત છે એવો સિદ્ધાંત પ્રતિપાદિત કર્યો. ઇ.સ. 499 માં જ્યારે કાવડે (ઇ.સ.488-531) ગાદી પાછી મેળવી ત્યારે મઝદકે અને એના અનુયાયીઓની એણે કતલ કરાવી. એનાં પુસ્તકો બળાવી નાખ્યાં અને મિલકત જપ્ત કરી. છતાં મઝદકના વિચારો નષ્ટ ન થયા. ગુપ્ત રીતે પણ પ્રજા એના સિદ્ધાંતોનું અનુસરણ કરતી હતી.

કાવડના મૃત્યુ પછી-ઇ.સ.531- એનો પુત્ર ખુશરો પહેલો ગાદી ઉપર આવ્યો. ઇતિહાસમાં ખુશરો, નોશિરવાને-આદિલ-ન્યાયી નોશિરવાન-તરીકે પ્રખ્યાત થયા છે. એના લાંબા રાજ્યકાળ દરમિયાન ફરી એકવાર, હખામનિયન વંશના સાયરસ અને દારાયૂસના સમયમાં મેળવેલી ખ્યાતિની ટોચે ઇરાન પહોંચ્યું. નોશિરવાનનું રાજય લગભગ પચાસ વર્ષ રહ્યું. (ઇ.સ. 531-579).

પ્રથમ તો મઝદકના સિદ્ધાંતોને કારણે વિમુખ થયેલ સ્ત્રીઓ અને બાળકોને ખુશરો પહેલાએ સમાજમાં કાયદેસર સ્થાન અપાવ્યું. કેટલાક ભૂમિ-સુધારા કર્યા. અને સામાન્ય માનવી માટે યોગ્ય શિક્ષણ પદ્ધતિ નિર્માણ કરી. પરાધીન રૈયતને એણે દેશની સીમા ઉપર વસવાટ કરાવી આપ્યો. અને દરબંદઘાટ ઉપર કિલ્લેબંદી કરી રખડુ જાતિઓનો ઇરાનમાં પ્રવેશ અટકાવ્યો.

ખુશરોએ પરદેશ નીતિ પ્રત્યે પણ દુર્લક્ષ નહોતું કર્યુ. પુલકેશી બીજાના દરબારમાં એણે પ્રતિનિધિ મંડળ મોકલ્યું. વિન્સેન્ટ સ્મિથ અને બીજા ઇતિહાસકારોએ આ પ્રસંગની નોંધ લીધી છે. એટલું જ નહિ પરંતુ, આનું કલાત્મક દૃશ્ય અજંટાનાં સુંદર ભીતચીત્રોમાં જોવા મળે છે. ખુશરોએ બાયઝનટીઉમ સાથે 'કાયમી શાંતિ' અંગે કરારો કર્યા.

સાંસ્કૃતિક વિષયો પણ ભુલાયા નહોતાં. 'પંચતંત્ર'નો અનુવાદ પહેલવી ભાષામાં ખુશરો પહેલાનાં સમયમાં કરવામાં આવ્યો હતો. સાસાનિયન વંશ દરમિયાન પહેલવી રાજભાષા હતી. હિંદથી શતરંજ-ચેસ જેવી રમતે ઇરાનમાં પ્રવેશ કર્યો. જો કે અમીરોની પ્રિય રમતો શિકાર અને 'પોલો' હતી.

પરંતુ નાના નાના ઝઘડા તો ચાલુ રહ્યા જ્યારે ખુશરો બીજો, વિજયી ખુશરો, ઇરાનની ગાદી ઉપર આવ્યો ત્યારે વહરામ ચોબીન નામના લશ્કરી અમલદારે રાજધાની સર કરી. વહરામને પ્રજાનો સાથ હતો. ખુશરો બીજો રોમ નાસી ગયો. ત્યાં લશ્કર ભેગું કર્યુ અને ગાદી પાછી મેળવી.

ઇ.સ. 610 માં ખુશરો વિજયપંથે હતો. એણે આર્મિનિયા પાછું મેળવ્યું. ઇડેસ અને સેઝરે જીતી લીધાં. એન્ટિઓક અને દમાસ્કસ એને વશ થયાં. ઇ.સ. 641 માં જેરૂસલેમ ખુશરોના હાથ પડ્યું. પચાસ હજાર ખ્રિસ્તીઓની એમા કતલ થઇ. અને

ખ્રિસ્તી ધર્મનું પ્રતીક, પવિત્ર વધસ્તંભ-ક્રોસ-ઈરાન લઈ જવામાં આવ્યો. બે વર્ષ પછી, ખુશરો બીજાએ ગાઝા જીતી લીધું. અને ઈજિપ્ત ઉપર ચડાઈ કરી. બેબિલોન અને એલેકઝાંડ્રિયા પણ પડયાં.

ખ્રિસ્તી પ્રજા ખુશરો સામે ખળભળી ઊઠી. પચાસ હજાર ખ્રિસ્તીઓનો વધ અને પવિત્ર વધ સ્તંભની ખોટ એમને સાલતી હતી. સમ્રાટ હિરેકિલયસે ઈરાન ઉપર વળતા હુમલા કર્યા અને સફળ નીવડ્યો. ઈરાનનો લશ્કરી અમલદારોએ બળવો કરી હિરેકિલયસ સાથે સંધિ કરવાની માગણી કરી. ખુશરો ત્યારે મરણપથારીએ હતો. સંધિ કરવાની એણે ના પાડી. બાયઝનટીન કુંવરી, મારીઆથી થયેલા પુત્રે એને મારી નાંખ્યો.

પર્શિયન સામ્રાજયનો અંત હવે નજીક હતો. બીજાં ચૌદ વર્ષમાં લગભગ દસ રાજાઓ ઈરાનની ગાદી ઉપર આવ્યા. છેલ્લો રાજા યઝદેગાર્દ ત્રીજો હતો.

ઈ.સ. 633માં પયગંબર મોહમદના અવસાન પછી આરબ પ્રજાએ પહેલીવાર જેહાદ પુકારી. ઈરાક ઉપર હુમલો કરી જીતી લેવામાં આવ્યું. ઈરાનની પ્રજા માટે આ ચિંતાનો વિષય હતો. બેહમન જદુયેહની સરદારી નીચે આરબ આક્રમણનો સામનો કરવા લશ્કર મોકલવામાં આવ્યું. ઈ.સ. 634માં મારવાહની લડાઈમાં આરબો પરાજિત થયા. પરંતુ, ઈરાનનાં સરદારોએ નાસતા આરબોનો પીછો ન કર્યો. વધુ મદદ માટે તેઓ ઈરાન પાછા વળ્યા. બીજાં બે વર્ષમાં આરબોએ ફરી લશ્કર જમાવ્યું. અને પોતાની સ્થિતિ વધુ સદ્ધર બનાવી. ઈ.સ. 636માં કાદિસા યુદ્ધ થયું. સતત ત્રણ દિવસ યુદ્ધ ચાલ્યું. ઈરાનીઓ હાર્યા. અને એમનો સરદાર, રૂસ્તમ ફરોખઝાદ માર્યો ગયો.

યઝદેગર્દે પચાસ હજાર સૈનિકોનું લશ્કર ખોરાસાન, રે અને હમાદાનથી ભેગું કરી, નિહાવંદના યુદ્ધમાં આરબોનો સામનો કર્યો. આરબોની જીત થઈ. યઝદેગર્દ મર્વ નાસી ગયો. ત્યાં દસ વર્ષ એ અજ્ઞાત રહ્યો. અંતે ઈ.સ. 651માં એના જ સરદારોએ એને શોધી કાઢી મારી નાખ્યો. આરબ આક્રમણનો અંત આવ્યો. પરિણામે જરથુષ્ટ્રના અનુયાયીઓને કોહિસ્તાનના પહાડો તરફ નાસી જવું પડયું. ત્યાં અત્યંત કપરી પરિસ્થિતિમાં સોથી પણ વધારે વર્ષ જીવન ગાળવું પડયું. જ્યારે બીજા અનેક જરથોસ્તીઓને મુસલમાન ધર્મ પરાણે અંગીકાર કરવો પડ્યો.

1 પી.પી. બલસારા, 'હાઈલાઈટસ ઓફ પારસી હિસ્ટ્રી' મુંબઈ 1969 પૃ 1

2 એમ. એન. ધલ્લા, 'ઝોરોઆસ્ટ્રીઅન સિવિલાઈઝેશન' ન્યૂયોર્ક- 1922.પ્ર. 1

3 રોમન ધિર્શમન, 'ઈરાન' 1956 , પૃ. 61 ફૂટનોટ

4 ધલ્લા (ઉપરોક્ત) પૃ. 217.

5 ધલ્લા (ઉપરોક્ત) પૃ. 216.

6 જાકસ ડેશેસ્ને-ગુલમિન, 'રિલિજિયન ઓફ એન્શિયન્ટ ઈરાન', અંગ્રેજી અનુવાદ : કે. એમ. જામાસ્ત્ર અસ, મુંબઈ- 1973, પૃ. 32

7 નં. 6માં.

# 2. જરથુષ્ટ્ર

પારસીઓ મુકતપણે, શાંતિથી પોતાના ધર્મનું રક્ષણ અને પાલન કરવા હિંદ આવ્યા. એટલે, જરથુષ્ટ્રનાં જીવન અને સિદ્ધાંતો વિષે જાણવું યોગ્ય ગણાય.

પ્રાચીન ઈરાનમાં અનેક ધર્મો પ્રવર્તતા હતા. અનેક દેવ, દેવીઓની આરાધના થતી. એમાં ફળદ્રુપતાની દેવીઓ મુખ્ય હતી-ખાસ કરી અનાહિતા. આ હકીકતની પ્રમાણભૂત સાબિતી ઈતિહાસ આપે છે. અવસ્તામાં અનાહિતાનું સ્થાન હજી પણ અનેરું છે. ભક્તિભાવથી એની પૂજા થાય છે.

દેવો પણ અનેક હતા. કેટલાક , માનવજાત ઉપર આશીર્વાદ વરસાવતા. જ્યારે બીજા, અનાવૃષ્ટિ, દુષ્કાળ, વ્યાધિ અને મૃત્યુના દેવો હતા. આને કારણે, ઈરાનમાં જ્યારે પણ કોઈ મોટી આફત આવી પડતી ત્યારે, પ્રજા ભયની મારી પાંચસો ગાય ઢોરનો વધ કરતી. રોષે ભરાયેલા દેવોની શાંતિ માટે.

ધાર્મિક ક્રિયાઓમાં હોમ (વેદકાલીન સોમ) અગત્યનો ભાગ ભજવતો હતો. હોમ 'ઈફેડ્રા' નાના છોડના રસ છે. એવી માન્યતા છે કે એનો ઉપયોગ માનવીને અમર બનાવે છે. પરંતુ હોમનો વધુ પડતો ઉપયોગ નશો પણ ચઢાવે છે. મિડિયાનો એક વર્ગ માગી જ્ઞાની પુરષો અથવા પુરોહિતો-હોમનાં ક્રિયાકાંડમાં અને પ્રાણી વધ વખતે મુખ્ય ભાગ ભજવતો. અવસ્તામાં માગીનો મદાવન સંસ્કૃતમાં માઘ અને ગ્રીક ભાષામાં મોગુસ તરીકે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. દિવ્ય મંત્રો-'ગાથા' માં પણ જરથુષ્ટ્રે 'માગી' -'માગ સમાજ' નો નિર્દેશ કર્યો છે. આ જ્ઞાની વર્ગ જરથુષ્ટ્રના સિદ્ધાંતોને ઊંડી રીતે, ગહનતાથી સમજતો હતો. પોરફરીઅ 'માગુસ' નો અર્થ, ઈશ્વરની સૃષ્ટિને ડહાપણથી સમજનાર અને એકનિષ્ઠાથી એની ભક્તિ કરનાર કર્યો છે. મેજાઈ હખમનિયન વંશના રાજાઓના ગુરુ હતાં. 'શ્રેષ્ઠ ઈરાની'ઓ તરીકે એમની ગણના થતી. ફિલસૂફી, ગણિત અને ખગોળ વિદ્યાના એઓ નિષ્ણાત હતા.

દરેક જરથોસ્તી કમરની આસપાસ 'કુશ્તી' કસ્તી બાંધે છે. પરતું જરથુષ્ટ્રના સમય પહેલાં પણ 'કુશ્તી' બાંધવાનો રિવાજ હતો. પયગંબર વિષેની દંતકથાઓમાં 'કુશ્તી' નો ઉલ્લેખ છે. વીસ વર્ષની વયે જ્યારે એઓ ઘર છોડી ગુફાઓમાં ચિંતન કરવા માટે નીકળી પડયા. ત્યારે પયગંબરના પિતાએ એક યાદગાર ચિહ્ન તરીકે એમને 'કુશ્તી' આપી હતી. પણ 'સદરેહ' નો નિર્દેશ (સદરો) -'પવિત્ર ખમીસ'- જરથુષ્ટ્રના સમય

પહેલાં ક્યાંય થયો નથી. કેટલાક પહલવી ગ્રંથમાં કહ્યું છે કે પિશ્તાદિદિયન રાજા યિમા (જમશેદ)[1] એ ઈરાનીઓને બિલ્લા તરીકે સદરહું અને કુશ્તી પહેલવહેલાં આપેલાં. સદરેહ કુશ્તી બન્ને એક બીજાનાં પૂરક અંગવસ્ત્રો છે. આધુનિક પારસીઓ પણ એ પહેરે છે. એટલું જ નહિ પણ એની સાથે સંકળાયેલી કેટલીક પ્રાર્થના પણ રોજ કરે છે.

જરથુષ્ટ્ર, બલિદાન અથવા પ્રાણીઓના વધની વિરુદ્ધ હતા. એમનાં વિચાર પ્રમાણે દરેક પ્રાણી સામાન્ય જનતાનું પશુધન હતું. મધપાનની પણ એઓ વિરુદ્ધ હતા. જાદુ વગેરેમાં માનતા નહિ. એક ઈશ્વરમાં એમની શ્રદ્ધા અચળ હતી. એટલે અનેક ઈશ્વરની પ્રચલિત માન્યતા એમને માન્ય નહોતી. માત્ર 'અહુરામઝદા'-મહાજ્ઞાની અને જીવનદાતા એમને મન શ્રેષ્ઠ હતો. એને સાચા અંતકરણથી પવિત્ર દૃષ્ટિથી ઓળખવો જોઈએ.

જરથુષ્ટ્રનો જન્મ કયારે થયો, ઈતિહાસમાં એમનો સમય કયો, વગેરે પ્રશ્નો ઉપર આજે પણ પૂરતો પ્રકાશ પડયો નથી. અનેક મત એ વિષે પ્રચલિત છે. એમાં ત્રણ મુખ્ય માન્યતાઓ છે. સાસાનિયન સમયની માન્યતા પ્રમાણે, જરથુષ્ટ્ર એલેકઝાંડરની 258 વર્ષ પહેલાં થઈ ગયા. આ મત પશ્ચિમના વિદ્વાનોએ સ્વીકાર્યો છે. આ મત પ્રમાણે 'ગાથા'માં જે કાળ વિશ્તાસ્પનો નિર્દેશ થયો છે તે અને હયામનિયન વંશનો વિશ્તાસ્પ-મહાન દારાયૂસનો પિતા અને અરસામેઝનો પુત્ર-બન્ને એક જ હતા. પરંતુ આ બન્ને વિશ્તાસ્પની વંશાવલિઓમાં ઘણો તફાવત છે.[2] ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ પણ આ મત સ્વીકારી શકાય એમ નથી. 'ગાથા' ના ગાયત્રી અને ત્રિશટુભ છંદો અને ઋગવેદના કેટલાક પ્રાચીન ખંડો વચ્ચે ઘણું સામ્ય છે. એવી જ રીતે એના પારિભાષિક શબ્દો અને ભાષા વચ્ચે પણ મળતાપણું છે. પશ્ચિમના વિદ્વાનો ઋગવેદનો કાળ ઈ.સ. પૂર્વે-1,500નો ગણે છે. એ રીતે જોતાં જરથુષ્ટ્રે ઈ.સ.પૂર્વે-600 માં થઈ ગયા. એમ માનવું અશક્ય છે. એટલા માટે કે 'ગાથારુ ના વ્યાકરણના કેટલાંક અપ્રચલિત રૂપ સ્પષ્ટ કરવામાં, ઋગવેદનાં થોડાક ગૂઢ અર્થો મદદ રૂપ થઈ પડે છે.[3]

બીજી માન્યતા પ્રમાણે જરથુષ્ટનો સમય પ્લેટોથી 6,000 વર્ષ પૂર્વે ગણાયો છે. વિદ્વાનોએ આ અભિપ્રાય નવમી સદીનાં પહેલવી ગ્રંથ 'દીનકર્દ'માંથી તારવ્યો છે. 'દીનકર્દ' પ્રમાણે આ પૃથ્વી ઉપર જન્મ લેતાં પહેલાં પયગંબર આશરે 6,000 વર્ષ 'દિવ્ય રૂપે' રહ્યા હતા. આ મત પણ માન્ય રાખી શકાય એમ નથી.

ત્રીજું અનુમાન 'ગાથા' અને, ઋગ્વેદની ભાષા વચ્ચેના સામ્ય ઉપર અવલંબે છે અને, આર્યોના બે ભાગલા પડયા તેના ઉપર પણ- એક ભાગ હિંદ આવ્યો અને બીજો ઈરાનમાં જ રહ્યો. આ ભાગલા જરથુષ્ટે સૂચવેલા કેટલાક સુધારાઓને કારણે પડયા હતા. આ મત પ્રમાણે, જરથુષ્ટ્રનો સમય ઈ.સ.પૂર્વે 2,000 અથવા એથી પણ આગળ હોવાનું અનુમાન છે. આ ત્રીજું અનુમાન સંભાવ્ય છે.

જરથુષ્ટ્રના જીવન તરફ દૃષ્ટિ નાખીએ ત્યારે આનાથી પણ વધારે મુશ્કેલીનો સામનો કરવાનો રહે છે. ખાસ સાહિત્ય એ વિષય ઉપર પ્રાપ્ય નથી.[4] એટલી જ માહિતી આપણી પાસે છે કે જરથુષ્ટ્રના કૂળનું નામ 'સ્પતમા' હતું. પહેલવી પ્રણાલિકા પ્રમાણે પયગંબરના નવમાં પૂર્વજ ઉપરથી આ નામ પડ્યું હતું. એટલા માટે ઘણીવાર પયગંબર સાહેબને જરથુષ્ટ્ર સ્થિતમાન અથવા સ્થિતામીદ જરથુષ્ટ્ર તરીકે ઉદ્દેશવામાં આવે છે. એમના પિતાનું નામ પૌરૂશસ્પ- અસંખ્ય ઘોડાઓના માલિક. અને માતાનું નામ દુગ્દોવા એનો અર્થ ગોપી શાહરેસ્તાની (ઈ. સ. 1086-1153)-તરીકે ઓળખાતા ટોળાં ઉપરથી આ નામ પડયું હતું. આના ઉપર થી એક વધુ પુરાવો મળે છે કે પૌરૂશસ્પનું મૂળ વતન આદરબૈજાન હતું. અને દુગ્દોવા મિડિયામાં આવેલ રાય અથવા રાધાનાં વતની હતા. જરથુષ્ટ્ર શબ્દનો અર્થ 'દિવ્ય પ્રકાશ'. પયગંબર તરીકેના એમના સ્વીકાર પછી 'જરથુષ્ટ્રન'તરીકે એઓ ઓળખાવા લાગ્યા. પશ્ચિમના વિદ્વાનોએ 'જરથુષ્ટ્રન' નો અર્થ 'લાલાશ પડતા ઊંટોનો માલિક' કર્યો છે.

પયગંબર સાહેબના જીવન વિષે કેટલીક દંતકથાઓ છે. એમનાં અવસાન પછી સૈકડો વર્ષો બાદ લખાયેલા પહેલવી પુસ્તકોમાંથી આવી દંતકથાઓ મળી આવે છે.

મિડિયાના રાય શહેરમાં, ફ્રહીમ-રવા નામનો એક માયાળુ સજજન સદીઓ પહેલા રહેતો હતો. અને એક સુંદર પુત્રી હતી- દુગ્દોવા. પંદર વર્ષની જ્યારે એની વય હતી ત્યારે, એનું આખું શરીર તેજસ્વી પ્રકાશથી ઝળહળી ઊઠ્યું. અને હંમેશ આ પ્રકાશ એની સાથે રહેતો. લોકો માટે ખૂબ આશ્ચર્યની આ વાત હતી. કેટલાકને તો ડર પણ લાગતો. અને માનતા કે એને વળગાડ લાગ્યો છે. દુગ્દોવાના પિતાએ આથી એને આદર બૈજાનાનાં એક શહેરમાં મોકલાવી દીધી. પેતેરસ્પે અહીં એને મદદ કરી અને પોતાના પુત્ર પૌરૂશસ્પ સાથે લગ્ન કરાવી આપ્યાં.

એક સુંદર શહેર હતું-પહાડોની હારમાળા અને એમાંથી વહેતી એક નદી અને પણ કોકેસસના પહાડોમાંથી નિકળી અર્ક આર્મિનિયા અને આદરબૈજાન થઈ, કાસ્પિયન સમુદ્રમાં ઠલવાય છે. વસંતની એક ખુશનુમાં સવારે આ અર્ક શહેરમાં જરથુષ્ટ્રનો જન્મ થયો.

ઈમા (જમશેદ) ના સમયથી ઈરાનમાં 21મી માર્ચે બેસતું વર્ષ ઊજવવાની પ્રથા શરૂ થઈ. આજે પણ ઈરાનમાં એ જ દિવસે નવા સાલની ઉજવણી થાય છે. અને છ દિવસ પછી પયગંબર સાહેબનો જન્મદિવસ- ખોરદાદ સાલ - મનાવવામાં આવે છે.

કેટલાક ચમત્કારો પણ જરથુષ્ટ્રન જીવન સાથે સાંકળવામાં આવ્યા છે. એવી માન્યતા છે કે એમના જન્મ સમયે પયગંબર હસતા હતા. જ્યારે સામાન્ય રીતે નવજાત બાળક રડતું હોય છે. ગ્રીક ઈતિહાસકાર પ્લિનીએ કહ્યું છે કે આ બાળકનાં જ્ઞાન તંતુઓનું સ્પંદન ઘણું તેજ હોવાથી એના શિરને કોઈ પણ વ્યકિત અડી શકતી નથી.

પયગંબર સાહેબના સમયમાં એક દુષ્ટ જાદૂગર દોરા સરૂન થઇ ગયો. એના સાથીદારોએ અને એણે અનેકવાર જરથુષ્ટ્રને મારી નાખવા પ્રયત્નો કર્યા હતા. એક વાર જરથુષ્ટ્રને ઉપાડી જઇ અલબુઝના પહાડ ઉપર મૂકવામાં આવ્યા. એક ગીધ પક્ષીએ ત્યાંથી બાળકને પોતાનાં બચ્ચાં સાથે માળામાં ઉછેર્યું. આખરે શોધખોળ કરી દુઃખી દુગ્દોવા નાના જરથુષ્ટ્રને જંગલમાંથી ઘેર લાવ્યાં. ફરી એક વાર આ જાદૂગરોએ બાળકનું જીવન ઓલવી નાખવા પ્રયત્ન કર્યો. આ વખતે એક ખીણમાં નાંખી દીધું. એવી માન્યતાથી કે સાંજે ચરીને પાછા ફરતાં ઢોરો ખીણમાં પાણી પીવા જતાં જરથુષ્ટ્રને ચગદી નાખશે. પરંતુ એવુ બન્યું નહિ. એક મસ્ત ગાય બાળકને રક્ષણ કરતી ત્યાં ઊભી રહી ગઇ. અને ધણ એની બન્ને બાજુએથી પસાર થઇ ગયું. ત્રીજી વાર, દોરાસરૂન અને એના સાથીઓએ વરુઓના ટોળા વચ્ચે બાળકને નાખ્યું. જાદૂગર ત્યારે પણ ફાવ્યો નહિ. એક વરુની જોડી બાળ જરથુષ્ટ્રને ફાડી ખાવા ગઇ ત્યાં જ એમનાં જડબાંને પક્ષાઘાત થઇ ગયો. એ વખતે ત્યાંથી પસાર થતી બે બકરીઓ એમને લઇ ગઇ. અને માતા દુગ્દોવા શોધતી આવી ત્યાં લગી દૂધ પાઇ દેખભાળ કરી.

હવે જાદૂગરો નાસીપાસ થયા હતા-ગુસ્સે પણ થયા હતા. ત્રણ વાર એમને નિષ્ફળતા મળી હતી. એટલે ફરી એક વાર બાળકને ઉપાડી જઇ અગ્નિકુંડમાં હોમી દીધું. પરંતુ, બાળક કુંડમાં પડતાં જ અગ્નિ, પુષ્પોની પથારી જેવો મુલાયમ બની ગયો.

એક દિવસ દોરાસરૂને પોતે છેલ્લો પ્રયત્ન કર્યો. ઘરમાં ઘૂસી જઇ, સૂતેલાં બાળક ઉપર બરછીનો ઘા કરવા ગયો. પણ ત્યારે એનો હાથ જ હવામાં અદ્ધર રહી ગયો અને બરછી જમીન ઉપર પટકાઇ પડી.

ગરીબોની દુર્દશા જોઇ માયાળુ, અને વિચારશીલ જરથુષ્ટ્રનું હૃદય હંમેશ દ્રવતું હતું. દેશમાં એક વાર દુષ્કાળ પડયો ત્યારે સઘળી મતા ભૂખે મરતા લોકોને આપી દેવા એમણે પોતાના માતા-પિતાને વિનવ્યાં. પરિણામે જરથુષ્ટ્રનું કુટુંબ પણ અકિંચન બની ગયું. પરંતુ એનો કોઇ વિષાદ જરથુષ્ટ્રને નહોતો. ઉલટાનો જીવનનો આનંદ, સંતોષ એમણે મેળવ્યો હતો.

જરથુષ્ટ્રે પંદર વર્ષની વયે સંસારની માયાનો ત્યાગ કર્યો. પોતાનું લક્ષ 'અહુરા મઝદા' ઉપર કેંદ્રિત કર્યું. એની ભકિતમાં લીન થઇ ગયા.ભગવાન બુદ્ધ અને મહાવીરની જેમ એમને પણ ઇશ્વરની સૃષ્ટિનો ભેદ ઉકેલવો હતો. દુઃખ અને મૃત્યુ, આ પૃથ્વી ઉપર શા માટે ?કોઇ ગરીબ, કોઇ ધનવાન શા માટે ? કેટલાંક પાસે પૂરતું અન્ન પણ નથી જ્યારે બીજાઓ પાસે કોઠાર ભર્યો છે.સંસારમાં પાપ, દુષ્ટતા શા માટે ? આવા અનેક પ્રશ્નો જરથુષ્ટ્રને મૂંઝવવા લાગ્યા.

સત્યની શોધમાં ઉષી-ડરેન પહાડ ઉપર એક ગુફામાં પયગંબર કંદમૂળ અને બકરીના દૂધના આધારે દસ વર્ષ એકાંતમાં રહ્યા. ત્યાં એમનાં પ્રજ્ઞાચક્ષુ

ઊઘડયાં-'પ્રકાશ' મેળવ્યો. ત્યાં 'અહુરામઝદા' સાથે એકતાર થયા. બન્ને વચ્ચે સંવાદિતા સંધાઇ. મૂંઝવતા પ્રશ્નોનો ઉકેલ જડયો.

ત્રીસ વર્ષની વયે 'અહુરા મઝદા' નો સંદેશો લઇ જરથુષ્ટ્ર સંસારમાં પાછા આવ્યા-જે જ્ઞાન પ્રાપ્ત થયું હતું, તેનો ફેલાવો કરવા. જરથુષ્ટ્રનો પિત્રાઇ, મૈધ્યો મહોંગા એમનો પહેલો અનુયાયી બન્યો. બન્ને ઘણાં વર્ષો સુધી 'અહુરા મઝદા' નો સંદેશ લઇ ખૂબ ભટક્યા. પણ કોઇ એમને સાંભળવા તૈયાર નહોતું. કેદવ, ગ્રેહમા, કર્પણ, કાવ અને ઉસિક્ષ જેવી અનેક જાતિઓએ એમના ઉપદેશ પ્રત્યે' દુર્લક્ષ કર્યુ.

એક દિવસ દૈત્ય (ઓકસસ) નદી આગળ બન્ને આવી પહોંચ્યા. નદીના વહેતાં નીર આગળ જરથુષ્ટ્ર ચિંતનમાં બેસી ગયા. તેજસ્વી અશોફિરસ્તા વોહુમના-સુવિચારોનો અમર દૂત -એમની સામે આવી ઊભો રહયો.

'તારે શું જાણવું છે ?' વોહુમને પ્રશ્ન પૂછ્યો. 'હું મહાજ્ઞાની, જીવનદાતા અહુરા મઝદાની શોધમાં છું. તું મને એની પાસે લઇ જા.' વોહુમને, જરથુષ્ટ્રને બન્ને આંખો બંધ કરવા કહ્યું. પળભરમાં દિવ્ય શકિત એમને 'અનગ્ર રચાઓ ' -અનંત પ્રકાશ-અહુરા મઝદાના નિવાસ ઉપર લઇ ગઇ. જરથુષ્ટ્ર અલૌકિક પ્રકાશમાં તરબોળ, અહુરા મઝદા સમક્ષ આવી ઊભા રહ્યા. અનેક ગૂઢ પ્રશ્નો એમણે અહુરા મઝદાને પૂછયા-અસતનું મૂળ , પવિત્ર અગ્નિ-આતસ-નો અર્થ, સૃષ્ટિ અને માનવીનુંભાવિ વગેરે જ્ઞાનનાં આવા સંચય સાથે જરથુષ્ટ્ર વોહુમની સહાયથી પૃથ્વી ઉપર પાછા ફર્યા.

પૂર્વ ઇરાનમાં બેકટ્રિયાનું નાનું સરખું રાજ્ય હતું. કાવા વિસ્તાસ્પ ત્યાંનો રાજા હતો. એની રાણીનું નામ હુતાઓશ (હૂતાક્ષી) અસ્ફંદિયાર એમનો પુત્ર, અને વિશતાસ્પ બે વિશ્વાસુ વજીરો- જામાસ્પ તથા ફશોશસ્ત્ર, બન્ને ભાઇઓ હવોગ્વસ કુળના હતા. જરથુષ્ટ્ર અહીં આવી પહોંચ્યા. જે રાત્રે જરથુષ્ટ્રે બેકટ્રિયામાં પ્રવેશ કર્યો તે રાત્રે વિશતાસ્પને એક સ્વપ્ન આવ્યું. એના શયનખંડમાં એણે જરથુસ્ટ્રને સોનેરી સિંહાસન ઉપર બેઠેલા જોયા. એમનાં એક હાથમાં અગ્નિનો ગોળો અને બીજામાં'અવસ્તા' અને હોમનાં રોપની નાની ડાળી હતી. સ્વપ્નમાં વિશતાસ્પે હોમની ડાળી પોતાના હાથમાં લઇ રોપી. હોમમાંથી સ્ફૂરિત દિવ્ય શકિતએ વિશતાસ્પને કહ્યું :

" શહેનશાહ, સાંભળ. ઇશ્વર એક જ છે. અહુરા મઝદા-જ્ઞાન અને જીવનનો દાતા. એણે એના પયગંબર જરથુષ્ટ્રને 'દવેના વંઘુઇ' -સુધર્મ-શીખવ્યો છે. એ ધર્મ તું પણ અપનાવી લે. સાચનો આ ધર્મ છે. જેનું વર્ણન, આ ધર્મગ્રંથ, 'અવસ્તા'માં આપ્યું છે. "

હજી પણ વિશતાસ્પ સ્વપ્નાવસ્થામાં હતો. જરથુષ્ટ્રે અગ્નિનો ગોળો વિશતાસ્પનાં હાથમાં મૂક્યો અને કહયું આ અગ્નિને પ્રજળતો રાખવા કોઇ બળતણની જરૂર નથી. અને જેનાં હાથમાં એ રહે તેના હાથ પણ એથી બળતા નથી. પાણી અથવા માટીથી

એ ઓલવી શકાતોનથી. મહાન'અહુરા મઝદા'નું એ પ્રતિક છે. એની રખેવાળી તારે કરવાની છે.'

અને જરથુષ્ટ્રે વિશ્તાસ્પના હાથમાં અવસ્તા મૂકી રાજદૂતે સવારે રાજાને સંદેશો આપ્યો.

શહેનશાહ, બહાર એક વ્યક્તિ ઊભી છે. આપને મળવા ઇચ્છે છે.'

'એનું નામનું શું છે ?'

'જરથુષ્ટ્ર.'

'એને મારી પાસે જલદી લઈ આવ.' વિશ્તાસ્પને આગલી રાતનું સ્વપ્ન યાદ આવ્યું.

સતત ત્રણ દિવસ વિશ્તાસ્પના દરબારમાં જરથુષ્ટ્રે વિસ્તારથી ધર્મ સમજાવી એના ઉપર ચર્ચા કરી. બધી શંકાઓનું નિવારણ કરી અને વિરોધીઓને ચૂપ કરી દઈ જરથુષ્ટ્રે કહ્યું :

'શહેનશાહ ! અહુરા મઝદાનો સંદેશો લઈ હું તમારી પાસે આવ્યો છું. આ પુસ્તક 'અવસ્તામાં' એનું વર્ણન છે. તમે એના સિદ્ધાંતોનો અભ્યાસ કરો. અને જીવનમાં 'અશો પથો' (અશઈનો પંથ) સત્યનો માર્ગ સ્વીકારો. અહુરા મઝદાનો માર્ગ સત્ય અને પવિત્રતાનો છે. તમારી પ્રજાની અને તમારી મુક્તિ એમાં જ રહી છે. આજે તમારી વિદાય લઉં છું. આવતી કાલે તમારા ઉત્તર માટે હું ફરી આવીશ.'

કેટલાક ધર્મગુરુઓ અને દરબારીઓએ જરથુષ્ટ્રના સંદેશમાં પોતાની સત્તાનો અંત જોયો. વિશ્તાસ્પ જો અહુરા મઝદાનો નવો ધર્મ સ્વીકારે તો રાજદરબારમાં એમનું કોઈ વર્ચસ્વ રહે નહિં એટલે જરથુષ્ટ્ર જે ધર્મશાળામાં રહેતા હતા તેના માલિકને ફોડી કેટલીક ગંદી વસ્તુઓ એમની પથારી નીચે મુકાવી-સડેલાં હાડકાં, મડદાંના વાળ અને નખ, મારેલી બિલાડી અને કૂતરાનું ધડ-વગેરે.

બીજે દિવસે જ્યારે જરથુષ્ટ્ર વિશ્તાસ્પના દરબારમાં આવ્યા, ત્યારે જાદૂગરો અને ધર્મગુરુઓએ એમનાં ઉપર 'ઇલમી' હોવાનું આળ મૂક્યું. જરથુષ્ટ્રના ઓરડાની ઝડતી લેવાઈ. પેલી ગંદી વસ્તુઓ ત્યાંથી મળી આવી. શહેનશાહના ગુસ્સાનો પાર નહોતો. જરથુષ્ટ્રને કારાવાસમાં મોકલવામાં આવ્યા. રાત-દિવસ અંધારી કોટડીમાં પયગંબર પવિત્ર મંત્રોચ્ચાર કરતા રહ્યા. આને કારણે એક દિવસ પ્રકાશ એમની રક્ષા કરતો. કારાગૃહના ચોકીદાર માટે આવુ દૃશ્ય વિસ્મય પમાડે એવું હતું.

થોડાક સમય પછી રાજાનો પ્રિય ઘોડો 'અસ્પસિહા' (કાળો ઘોડો) લકવાથી પીડાવા લાગ્યો. સખત દર્દથી જમીન ઉપર એ આળોટતો હતો. એના પગ પેટમાં ખૂંચી ગયા હતા. રાજાને ખબર પહોંચાડવામાં આવી. રાજવૈદો, હકીમો વગેરે આવી પહોંચ્યા. પરંતુ કશું વળ્યું નહિ.

જરથુષ્ટ્રને ચોકીદાર મારફત અસ્પ-સિહાની માંદગીના સમાચાર મળ્યા. એમણે

શહેનશાહને સંદેશો મોકલ્યો, 'તમારા ઘોડાને હું સાજો કરી આપું. જરથુષ્ટ્રને દરબારમાં લાવવાનો હુકમ છૂટયો. સ્નાન કરી, પવિત્ર મંત્રોચ્ચાર કર્યા પછી એઓ હાજર થયા. દાખલ થતાંજ દરેક વ્યક્તિને એમણે આશીર્વાદ આપ્યા. અને 'અસ્પસિહા' જો સારો થાય તો શહેનશાહ પાસે ચાર વરદાનો માગવાં. રાજાએ તે શરત માન્ય રાખી.

પહેલું તો વિશ્તાસ્પ એમના ઊપદેશનું પાલન કરવા વચન આપે અને ભવિષ્યમાં કદી પણ 'અહુરા મઝદા'ના માર્ગથી ચલિત ન થાય.. વિશ્તાસ્પે વચન આપ્યું જરથુષ્ટ્રે ઘોડાની પહેલી નાળને સ્પર્શ કર્યો. પેટમાં ખૂંચી ગયેલો પગ એક ઝટકા સાથે બહાર આવ્યો. અને એમાં શક્તિનો સંચાર પણ થયો.

બીજું વરદાન માગતાં પહેલાં પયગંબરે રાજકુંવર અસ્ફંદિયારને દરબારમાં બોલાવી મંગાવવા કહ્યું.શૂરવીર કુંવર હાજર થયો ત્યારે એની તલવારના સૌગંદ ઉપર નવો ધર્મ સ્વીકારી લઇ ચારે કોર એનો ફેલાવો કરવા વચન મેળવ્યું. ઘોડાની બીજી નાળને જરથુષ્ટ્રે સ્પર્શ કર્યો. ઘોડાના પેટમાં ખૂંચેલો બીજો પગ પણ બહાર આવ્યો.

હવે, રાણીવાસમાં જવા એમણે પરવાનગી માંગી. ત્યાં રાણી હુતાક્ષીએ પણ જરથુષ્ટ્રના સિદ્ધાંતોને માન્ય રાખી અહુરા મઝદાના 'અશોપથ' ઉપર ચાલવાનું વચન આપ્યું. ઘોડાનો ત્રીજો પગ પણ પયગંબરના સ્પર્શ પછી બહાર આવ્યો. અને એમાં પણ ગતિનાં ચિહ્નો જણાયાં.

ચોથી માંગ એ હતી કે ધર્મશાળાના માલિકને બોલાવી એમની પથારી નીચે ગંદી વસ્તુઓ કોણે મૂકી હતી તેની ખાતરી કરવી. માલિકને શહેનશાહ પાસે હાજર કરવામાં આવ્યો. સત્ય અને મૃત્યુ વચ્ચે એને પસંદગી કરવાની હતી. શહેનશાહ પાસે સાચી હકીકત રજૂ કરી ગુનેગારોને છતા કર્યા. ગુનેગારોને મૃત્યુની શિક્ષા ફરમાવવામાં આવી. પરતું પયગંબરે દરમિયાનગીરી કરી એમને દેશવટાની શિક્ષા અપાવી. અંતે, ઘોડાનો ચોથો પગ પણ સાજો થયો. અને અસ્પસિહા આનંદથી ખડો થઇ ગયો.

આ પ્રસંગે જરથુષ્ટ્રની વય બેતાળીસ વર્ષની હશે. ફશોસ્ત્રની પુત્રી હવોવી સાથે એમનાં લગ્ન થયાં. પયગંબર છ સંતાનોના પિતા પણ બન્યા- ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓ. પુત્રોનાં નામ ઇસ્તાવસ્તર, ઉર્વતતનર, અન ખરુશીદચહેર . ફેની, થ્રિટી અને પૈરૂચિસ્તી- ત્રણ પુત્રીઓનાં નામ હતાં.

વિસ્તાસ્પના દરબારમાં જરથુષ્ટ્ર આરામનું જીવન ગાળી શક્યા હોત. પરંતુ એને બદલે એમણે કપરા પ્રવાસ પસંદ કર્યા- ધર્મના ફેલાવા માટે પગપાળા અથવા ઘોડો, ઊંટ કે 'યાક' ઉપર એમણે લાંબી મુસાફરી કરી, તિબેટ અને ચીન સુધી તેઓ પહોંચ્યા

હોવાનું મનાય છે. આમ ત્રીસ વર્ષ 'અહુગ મઝદા' એ ચીંધેલું કાર્ય એમણે કર્યુ. અંતે બેકટ્રિયાની રાજધાની બલ્ખમાં સ્થાયી થયા.

પયંગબરનું અવસાન અચાનક અને દુઃખદ હતું. એમની વય ત્યારે 77 વર્ષની હતી. એક દિવસ બલ્ખના 'આતશઘર'માં પ્રાર્થના કરતા હતા ત્યારે તુર-બરા-તુર નામનાં સરદારે એમની પીઠમાં ખંજર મારી હત્યા કરી. સમય વીતતાં આ પ્રસંગ સાથે એક દંતકથા સંકળાઈ છે. ખંજરનો ઘા પડતાં એમના હાથમાંની માળા સરદાર ઉપર ફેંકી જરથુષ્ટ્રે કહયું " તારા આ કૃત્ય માટે અહુરા મઝદા પણ જેમ હું તને માફ કરું છું. તેમ તે તને માફ કરશે." કહેવાય છે કે તુર-બરા-તુરનું પણ એ જ પળે મૃત્યુ થયું.

જરથુષ્ટ્રના ઉપદેશનો સાર શું ?[5] માનવ ઈતિહાસમાં એક જ ઈશ્વર -અહુરામઝદા-ની ગાથા ગાનાર એઓ પહેલા જ પયગંબર હતા. એ મહાજ્ઞાની અને જીવન આપનાર છે. ચૈતન્યઅને સત્યનો એ ઈશ્વર છે. નેકી, ન્યાય, પ્રેમ, દયાના માર્ગ તરફ આ ધર્મ માનવીને દોરી જાય છે. એક ચિતે શુદ્ધિથી એનું મનન કરવાની આવશ્યકતા છે. પ્રેમ અને જ્ઞાન એની આરાધનાં માટેના સાધનો છે. અને તે પણ માનવીએ પોતાની મરજીથી સ્વતંત્ર પણે અપનાવવાનાં છે. 'સ્વેચ્છા', જરથુષ્ટ્રના ઉપદેશનો મુખ્ય મંત્ર છે. સત્કર્મો કરવાં કે પછી દુરાચારીનો માર્ગ લેવો, એની પસંદગી માનવીએ પોતે કરવાની છે. માનવીની મનોક્રિયા, એક નીતિકથા દ્વારા, જરથુષ્ટ્રે સમજાવી છે. માનવ સ્વભાવના બે વિભાગ છે. બે 'મૈન્યુ' માનવીમાં બે મનોક્તિ વસે છે.

જરથુષ્ટ્રનો પહેલો ઉપદેશ અસતના મૂળ ઉપર છે. પયગંબર કહે છે કે માનવીએ સત અને અસત, બે શક્તિઓ વચ્ચે પસંદગી કરવાની છે.બન્ને વિચાર, આચાર અને વાણીમાં એકબીજાનાં વિરોધી તત્ત્વો છે. આ બંને તત્વો માનવીના મનમાં ગૂંથાયેલા પડયા છે. આ કારણે એની પ્રકૃતિના બે વિભાગ છે. સુવિચારના બળે માનવી જીવન-'ગય'- નું સર્જન કરે છે. પરિણામે અહુરા મઝદા અને એની દિવ્ય શકિતને એ પોતા પ્રત્યે આકર્ષવા શક્તિમાન થાય છે. પરંતુ જ્યારે માનવી અસતનો સાથ કરે છે- અનીતિનો માર્ગ લે છે.- ત્યારે એ 'અજયતી' ની દશામાં હોય છે. -જીવનનો નાશ એ કરે છે. એનો આત્મા ત્યારે કરમાઈ જાય છે. એના મનમાં સંઘર્ષ ઉત્પન્ન થાય છે. એ 'અએશમ'તરફ દોડે છે- ગુસ્સો એને ઘેરી વળે છે. માનવી ખૂની બને છે. આવી મનોદશા, માનવીનું જીવન વિષથી ભરી દે છે.

પોતાનાં સાચા અનુયાયીઓને ક્રોધથી ઉગારવા જરથુષ્ટ્ર ચાર શક્તિઓ મારફતે રક્ષણ કરે છે.-અશ, વોહુમન, ક્ષય અને આરમઈતિ. અશ'એટલે ઈશ્વરી નિયમ, વોહુમન -સુ-મન. ડૉ. ઈરચ તારાપોરવાલાએ 'વોહુમન' નો અર્થ સમગ્ર સૃષ્ટિ માટે ઈશ્વરનો દિવ્ય પ્રેમ કર્યો છે. ક્ષય-ઈશ્વરની શક્તિ, એનો પ્રતાપ-એની સૃષ્ટિ અને આરમઈતિ-ઈશ્વર પ્રત્યેની અવિચલ ભક્તિ. સત્યના માર્ગ ઉપર ચાલનાર માનવીના

જીવનમાં આ ચાર શક્તિઓ હંમેશ એનો સાથ કરે છે. દરેક કાર્યમાં એને માર્ગદર્શન આપે છે, પુષ્ટિ આપે છે.

પરંતુ અહુરા મઝદા દુષ્ટનો ત્યાગ કરતો નથી. એના પાપનો જ્યારે એને પશ્ચાતાપ થાય છે ત્યારે, વોહુમન -દિવ્ય પ્રેમ-દ્વારા એને ઈશ્વરની શક્તિનું, એના પ્રતાપનું જ્ઞાન થાય છે. અને એને અસત છોડી 'અશ'- પરમ સત્ય ને પોતાની જાત સોંપી દેવાનું શીખવે છે. સત, ત્યારે અસતની જગ્યા લે છે. એમનાં ઉપદેશના અંતે જરથુષ્ટ્ર કહે છે કે માનવીનાં સારા અને નરસાં કર્મો ઉપર સુખ અને દુઃખનો આધાર છે. જેને ઈશ્વરનો ડર છે તેને સુકર્મોનું ફળ જરૂર મળી રહેશે. જ્યારે લાંબા કાળ સુધી એક દુષ્ટને સહન કરવું પડશે. પરતું આખર તો અનંત આનંદ સર્વત્ર પ્રવર્તિ રહેશે.

પયગંબરે માણસજાતના બે વર્ગ પાડ્યા છે. 'અશવંત' અને 'દ્રેગવંત' પહલો વર્ગ સત્યનો પૂજારી છે. બીજો અસત્યનો. જ્યારે માનવી કોઈ પણ નિર્ણય કરે છે ત્યારે એ 'ચિનવતો-પેરેતુ-દ્વિમાગી પુલ' -ઉપરથી પસાર થતો હોય છે. સત્યનો પૂજારી સીધો એક દિશામાં ચાલ્યો જાય છે. ન્યાયનો સાથી, બીજા માર્ગ ઉપરથી 'ચિનવત' આખરી ન્યાયનો પણ પુલ છે- મૃત્યુ પછી માનવીનો આત્મા એના ઉપરથી પસાર થાય છે.

એટલુંજ નહિ પણ ઈશ્વરે 'ગેઉશ-ઉર્વા' આ 'સૃષ્ટિના આત્મા'ને-સમસ્ત સૃષ્ટિને, આ બેમાંથી કયા માર્ગે જવું તેનો સ્વતંત્રપણે વિચાર કરવાની છૂટ આપી છે. એક સારા રખેવાળનો સાથ કરવો કે પછી અસુરનો. સ્વાભાવિક રીતે પૃથ્વી, સત્ય અને ધર્મનો માર્ગ દર્શાવનાર સાથી અને રક્ષક -જરથુષ્ટ્ર-ને પસંદ કરે છે.

મૃત્યુ પછી ' અશવંત'- સત્યના પૂજારી-નું સ્થાન, 'ગરોદેમાના' દૈવી સુરોના આવાસમાં રહ્યું છે. અહીં, અહુરા મઝદા પોતે એમના દિવ્ય ધામમાંથી નીચે ઊતરી આવે છે.- જરથુષ્ટ્ર એમના અનુયાયીઓ અને 'માગ' પંથીઓને સત્સંગની તક આપવા. પવિત્ર આત્માઓ' ગરોદેમાના'માં અહુરા મઝદા સાથે પ્રાર્થનાની લયમાં એકતાન થઈ રહે છે. 'ગરોદેમાના' સચ્ચિદાનંદનું ધામ ગણાવી શકાય.

'દ્રેગવંતો'- અનેક દેવોના પૂજારીઓ 'દ્રુજો-દેમાના', અસતના આવાસમાં રહે છે. પોતાનાં કર્મોના કડવાં ફળો ત્યાં ચાખે છે. અંધકાર અને સ્વીત રૂદનના અવાજો એમને ઘેરી વળે છે. માનવીનાં દુષ્કર્મો અને એના અપવિત્ર અંતરનું આ પરિણામ છે.

અન્ય જીવો પ્રત્યેની સદ્દભાવના જરથુષ્ટ્રના ઉપદેશનું મધ્યબિંદુ છે. એટલા માટે, પયગંબરે એમના અનુયાયીઓને એક સાદો મંત્ર આપ્યો છે.-હુમ્ત, હુકત, હુવરશ્ત, અથવા, મનશ્ની, ગવશ્ની, કુનશ્ની-સારા વિચારો, સારી વાણી, અને સત્યકર્મો, સુવિચારોને પહેલવી ભાષાનાં લખાણોમાં આકાશી તારાઓ સાથે સરખાવવામાં આવ્યા છે. કારણ, જો વિચારોનો અમલ ન થાય તો એ દૂર દૂર વસેલા પેલા તારાઓ

જેવા જ પરિણામરૂપ રહે. એને કોઈ પામી શકે નહિ. એનાં ફળ કોઈ ભોગવી શકે નહિ. ટૂંકમાં સુવિચારોનો અમલ થવો જોઈએ.

સારા શબ્દો ચંદ્ર પ્રકાશિત અવકાશ જેવા છે. મીઠા શબ્દો જેવું જ સુંદર આચરણ પણ હોવું જોઈએ. નહિ તો એની અસર વધઘટ થતી ચંદ્ર જ્યોતિ જેવી પડે. સુકાર્યો, સૂર્યના વિશાળ ભવનમાં વસે છે. એને પ્રકાશિત કરવા કોઈએ પોતાના અસ્તિત્વની જાહેરાત કરવી જરૂરી નથી. ભવ્ય સૂર્ય અને આતર અ્વેહર, અગ્નિ ધર્મનાં પ્રતીકો છે. અહુરા મઝદાનું શરીર સૂર્યથી આચ્છાદિત છે જ્યારે તેમની દિવ્ય શક્તિ તેમના અસ્તિત્વનો ભાગ છે તે સૂર્ય સાથે સંબંધિત છે. અગ્નિ એ દિવ્યતાનું પ્રતીક છે અને તેથી તે અહુરા મઝદાનો પુત્ર કહેવાય છે. જેની રીતે ગંદી વસ્તુઓ ભૌતિક અગ્નિ બાળી નાખે છે. પણ પોતે ગુણતત્તા જાળવીને પવિત્ર રહે છે. તેજ રીતે અસત્ય પણ હૃદય અને મનમાંથી બળી જવું જોઈએ જેથી વિચાર, વાણી અને કર્મ સત્ય (અંશ)ને સમર્પિત થાય. આથી પવિત્ર અગ્નિ આતશ આતશ બહેરામ અને અગિયારીમાં સતત દિન અને રાત સુખડ લોબાનથી જળતો રહે છે. જેવી રીતે આ સમાર્પિત વસ્તુઓની સુગંધ સ્વર્ગમાં ઊંચે ચઢે છે તેજ રીતે દિવ્ય પ્રેમનો અગ્નિ પણ સુંદર પ્રાર્થનાઓની સુવાસથી પ્રજ્વલિત થવો જોઈએ. આધ્યાત્મિક જીવનનો બેવડો બદલો સંપૂર્ણતા અને અમરત્વ મૃત્યુ સમયે દુષ્ટ શક્તિ સાથે લાંબી અને કઠણ લડત પછી મળે છે. દરેક જરથોસ્તી શરીરની તંદુરસ્તી અને સ્વાસ્થ્ય વાળી લાંબી જિન્દગી માટે પ્રાર્થના કરે છે. જેથી તે અંત સુધી દુષ્ટ શક્તિ સાથે લડી શકે. જરથુષ્ટ્ર અસત્યની આરાધનાથી દૂર રહેવા બધા માનવીઓને અપીલ કરે છે અને બધા પ્રપંચોને છોડી દેવા કહે છે જેથી એક દિવસ માનવી મૃત્યુ પર મહાન વિજય મેળવી શકે. જીવન અને સત્યથી મૃત્યુ અને દુષ્ટ શક્તિ પર વિજય મેળવવા આ વિશ્વમાં માનવીએ પોતાના જીવનમાં ફરજ બજાવવાની છે. જરથુષ્ટ્ર દરેક વ્યક્તિને દરેક વિચાર અને કાર્ય પડકારવા અને તેમ કરીને સત્યને પસંદ કરવા કહે છે જેથી દિવ્ય કાનૂન અને પવિત્ર મનની લીલી હરિયાળી પર માનવી માર્ગ કરી શકે.

1 એમ.એમ.ધલ્લા 'ઝોરોઆસ્ટ્રિયન સિવિલાઈઝેશન', ન્યૂ યોર્ક, 19224 પૃ.14-15 174, 365.

2 જુઓ પરિશિષ્ટ - ક.

3 ઈરાચ જે એસ. તારાપોરવાલા 'ગાથા મીટર એન્ડ ચાન્ટિંગ' બુલેટિન ઓફ ડેક્કન કોલેજ રીસર્ચ ઈન્સ્ટિટ્યૂટ વાલ્યુમ-VIII, 219-224 'અવેસ્તા' 56 જુઓ ભાગ-1 (હિન્દી) સં:એમ. એફ. કાન્ગા અને એસ. એન. સોનટક્કે, પૂના, 1962 પૃ. અને - XVIII અને XXI - XXII.

4 એ.વી.ડબલ્યુ.જેકસન 'ઝોરોઆસ્ટર' ન્યૂયોર્ક, 1909.

5 એફ. જે. બોર્ડ અને પી નાસાવટી, સોંગ્ઝ ઓફ જરથુષ્ટ્ર' લંડન 1952 પૃ 30-35.

## 3. ધર્મ ક્રિયાઓ અને રિવાજો

જરથુષ્ટ્રના ઉપદેશોની પવિત્રતા લાંબા સમય સુધી સચવાઈ નહિ. એમનાં અવસાન પછી 'ગાથા'નું અસ્તિત્વ વિસરાતું ગયું. અને અનાહિતા તથા બીજા અનેક દેવતાઓએ જરથોસ્તી પ્રાર્થનામાં સ્થાન લીધું. પારસીઓના ધર્મગ્રંથ 'ખોરદેહ અવસ્તા'માં અહુરામઝદા, અશવહિસ્ત (અર્દિબહેશ્ત)-આતાશ, સૃઓશ (સરોશ)-દેવી અંતસ્ફૂર્તિને- કેટલીક સ્તુતિ અર્પણ થઈ છે. પરંતુ એ ઉપરાંત સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, તારામંડળ અને ત્રિશ્ત્રિય- જેનું આગમન સૂકી ધરતી માટે વર્ષાની આગાહી કરે છે. -વિષે પણ કેટલીક સ્તુતિઓ અવસ્તામાં ઉમેરાઈ છે. પેઢીઓથી આવી વિલક્ષણતા જરથોસ્તીઓએ માન્ય પણ રાખી છે કદાચ એવી માન્યતાથી કે આ બીજાં તત્વો પણ અહુરા મઝદાના જુદા જુદાં સ્વરૂપો છે. અને એટલે એમની આરાધના પણ થવી જોઈએ.

જરથુષ્ટ્રે આપેલા ઉપદેશોના મૂળ સિદ્ધાંતો, ધાર્મિક ક્રિયાઓ અને રિવાજોમાં સચવાઈ રહ્યા છે. આધુનિક પારસીઓ એનું પાલન કરે છે. એટલે આમાંની કેટલીક અગત્યની ક્રિયાઓ ઉપર પ્રકાશ પાડવો યોગ્ય ગણાય.

**નવજોત**

એક જરથોસ્તીના જીવનમાં સૌથી અગત્યનો પ્રસંગ નવજોત-યજ્ઞોપવિત- છે. સાત અને અગિયાર વર્ષની વચ્ચે માતા, પિતા, સગાંવહાલાં અને મિત્રોની હાજરીમાં આ ક્રિયા કરવામાં આવે છે. સ્વતંત્ર પસંદગી ઉપર પયગંબરે ભાર મૂક્યો હોવાથી જરથોસ્તી માતા પિતાને ત્યાં જન્મ લેવાથી બાળક એ ધર્મનું અનુયાયી બનતું નથી. એટલે નવજોતની ક્રિયા પછી સ્વતંત્ર બુદ્ધિથી એ જરથોસ્તી ધર્મમાં પ્રવેશ કરે છે જ્યારે એને 'સદરો' તથા 'કુશ્તી'- ધર્મનાં બે મુખ્ય પ્રતિકો- પહેરાવવામાં આવે છે.

નવજોતની ક્રિયા પહેલાં દરેક બાળકને ચોક્કસ પ્રાર્થના-કુશ્તી-શીખવવામાં આવે છે. અને એનો અર્થ પણ સમજાવવામાં આવે છે. બીજું, સદરા ઉપર કુશ્તી કેવી રીતે બાંધવી તેનું શિક્ષણ એને આપવામાં આવે છે.

ઈરાનની પરંપરા પ્રમાણે, જમશેદના સમયથી કુશ્તી બાંધવાનો રિવાજ શરૂ થયો છે. પયગંબરે પણ આ રિવાજ માન્ય રાખ્યો. પરંતુ સાથે સાથે સદરા ઉપર કુશ્તી બાંધવાની પ્રણાલિકા એમણે શરૂ કરી. પહેલવી ભાષાના લેખકોએ 'વોહુમનીક વસ્ત્ર' સદરાનો અર્થ, મન 'વોહુમન'નું વસ્ત્ર કર્યો છે. એવી જ રીતે કુશ્તી બાંધતી વખતે

કરવામાં આવતી દૈનિક પ્રાર્થના- દિનીક નિરંગ- વિષે પણ પયગંબરે ખાસ આજ્ઞા કરી છે. 'અહુરા' પ્રત્યેની માનવીની સંપૂર્ણ વફાદારીનું પ્રતિક તે 'કુશ્તી'. એક વાર એ છોડ્યા પછી પ્રાર્થના કરી ફરી બાંધવાથી પાપ અને અનિષ્ટ સામે દ્વાર બીડાઈ જાય છે. વિનાશી તત્વો સામે 'કુશ્તી' માનવીનું રક્ષણ કરે છે.

ઘેટાંનાં ઊનમાંથી 'કુશ્તી' વણાય. 'યસ્ન' -પ્રાર્થનાનું એક પ્રકરણ - ના બોતેર અધ્યાય છે. એટલે 'કુસ્તી'ના પણ બોતેર તાર હોવા જોઈએ. ધર્મગુરૂ સમાજની સ્ત્રીઓ સિવાય 'કુશ્તી' વણવાનું કાર્ય કોઈ કરી શકે નહીં. કારણ કે એ વણવાની ક્રિયાના દરેક તબક્કે ખાસ સ્તુતિ કરવાની હોય છે.

કોઈ પણ સફેદ વસ્ત્રમાંથી સદરો બનાવી શકાય-ખાસ કરી મલમલમાંથી સદરાના ગળાનો આકાર અંગ્રેજી 'વી' (V) જેવો હોય છે. 'ગિરેબાન' 'કિસ્સે-કેરફેહ'- સુકાર્યોની નાનકડી કોથળી-તરીકે ગણવામાં આવે છે. સદરાનો સફેદ રંગ, નિર્દોષતા અને પવિત્રતાનું સૂચન છે. જ્યારે, ગિરેબાન માનવીને એની ભલાઈ, ઈશ્વરની ભલાઈના પ્રમાણમાં માત્ર એક ચોરસ-ઈંચ જેવડી છે, એનું ભાન કરાવે છે. ગરીબ માણસને એક સદરો બનાવવા જેટલું કાપડ ન મળે તો જુદા જુદા સફેદ કાપડના ટુકડાઓમાંથી એ સદરા બનાવી શકે છે. દરેક સદરાની નીચે, બાજુમાં ત્રણ 'તીર' નાનાં સાંધા -હોય છે. એ દર્શાવવા કે ઈશ્વરની દૃષ્ટિમાં ગરીબ અને તવંગર વચ્ચે કોઈ ભેદભાવ નથી. ત્વચાને અડીને સદરો પહેરવાનો નિયમ છે.

ઇરાનમાં નવજોતની ક્રિયા વહેલી સવારે થતી હતી. હાલ સવારે અથવા સૂર્યાસ્ત પહેલાં કરવામાં આવે છે.

નવજોતને દિવસે બાળકને પ્રથમ સ્નાન -નાહન-કરાવી દાડમનું પાંદડું ચાવવા અપાય છે. અને, થોડોક 'હોમ' નો રસ પણ પીવાડવામાં આવે છે. દાડમ, ડહાપણનું પ્રતીક છે. અને 'હોમ' અમરત્વનું આ ક્રિયા વખતે પ્રથમ બાળક અને ધર્મગુરૂ બન્ને સાથે ચોક્કસ પ્રાર્થના કરે.છે.

પૂર્વ ક્રિયા પછી ખાસ તૈયાર કરેલા મંચ ઉપર બાળકને લાવી, એક થી વધુ ધર્મગુરૂઓની હાજરીમાં બાકીની ક્રિયા થઈ શકે. ક્રિયા વખતે એક 'અફરગાન'-ધૂપદાન-માં સુખડ તથા લોબાન મૂકી આતાશ-અગ્નિ-પ્રગટાવવાનો રિવાજ છે.

બાળકના અંગ ઉપર એ સમયે સુરવાળ સિવાય બીજું કોઈ વસ્ત્ર હોતું નથી. એનું ખુલ્લું શરીર ત્યારે ફકત શાલથી ઢાંકવામાં આવે છે. નવજોત સવારે હોય તો પૂર્વ તરફ મુખ રાખી બાળક ધર્મગુરૂ સમક્ષ ઊભું રહી એની સાથે સ્તુતિ કરે. સ્તુતિ થયા બાદ, બાળકને સદરો પહેરાવવામાં આવે. હવે ધર્મગુરૂ, કુશ્તી અને બાળકનો હાથ પોતાના હાથમાં લઈ એની સાથોસાથ કુશ્તી બાંધતી વખતે કરવામાં આવતી પ્રાર્થના કરે.

ક્રિયાનો અંત 'ફ્રવરાને' ની સ્તુતિથી આવે- ત્યારે બાળક જરથોસ્તી ધર્મનો સ્વીકાર કર્યાનો એકરાર કરે છે

કમર આસપાસ ત્રણ વાર કુશ્તી બાંધવાનો રિવાજ છે. આ સૂચવે છે કે વિચાર, વાણી અને કર્મથી દરેક જરથોસ્તી અહુરામઝદાની સેવા કરવા, પોતાની જાત અર્પણ કરવા તૈયાર છે. કુશ્તીની પહેલી ગાંઠ 'શ્યોથનનામ'-કૃત્ય શબ્દ ઉપર બંધાતી હોય છે. અને પછી બે વાર 'અહુનવર્યો' નો મંત્રોચ્ચાર કરવામાં આવે છે. 1 આ સૂચવે છે કે રોજ દરેક પારસી 'દ્રિધુ' ઘરબાર વિનાના દુઃખી જનોની સેવા કરવા અને એમના પ્રત્યે સદા પ્રેમ દાખવવા ઈશ્વરને અહુરામઝદાને વચન આપે છે. કારણ કે વિશ્વ ઉપર 'ક્ષથ્રેમ -આ -અહુરાઈ'-અહુરાનું સર્વોપરિત્વ-ગરીબોની સેવા મારફત જ સ્થાપી શકાય.

જૂના જમાનામાં તો શૌચકાર્ય અને સ્નાન પછી કુશ્તી અચૂક કરવામાં આવતી. એવી જ રીતે જમવાનાં પહેલાં પણ કુશ્તી કર્યા પછી પારસીઓ જમવા બેસતા. પરંતુ આજના યાંત્રિક જીવનમાં, સમયના અભાવને કારણે સાધારણ રીતે સવારે ઊઠ્યા પછી અને રાત્રે સુતી વેળાએ, કુશ્તી કરવાનો નિયમ જળવાઈ રહ્યો છે. એ જ પ્રમાણે રોજ સ્નાન કર્યા પછી પણ કુશ્તી કરવી આવશ્યક છે.

**લગ્ન**

જીવનનો બીજો મહાન પ્રસંગ-લગ્ન. દરેક પારસીના જીવનમાં પણ એ પ્રસંગ અગત્યનો ગણાય. હિંદ આવ્યા પછી લગભગ પહેલા વિશ્વયુદ્ધ લગી પારસીઓમાં લગ્ન ક્રિયા ઘણી વિસ્તૃત હતી. હાલ, એમાં કેટલાંક ફેરફાર થયા છે.

ક્રિયાની શરૂઆતમાં પરણતું જોડું સામસામું બેસે અને બન્ને વચ્ચે ધર્મગુરૂ 'આડા અંતર' કરે જોડાની વચ્ચે સફેદ કપડાનો એક પડદો રાખે. આ કપડાનો છેડો એમની ખુરશીઓ સાથે બંધાય. ત્યાર પછી જોડાંના જમણા હાથો, સાતવાર ઝીણા દોરાથી એકબીજા સાથે બાંધવામાં આવે. બાજુમાં 'અફરગાન' લઈ મદદનીશ ધર્મગુરૂ, મુખ્ય દસ્તુરજી સાથે ઊભા રહી, વખતો વખત આતશમાં સુખડ-લોબાન મૂકતા જાય-આ દરમિયાન સ્તુતિ થતી રહેતી હોય. ખુશાલીની તાળીઓ વચ્ચે હવે પેલું સફેદ કપડાનું આવરણ ખસેડી નાખવામાં આવે. અને પરણતું જોડું એકબીજા ઉપર એમના ડાબા હાથની મુઠીમાં રહેલા ચોખાની વૃષ્ટિ કરે-કાચા ચોખાની વૃષ્ટિ પરણતાં જોડાની ભાવિ આબાદીનું ચિહ્ન છે. બાકી રહેલી ધર્મક્રિયા ત્યાર પછી પૂરી કરવામાં આવે .

અંતર દૂર કર્યા પછી લગ્ન ક્રિયા વખતે યુગલ એકબીજાની પાસે બેસે છે. માત, પિતા, અંગત સ્નેહીઓ અને બાળકો એમની પાછળ બેસે. અને જોડાની બાજુમાં બન્ને પક્ષના સાક્ષીઓ ઊભા રહે. જોડાની સામે ઊભા રહી ધર્મગુરૂઓ લગ્ન ક્રિયા કરતી વખતે કાયદાની એક કલમ અનુસાર પહેલાં વરપક્ષના સાક્ષીને પ્રશ્ન પૂછે :

'આ સાજન સમક્ષ, આ શહેરમાં, આ દિવસે આ યઝદેગર્દિ સાલમાં તમે આ યુવતીને તમારા પુત્ર માટે માઝદયસ્નીઓના રીતરિવાજો અને કાયદા પ્રમાણે કુળવધુ તરીકે સ્વીકારો છો ?

'કન્યા પક્ષના તમારા કુટુંબીઓ, આ યુવતીને પ્રામાણિક ઇચ્છા અને સાચા વિચાર, વાણી અને કૃત્યોથી આ યુવાન સાથે જીવનભર નેકીની વૃદ્ધિ માટે લગ્ન ગાંઠથી બંધાવા સંમતિ આપો છો ?'

આના ઉત્તરમાં સાક્ષી સંમતિ આપે છે.

ત્યાર પછી ક્રિયાનો અગત્યનો ભાગ આવે છે. વર-વધૂને પ્રશ્ન પૂછવાનો.

"તમે બન્ને પવિત્ર વિચારોથી આજીવન લગ્ન સંબંધથી જોડાવા રાજી છો ?"

વરવધૂ કબૂલાત આપે છે : 'પસંદેહ કરદમ'

ત્રણ વાર આ પ્રશ્ન પૂછવામાં આવે. અને ત્રણ વાર એનો ઉત્તર 'પસન્દે કરદમ'(હું રાજી છું) અપાય. આ પ્રશ્નનો ઉત્તર જો ન મળે તો એ જ વખતે લગ્ન ક્રિયા બંધ કરવામાં આવે. જોડાની ઇચ્છા વિરુદ્ધ કોઇ પણ ધર્મગુરૂ લગ્ન કરી શકે નહિ.

યુગલની સંમતિ મેળવ્યા પછી પાઝંદ અને અવસ્તા ભાષામાં 'આશીર્વાદ' સારવામાં આવે- કેટલીક સુંદર શિખામણો આમા રહેલી છે. સંસ્કૃતમાં પણ 'આશીર્વાદ' સારવાની પ્રથા છે. એક યુગમાં 'સંસ્કૃત શિક્ષિત હિંદુઓની ભાષા હતી. જ્યારે પારસીઓ હિંદમાં આવ્યા ત્યારે એમણે પણ સંસ્કૃત ભાષાનો સારો અભ્યાસ કર્યો હતો. આશીર્વચનો ઉચ્ચારતી વેળાએ ધર્મગુરૂ વર-વધુ ઉપર ચોખાનો છંટકાવ કરે-લગ્ન જીવનમાં યુગલની આબાદી વધે એવું સૂચન એમાં રહ્યું છે.-' આશીર્વાદ' થી સઘળી ક્રિયાનો અંત આવે.

ક્રિયાને અંતે ધર્મગુરૂઓને શાલ અને રોકડ નાણું ભેટ આપવામાં આવે. અને ત્યાર પછી માત-પિતાના આશિષ લઇ પવિત્ર આતશને પગે લાગવા 'આતશ બહેરામ'માં જાય છે. ત્યાં'આતશ ન્યાએશ'- અપ્તશની બંદગી સાથે સુખડ અર્પી, સાજનમાં જોડાય.

જમણ પછી કન્યા દીવો લઇ કુટુંબીજનો સાથે વરપક્ષના ઘરે જવા નીકળે. માર્ગમાં દીવી ઓલવાવી જોઇએ નહિ. ઘરના ઉંબરે પતિ એનું સ્વાગત કરવા ઊભો રહે. જમણા પગે કન્યા ઘરમાં દાખલ થાય. દીવી વરવધૂના ઓરડામાં આખી રાત પ્રગટતી રહે.

## મૃત્યુ

મૃત્યુ આસપાસ કેટલીક અતિસુંદર ક્રિયાઓ અને પ્રાર્થનાઓ વણાયેલી છે.

આખરી પળોમાં જો વ્યક્તિ પોતાના ઘરમાં હોય તો એ ઓરડાનો એક ખૂણો ધોઇ ત્યાં જમીન ઉપર સ્વચ્છ કપડું પાથરવામાં આવ્યા પછી ધર્મગુરૂને તેડાવવામાં આવે.. એમના આગમન પછી એઓ 'અફરગાન'માં અગ્નિ પ્રગટાવી સુખડ-લોબાન મૂકી,

પ્રાર્થના શરૂ કરે. જેથી આ શરીર છોડી પરલોક તરફ પ્રયાણ કરતા આત્મા માટે શાંત, પ્રસન્ન વાતાવરણ સર્જાઈ રહે.

જ્યારે વ્યક્તિનો અંત આવે ત્યારે એનું નજીકનું સ્નેહી અથવા મિત્ર શબના કાનમાં 'અશેમ વોહુ' અથવા 'અહુન વૈર્ય' નો મંત્ર પઢે. શબને સ્નાન કરાવી ફાટેલા સદરાઓમાં વીંટવામાં ન આવે ત્યાં લગી આ સ્તુતિ ચાલુ રહેવી આવશ્યક છે.

સ્નાન કરાવ્યા પછી શબને અડકી શકાય નહિ. એના શિર આગળ એક દીવો સળગાવી બે વ્યક્તિઓ 'અશેમ વોહુ'[2] અથવા 'અહુન વર્યો' નો મંત્રોચ્ચાર કરતી બેસી રહે.

બે અનુભવી વ્યક્તિઓ હવે સ્નાન, કુશ્તી કરી સ્વચ્છ કપડાં પહેરી મૃતદેહ જે ઓરડામાં રાખવામાં આવ્યો હોય ત્યાં 'પયવંદ' થઈ - જોડ થઈ - દાખલ થાય. એવી માન્યતા છે કે 'પયવંદ'- સફેદ કપડાનો રૂમાલ, ટુકડો-અથવા દોરી-મૃતદેહના કોઈ ચેપ અથવા પ્રદૂષણ સામે આ બે વ્યકિતઓનું રક્ષણ કરવા સમર્થ નીવડે- એમને આધ્યાત્મિક શક્તિ આપે.

શબને ઓરડામાંથી ઉપાડી હવે મુખ્ય ખંડમાં લાવવામાં આવે.ત્યાં ધોયેલી સાફ જમીન ઉપર સફેદ વસ્ત્ર પાથરવામાં આવે. અને આરસપહાણના પથ્થર ઉપર શબને મૂકયા પછી એના બન્ને હાથ એની છાતી ઉપર વાળી દેવામાં આવે. પગ પણ પદ્માસનની જેમ ગોઠણ આગળથી વાળવામાં આવે. કેટલીક વાર, બન્ને પગ લાંબા રાખી ઘૂંટી આગળથી બાંધવામાં પણ આવે છે. શબનું મોં ખુલ્લું રખાય છે. જ્યારે એના શરીર આસપાસ સફેદ ચાદર વીંટાળવામાં આવે.

પથ્થર ઉપર શરીર મૂક્યા પછી મૃતદેહ આસપાસ ત્રણ 'કશ' સળિયા અથવા ખીલીઓથી ત્રણ વર્તુળ કરવામાં આવે. એટલી જગ્યા બહાર પ્રદૂષણ ફેલાય નહી એવો આશય આમાં રહેલો છે.

'કશ' પછી 'સગદીદ' ની ક્રિયા થાય. એક કૂતરાને સાંકળ અથવા દોરીથી બાંધી શબ પાસે લાવવામાં આવે-એની દષ્ટિ શબ ઉપર પાડવા. ('સગ' એટલે કૂતરો અને 'સગદીદ' એટલે કૂતરાની -દષ્ટિ). ઈરાનમાં એવી માન્યતા હતી કે જમીન ઉપર શબને મૂકયા પછી પણ જો પ્રાણ રહ્યો હોય તો પશુબુદ્ધિથી કૂતરો એ તરત પારખી શકે. કેટલાકોનું એવું પણ માનવું છે કે કૂતરાની દષ્ટિ શબમાં પડેલા વિનાશક તત્વોનો નાશ કરે છે.

'સગદીદ' ની ક્રિયા બાદ સુખડ-લોબાનના ધૂપ સાથે દસ્તુરજીઓ- ધર્મગુરૂઓ- અવસ્તામાંથી પ્રાર્થના શરૂ કરે. અંતે શબને દખમા (ટાવર્સ ઓફ સાયલન્સ)[3] માં મૂકવા લઈ જવાય. શબને કદી એકલું રાખવામાં આવતું નથી. એને ઉપાડતી વખતે પણ ઓછામાં ઓછી ચાર વ્યક્તિઓ હોવી જરૂરી છે. -નાનું બાળક હોય તો પણ શરીર ભારે હોય તો વધારે વ્યકિતઓની - ખાંધિયાની જરૂર રહે. પરંતુ, આ સંખ્યા બેકીની હોવી જોઈએ.

હાથ મોં ધોઇ, કુશ્તી કર્યા પછી ખાંધિયાઓ શબ પાસે લોખંડની નનામી-ગેહાન-મૂકે. અને 'ગેહ સારણાં'ની ક્રિયા શરૂ થાય. મોં ઉપર 'પદામ' બાંધી-સફેદ કપડાનો ટુકડો શબ જયાં હોય તેના દરવાજા પાસે ઊભા રહી બે ધર્મગુરૂઓ પહેલો ગાથા' 'અહુન વઈતિ' નો પાઠ કરે. પાઠને અંતે સગાં- સબંધીઓ, મિત્રો, શબને આખરી નમન કરે.

આખરી નમન બાદ ખાંધિયાઓ શબને સફેદ કપડાની પટ્ટીઓથી ગેહાન સાથે બાંધ્યા પછી પયવંદ કરી ઊભા રહે. એ વખતે ફરી 'સગદીદ' થાય. અને ત્યાર પછી 'પાયદસ્ત' નીકળે. પાયદસ્ત વખતે પણ એક સાથે બે વ્યકિતઓને પયવંદ કરી ચાલવાનો રિવાજ છે.

દખ્માના દ્વાર પાસે ખાંધિયાઓ શબ નસે સાલારોને સુપરત કરી દે. અહીં છેવટની 'સગદીદ' કરવામાં આવે. પાયદસ્ત પાછી ફરે. નસે સાલરો ગેહાન ઉપરથી શબને નીચે ઉતારે. અને એને વીટાળેલાં બધાં કપડાં કાઢી શબ 'પાવી' દખ્મામાં શબને મૂકવાની જગ્યા-ઉપર મૂકે છે. ગીધ વગેરે પક્ષીઓના ભક્ષ માટે . એકાદ અઠવાડિયા બાદ, સૂકાં હાડકાંઓને ભેગા કરવામાં આવે. અને દખ્માની વચ્ચે રાખેલા કૂવામાં પધરાવી દેવાય. ત્યાં એ સડવા માંડે છે. આ કૂવાના તળિયાનું ચણતર રેતી અને કોયલાના મિશ્રણથી ખાસ કરેલું હોય છે.

પાયદસ્તથી ઘેર આવી અવસાન પામેલી વ્યકિતના સગાંસંબધીઓ સ્નાન કરી પવિત્ર થાય. અને જે ઓરડામાં મૃતદેહ રાખવામાં આવ્યો હોય તે ફરીથી ધોઈ, સાફ કરી ત્યાં ધૂપ વગેરે કરવામાં આવે. ત્રણ દિવસ અને ત્રણ રાત એ જગ્યાએ આતશ પ્રજળતો રાખવામાં આવે. વખતો વખત સુખડ-લોબાન એમાં મૂકાતું રહે. દસ અથવા ત્રીસ દિવસ એ ઓરડામાં નાનો દીવો પ્રગટાવવામાં આવે અને ફૂલદાનીમાં પુષ્પો પણ રાખવામાં આવે.

ગુજરી ગયેલી વ્યકિતના મિત્રો અને સગાંઓ અવસાન પછી ત્રણ દિવસ માંસનો ખોરાક લેતા નથી. જૂના જમાનામાં તો જે ઘરમાં મૃત્યું થયું હોય ત્યાં ચૂલો પણ બંધ રહેતો-મિત્રો અથવા સગાંઓને ઘેરથી શાકાહારી ખોરાક એમને પહોંચાડવામાં આવતો.

ઈરાનમાં માન્યતા હતી કે મૃત વ્યકિતનો આત્મા ત્રણ દિવસ લગી એના ઘરની આસપાસ ભમતો રહે છે. જયાં એણે આખું જીવન ગાળ્યું તે જગ્યાનો ત્યાગ જલદીથી કરી શકતો નથી. અને વળી, એનાં સગાંવહાલાંઓનું રુદન સાંભળીને પણ એ દુઃખી થાય છે એટલે ત્રણ દિવસ ગુજરી ગયેલા આત્માના રક્ષણ માટે 'ફ્રવશી' ની ખાસ ક્રિયા કરવામાં આવે. અને સાથે સાથે અગાઉ ગુજર પામેલી પવિત્ર વ્યક્તિઓની પણ 'ફ્રવશી' થાય છે. આ ત્રણ દિવસો 'સરોશ'-ઈશ્વરનો દૈવીદૂત-ભમતા આત્માનો સાથ કરતો હોય છે. 'સરોશ' ઈશ્વર ઈચ્છામાં સંપૂર્ણ વિશ્વાસનું અને અંતસ્ફૂર્તિનું પ્રતિક છે.

ચોથે દિવસે આત્માચિનવદ પુલ તરફ આખરી ન્યાયનો પુલ-પ્રયાણ શરૂ કરે છે. એની ફ્રવશી અને સરોશ બન્ને માર્ગદર્શન કરવા સાથે રહે છે. અહીં, આત્મા એક બીજી દૈવી શકિત 'રશ્નુ' ને મળે છે. 'રશ્નુ' ન્યાયનું ત્રાજવું લઈ સારા-નરસાં કૃત્યોનું માપ કાઢે છે ત્યારે ન્યાયાધિશ 'મિથ્ર' છેવટનો ન્યાય આપવા હાજર થાય છે.

ન્યાયના ચુકાદા પછી 'ચિનવદ' ઉપર ફ્રવશી અને સરેશના સાથમાં આત્માની મુસાફરી આગળ વધે છે. અડધે રસ્તે આત્માનો મિલાપ એક અતિ સુંદર કુમારિકા સાથે થાય છે. આશ્ચર્ય સાથે આત્મા એને પૂછે છે :

'તેં મને ન ઓળખી ? પૃથ્વી ઉપર તેં કરેલા સુકૃત્યોની હું પ્રતિમા છું.

આત્માનો હાથ પકડી કુમારિકા એને ફ્રવશી અને સરેશ સાથે ' ગરોદએમન' -પવિત્ર આત્માઓના ધામ તરફ લઈ જાય છે. જયાં હંમેશ દૈવી સંગીતના સૂરો સંભળાતા હોય છે.

મૃત્યુ બાદ ત્રણ દિવસો સુધી, ઘરમાં અને અગિયારી અથવા આતશ બહેરામમાં સતત પ્રાર્થનાઓ થતી રહેવી જોઈએ- આત્મા ઉપર સરોશના આશીર્વાદ ઉતરે એવા આશયથી. આ પ્રાર્થનાઓ ખાસ અગત્યની છે. એવું માનવામાં આવે છે. કે મૃત્યુ સમયે આત્મા એક નાના બાળક સમો બની જાય છે. એટલે આ પ્રાર્થનાઓ એને ફરી પરિપક્વતા મેળવવામાં સહાય કરે છે.

ચોથે દિવસે આત્મા પૃથ્વીની બધી જંજાળોથી મુક્ત થાય છે. તે દિવસે 'સરોશ' ના આશીર્વાદ એના ઉપર ઉતરવા પામે એ આશયથી વહેલી સવારે ચાર વાગ્યે કેટલીક સુંદર પ્રાર્થનાઓ કરવામાં આવે. સવારે વહેલાં આવી- પ્રાર્થનાઓ કરવાથી સર્જાયેલું સૌમ્ય વાતાવરણ દુ:ખી હૃદયોને આશ્વાસનરૂપ થઈ પડે. એ જ પ્રમાણે, અવસાન પામેલી વ્યકિતની યાદમાં દશમાની, માસિયા અને છમાસીની ક્રિયાઓ સાથે પણ ચોકકસ પ્રાર્થનાઓ કરવાનો રિવાજ છે. છેવટે વાર્ષિક ક્રિયા કરવામાં આવે. એક વર્ષ પછી માત્ર અવસાન પામેલી વ્યક્તિની પુણ્યતિથિને દિવસે ખાસ પ્રાર્થનાઓ થાય છે.

## મુકતાદની ક્રિયા

પારસી નવાં વર્ષના દસ દિવસ પહેલાં મુકતાદની ક્રિયાઓ શરૂ થાય છે. ગુજર પામેલી દરેક વ્યક્તિઓ માટે ત્યારે 'ફ્રવશી' ની ક્રિયાઓ કરવામાં આવે છે. અને મુકતાદના છેલ્લા પાંચ દિવસોમાં 'ગાથા' ના શ્લોકોનું વાચન થાય છે. પયગંબરે પાંચ 'ગાથા' દિવ્યસ્તોત્ર'- આપ્યા છે. એટલે દરરોજ એકેક 'ગાથા' નું સ્તવન થાય.

'મુકતાદ' શબ્દ સંસ્કૃતમાંથી આવ્યો છે. મુક્તાત્મા -મુક્ત થયેલો આત્મા. દરેક અગિયારી, આતશ-બહેરામમાં મુકતાદની ક્રિયા થતી હોય છે.

જો ઘરમાં ક્રિયા કરવાની હોય તો એક ઓરડો ધોઈ, સાફ કરી, જમીન ઉપર સ્વચ્છ ચાદર પાથરી વચ્ચે 'અફરગાન' માં આતશ રાખવામાં આવે- એમાં

સુખડ-લોબાનનો ધૂપ ચાલુ રહે. અફરગાનની બાજુ એક ટેબલ ઉપર ગુજર પામેલી વ્યક્તિઓનાં નામ કોતરાયેલી ચાંદીની ફૂલદાનીઓમાં રોજ તાજાં પુષ્પો ગોઠવવામાં આવે. અને ઓરડાની એક દિવાલ ઉપર ગુલાબ, ગુલછડી જેવા સુગંધી પુષ્પોની ચાદર પણ બંધાય. સવાર સાંજ એ ઓરડામાં ધર્મગુરુની હાજરીમાં પ્રાર્થનાઓ ચાલુ રહે. ફૂલદાનીનાં પુષ્પો અને ફૂલની ચાદર મુકતાદના દિવસોમાં રોજ બદલવાનો રિવાજ છે.

ગરીબ કુટુંબને મુકતાદનું ખર્ચ ઉપાડવું મુશ્કેલ પડે. એટલા માટે અગિયારી કે આતશ બહેરામમાં જયાં મુકતાદ મંડાયા હોય ત્યાં પોતાના કુટુંબની ગુજર પામેલી વ્યક્તિઓનાં આત્માની શાંતિ અર્થે પ્રાર્થનાઓ કરી, કરાવી શકે છે. આવા સામુદાયિક મુકતાદ પણ મંડાય છે.

મુકતાદની પ્રાર્થનાઓ થતી હોય ત્યારે રોજ ફળ, ફૂલ, મીઠાઇ અને થોડોક પાકો ખોરાક, દુધ વગેરેનું અર્ધ્ય પુનિત આત્માઓની 'ફ્રવશી' (તેજ બિંદુરૂપી મુક્તાત્મા) ને ધરવામાં આવે છે. મુક્ત આત્માઓના આશિષ મેળવવાનો આમાં આશય હોય છે. સાધારણ રીતે એવી માન્યતા છે કે મુકતાદનાં દિવસોમાં સેંકડો મુક્તાત્માઓ સ્તુતિ કરનારાઓ તેજ બિંદુ સ્વરૂપે આ પૃથ્વી ઉપર ઊતરી આવે છે. અને એમનું તેજ સ્તુતિ કરનારાઓ ઉપર પથરાઈ વળે છે. દરેક ઘર ઉપર એમનાં આશીર્વાદ ત્યારે ઊતરે છે- જયાં એમને યાદ કરવામાં આવે, જયાં એમને માટે ખાસ પ્રાર્થનાઓ થતી હોય અને જયાં એમને ખાસ અર્ધ્ય ધરાતું હોય. દરેક સ્થળે એઓ હાજર રહે છે, દુવા આપતા જાય છે.

મુકતાદના દસમે દિવસે ફ્રવશીઓ' આશિષ મૂકી ફરી અહુરા મઝદા પાસે પોતાના મુક્તિધામમાં પાછા વળે છે.

નવા વર્ષને દિવસે આબાલવૃદ્ધ સૌ અગિયારી, આતશ બહેરામમાં જઇ પ્રાર્થના કરે. ઘરને શણગારે નવા વસ્ત્રો પહેરે અને સ્વાદિષ્ટ ભોજન બનાવી આનંદ ઉમંગથી દિવસ ઉજવે.

નવા વર્ષને દિવસે જ્યારે પારસીઓ એક બીજાંને મળે ત્યારે 'હમાજોર'-હાથ મિલાવવાનો રિવાજ છે. અને તે વખતે શુભેચ્છાના શબ્દો 'હમાઝોર હમા અશોબેદ ' ઉચ્ચારાય છે. ભાવાર્થ એ છે કે ' તમે પણ આજના ખુશાલીના દિવસે અમારી સાથે જોડાઇ આખું પવિત્ર જીવન ગુજારવા સમર્થ બનો.' આ સંકેતનો હમા-ઝોરનો-એક બીજો પણ ઊંડો અર્થ છે. માનવી માનવી વચ્ચે જ નહિ પરતું ઈશ્વર અને માનવી વચ્ચે પણ આખું વર્ષ જ મીઠો સબંધ રહે એવી ઇચ્છા 'હમાઝોર ' મારફત પ્રગટ થાય છે. શુભ દિવસે, 'આફરીન અર્દ-ફરોશ'- અનેક ફ્રવશીઓના આર્શીવાદ પૃથ્વી ઉપર ઊતરે છે ત્યારે -પૃથ્વી ઉપરનો માનવી મનોમન 'હમાઝોર' કરી અહુરામઝદા અને એની શક્તિઓ સાથે ઐક્ય સાધવા પ્રયત્ન કરે છે.

## ઈજશ્નેની ક્રિયા

પારસી ધર્મમાં 'યશ્ન' અથવા 'ઈજશ્ને' ની ક્રિયા ઘણી અગત્યની અને વિસ્તૃત છે.

મુખ્યત્વે આ ક્રિયાનો હેતુ 'હોમ' ના છોડમાંથી રસ કાઢી 'દ્રઓન'-દરૂન-સાથે એને પવિત્ર કરી ધાર્મિક ક્રિયાઓ માટે ઉપયોગમાં લેવાનો છે. (દ્રઓન-દરૂન-ઘઉંના લોટમાંથી બનાવેલી ગોળ રોટલી) ક્રિયાને અંતે ધર્મગુરૂ હોમ રસ (સોમરસ) અને દરૂનનો આસ્વાદ લે છે.

આ ક્રિયા માટે વપરાતી વસ્તુઓ ધાતુની બનાવેલી હોય છે અને એ 'આલત' માં ખાસ કરી ખલ-બત્તો, પાંચ ફૂલિયાં-એમાંનું એક નવ છિદ્રોવાળું ફૂલિયું, હોમરસ ગાળવા માટે -બે 'મહારૂઈ' પિત્તળની નાની ચંદ્રાકાર ઘોડીઓ બીજી પણ કેટલીક વસ્તુઓ 'ઈજશ્ને'ની ક્રિયામાં ઉપયોગમાં લેવાય છે- 'જીવમ' એટલે બકરીનું તાજું દૂધ 'બરસમ'-દાડમ અથવા ચિનિના ઝાડની ડાખળીઓ ( આને 'તાએ' પણ કહેવાય છે. આજે બરસમના 'તાએ' ધાતુનાં હોય છે.) બરસમને બાંધવા ખજૂરની પાતળી પટ્ટીઓ (એને વળ પાડી બન્ને છેડેથી ગાંઠ મારવામાં આવે છે.) અને હોમરસ ગાળવા સફેદ ગોધાના વાળની ત્રણ , પાંચ અથવા સાત સેર વીંટી ઉપર વીટાળવામાં આવે છે. અને છેલ્લે પવિત્ર કરેલા પાણી-ઝોર-ની પણ આ ક્રિયામાં જરૂર પડે. આ પાણીથી 'યજશ્ને' માં ઉપયોગમાં લેવાતી બધી વસ્તુઓ ધોવાની હોય છે.

દરેક ધર્મક્રિયા માટે અપ્તર-અપ્તશ આવશ્યક છે. ઈજશ્નેની ક્રિયા વખતે પણ અફરગાનમાં સુખડ-લોબાન મૂકી અપ્તશ દ્વારા પહેલે ખાદ્ય-ખોરાક-દૂધ, દરૂન, ફળ વગેરે -અહુરામઝદાને અર્પણ કરવામાં આવે-એક પ્રતીકરૂપે ત્યાર પછી ધર્મગુરુ અને અન્ય વ્યક્તિઓ ફળ વગેરેનો આસ્વાદ લઈ શકે.

'જીવમ' ' બરસમ' 'દ્રઓન' 'હોમ' 'માહરૂઈ' 'ઝોર' વગેરે પ્રતિકો છે. પશું સૃષ્ટિનું પ્રતીક 'જીવમ' વનસ્પતિનું 'બરસમ' 'દ્રઓન' જીવન માટે જરૂરી ખોરાકનો નિર્દેશ કરે છે. ; જ્યારે હોમરસ અમરત્વનો. બરસમની ડાંખળી ઉપર રેડવામાં આવતું પવિત્ર પાણી-ઝોર, વર્ષાનું સૂચન કરે છે. જેને લઈને પૃથ્વી ફળદ્રુપ બને છે. અને મહારૂઈ વનસ્પતિ ઉપર ચંદ્રની અસર સૂચવે છે. પ્રાચીન કાળમાં પવિત્ર સફેદ ગોધાનું બલિદાન દેવાતું હતું. ત્યારે એના ઉપર હોમ રસ છાંટવામાં આવતો હતો. આ પણ ફળદ્રુપતાનું એક પ્રતીક હતું. આધુનિક કાળમાં બલિનો ઉપયોગ ન કરતાં ધાતુની ચંદ્રકાર 'મહારૂઈ'નો ઉપયોગ થાય છે.

'હોમ' ની ક્રિયા પેશદાદિયન સમયથી ચાલતી આવી છે. એવી માન્યતા છે કે, ઈમાના જન્મ વખતે એના પિતા વિવાંઘવંતે 'હોમ' ની ઉપાસના કરી હતી. પરિણામે એને ત્યાં પુત્રનો-ઈમનો-જન્મ થયો. જરથુષ્ટ્રના પિતા પૌરૂશષ્પે પણ પયગંબરના જન્મ સમયે 'હોમ' ની ઉપાસના આદરી હતી.

ચાર 'હોમ' નો ધર્મગ્રંથોમાં ઉલ્લેખ છે. -હોમ દુરૌશ, હોમ ઝઈરી, હોમ ફ્રાશિમ અને હોમ ખ્વરૅંઘ . પહેલો હોમ દૂરૌશ મૃત્યુને દૂર રાખે છે. હોમના છોડની શોધ પણ એણે કરી છે. હોમ ઝઈરી ( સોનેરી હોમ ) નશો કરાવે એવો ઇહિડ્રાના છોડનો રસ છે. હોમ ફ્રાશિમ વીર ગણાય છે. પૃથ્વીની ફળદ્રપતા માટે અને અને આનંદિત કરવા માટે એ હંમેશ પ્રવૃત રહે છે. અને હોમ ખ્વરૅંઘ રાજસી તેજવાળો આ હોમ ઋષિમુનિઓ જેવો ગણાય છે. એમ મનાય છે કે પયગંબર જેવા ગણાતા હોમ-હોમ દુરૌશે-પહેલી વાર હોમની ક્રિયા દાખલ કરી હતી. એનો હેતુ એના ભકતોને સુખી આરોગ્ય લાંબું જીવન, દુષ્ટ તત્વો સામે રક્ષણ,ભાવિ અનિષ્ટ સામે પૂર્વ સૂચના , હિમંત, આધ્યાત્મિક શાંતિ વગેરેનું દાન આપવાનો હતો.

સાધારણ રીતે હોમની ક્રિયા મળસ્કે કરવામાં આવે છે. પરતું બપોર સુધીમાં એ થઈ જવી યોગ્ય છે.

ક્રિયાબાદ 'દ્રઓન' અથવા દરૂન ખાવાનો તથા હોમ રસ પીવાનો જે ધાર્મિક રિવાજ છે તેને 'ચાસણી'-ચાખવું ઉપરથી-કહેવામાં આવે છે. અહુરામઝદાને પવિત્ર અગ્નિની હાજરીમાં દૂધ, દરૂન અને હોમનું નૈવેદ્ય ધર્યા પછી ક્રિયામાં ભાગ લેનાર વ્યક્તિઓને પણ મદદનીશ ધર્મગુરૂએનો આસ્વાદ લેવા વિનંતી કરે છે. પરંતુ એમના 'ચાસણી' કર્યા પછી બીજી વ્યક્તિઓમાં 'ચાસણી' પીરસી શકાય.

દરૂન ખાધા પછી 'અશેમવોહુ' ભણતા ધર્મગુરૂ ત્રણ ભાગમાં હોમનું પાણી પીએ છે.

'હોમ' ની ક્રિયામાં ઉપયોગમાં લેવાતી વસ્તુઓની તૈયારી અને એને પવિત્ર કરવાની ક્રિયા 'પરા-હોમ'( પાવહોમ) કહેવાય છે. એની પૂર્ણાહુતિ 'યસી' માં આવે છે. જ્યારે યસીનાં બોતેર અધ્યાયનો પાઠ થઈ રહે અને દરૂન તથા હોમ રસનો આસ્વાદ લેવાઈ રહે ત્યારે.

ક્રિયાને અંતે મુખ્ય ધર્મગુરૂઅને મદદનીશો 'કુશ્તી' કરી આતશ બહેરામના કૂવામાં ક્રિયા વખતે પવિત્ર કરાયેલું પાણી ત્રણ ભાગમાં સ્તુતિ કરતાં કરતાં પધરાવી દે. પાણી જીવન અને આરોગ્યને માટે અમૂલ્ય ભેટ છે. એટલા માટે એની પવિત્રતા જળવાવી જોઈએ. એ જ આશયથી કૂવામાંથી કાઢેલું પાણી ફરી કૂવામાં જ પધરાવી દેવામાં આવે છે.

## ગાહંબાર

વર્ષમાં છ 'ગાહંબારો' ઊજવવાનો મુખ્ય રિવાજ છે. ગાહંબારનો અર્થ-યોગ્ય ઋતુ. આ ઊજવણીનો ઉદ્દેશ વર્ષમાં બદલાતી ઋતુઓને આવકારવાનો છે.-ખાસ કરી પાકની ફસલને સારો પાક ઉતરે ત્યારે ઈશ્વરનો પાડ માનવા સાસાનિયન સમયમાં આવી ઊજવણી ખાસ કરી થતી હતી. સૃષ્ટિ ક્રમ સાથે ગાહંબારનો સબંધ રહ્યો છે.

વસંત ઋતુની મધ્યમાં ઊજવાતા ગાહંબરનો સબંધ આકાશ સાથે છે. ઉનાળાની મધ્યમાં જ્યારે માનવી આતુરતાથી વર્ષાની રાહ જુએ છે. ત્યાર એક ગાહંબાર

ઊજવાય છે. એવી જ રીતે પાનખરમાં ધરતીની સમૃદ્ધિ માટે-પશુ, ગાય ઢોર અને વનસ્પતિની આબાદી માટે અને શિયાળાની વચ્ચે પાણી-સૃષ્ટિની વૃદ્ધિ માટે, ગાહંબારની ઉજવણી થાય છે. વસંત ઋતુમાં ઊજવાતા ગાહંબારનો સંબંધ માનવી સાથે રહયો છે.

દરેક ગાહંબારની ઊજવણી, પાંચ દિવસ કરવામાં આવે છે. છેલ્લો દિવસ સૌથી અગત્યનો ગણવામાં આવે છે. જ્યારે ગરીબ કે તવંગર, વિદ્વાન કે અભણ બધાં જ એક સાથે વસંત ઋતુનો ગાહંબાર ઉજવે છે. આમાં એકતાની ભાવના રહેલી છે. ગાહંબારની ઊજવણી વખતે પાંચે દિવસ ખાસ સ્તુતિઓ પણ થતી હોય છે.

કેટલીક વાર એક જ તવંગર વ્યક્તિ ગાહંબારનું ખર્ચ ઉઠાવી લે. જ્યારે કેટલીક વાર સાર્વજનિક ઉઘરાણું કરી ગાહંબાર ઊજવાય. વળી એવું પણ બને કે થોડાંક કુટુંબો પોતા વચ્ચે ગાહંબારનું ખર્ચ વહેંચી લે. માનવી ઉપર ઈશ્વરે કરેલા ઉપકાર અને પયગંબરે સદાચારનાં દર્શાવેલા સાત મુખ્ય સિદ્ધાંતો અર્થે ગાહંબારમાં ભાગ લેતી દરેક વ્યકિત આભાર દર્શાવે છે. સાતમાંનું પહેલું સારું આચરણ ઉદારતા-'રાદીહ' દાન. બીજું 'રાસ્તી' -સચ્ચાઇ. ત્રીજું સદાચરણ- ગાહંબારની ઊજવણી. બીજાં ચાર સદાચરણોમાં મૃત્યુ પામેલી વ્યકિત પાછળ કરવામાં આવતી ત્રણ દિવસની ક્રિયા ઈશ્વરની સ્તુતિ અને ગરીબો તથા મુસાફરો માટે બંધાવવામાં આવતી ધર્મશાળાઓ, દરેક વ્યક્તિના ભલા માટેની યાચના અને નેકીના પંથ ઉપર ચાલતી દરેક વ્યકિત પ્રત્યે મિત્ર ભાવના.

શક્તિ પ્રમાણે દરેક વ્યક્તિએ ગાહંબરની ઉજાણીમાં પોતાનો યોગ્ય ફાળો આપવો જરૂરી છે. પહેલવી ગ્રંથો અનુસાર પૈસાદાર વ્યક્તિએ એક સશક્ત બકરો અથવા ઘેટું આપવું. આટલું દાન કોઇ વ્યક્તિ કરવાને અશક્ત પણ હોય, તો મિજબાની માટે એણે થોડોક દારૂ પૂરો પાડવો જોઇએ. એ પણ ન બની શકે તો થોડાંક લાકડાં , જમણ પકાવવા માટે થોડુંક બળતણ એક વ્યક્તિએ આપવું જોઇએ. અત્યંત ગરીબ વ્યક્તિ આવા કોઈ પણ ફાળા વિના મિજબાનીમાં ભાગ લઈ શકે છે. પરંતુ એણે એટલા માટે અહુરામઝદાને યાદ કરી એનો આભાર માનવાને ભૂલવું નહિ. ગાહુબાર સમયે 'આફરિન'- આભાર માનવામાં આવે. ઉજાણી સારી રીતે પાર પડી તે માટે ખુદાનો ઉપકાર માનવો જોઇએ. ચાર મુખ્ય શબ્દોમાં ગાહંબારનો સંપૂર્ણ -અર્થ સમાયો છે- યઝદ, સઝદ, ખુરદ અને દેહદ. એટલે કે પ્રાર્થના, મિજબાનીની પૂર્વ તૈયારી, ઉજાણી અને દાન ગરીબમાં ગરીબ વ્યક્તિ પણ ઉજાણીની ખાસ તૈયારીમાં પોતાનો ફાળો એક કે બીજી રીતે આપી શકે. મિજબાની માટે ઉપયોગમાં લેવાયેલાં વાસણો માંજીને અથવા રાંધવામાં મદદ કરી ને કે બીજી જરૂરી તૈયારીમાં પોતાનો ભાગ આપીને આ પણ એક દાન કહેવાય. અને આવા નાનામાં નાના દાનની કિંમત પણ ઘણી હોય છે.

## જશન

ગાહંબાર સાથે નિકટ સંબંધ ધરાવતી બીજી એક ક્રિયા 'જશન'ની છે. કોઈ ખુશાલીના પ્રસંગે 'જશન' કરવામાં અથવા કરાવવામાં આવે. પરતું કોઈક વાર સકંટના નિવારણ માટે પણ 'જશન' થઈ શકે. 'જશન'માં ચોકકસ પ્રાર્થનાઓ અને ધાર્મિક જમણનો સમાવેશ થાય છે. જમશેદી નવરોઝ-21 મી માર્ચનો દિવસ -'ખોરદાદ સાલ' પયગંબરનો જન્મ દિવસ; 'ફવર્દેગાન' પવિત્ર આત્માઓને યાદ કરવાનો ખાસ દિવસ, 'મહેરગાન' ધ્યાના ફિરસતા'મહેર'ને અર્પણ થયેલો દિવસ વગેરે પ્રસંગોએ 'જશન'ની ક્રિયા દર વર્ષે કરવામાં આવે છે.

## દીક્ષા અને 'નહાન' લેવાની ક્રિયાઓ

નવજોત ઉપરાંત 'નાવર' અને 'મરતબ'ની ક્રિયાઓ દીક્ષા આપવા માટે કરવામાં આવે છે. ધર્મ ગુરૂના કૂળની વ્યક્તિ દીક્ષા લીધા પછી ધર્મગુરૂ તરીકે વ્યવસાય કરી શકે અને અને ધર્મક્રિયાઓ કરવામાં ભાગ લઈ શકે. એટલા માટે પહેલે એને 'નાવર'ની દીક્ષા લેવી પડે. અને પછી 'મરતબ'ની એવી જ રીતે બરેનૂમ ખૂબ અને બીજી ક્રિયાઓ વખતોવખત શુદ્ધિ અર્થે કરવાનો ધારો છે.

## આતશઘર અને અગ્નિને પવિત્ર કરવાની ક્રિયા

ઘણી ભવ્ય આ ક્રિયા છે. ત્રણ જુદી જુદી કક્ષાનાં 'આતશ ઘરો' હોય છે. એટલા માટે મૂળ આતશ ભેગો કરવાની પ્રથામાં એની સંખ્યામાં તેમ જ એના શુદ્ધિકરણ અને પવિત્ર કરવાની ક્રિયાઓમાં તફાવત રહ્યો છે. 'આતશઘરો' ના ત્રણ પ્રકારોમાં, આતશ બહેરામ' વિજયનો આતશ,'આતશ આદરાન',અગિયારી યા દર-એ-મહેર, રક્ષાનું દ્વાર; અને 'આતશ દાદગાહ' દરેક પારસીના ઘરમાં પ્રજવતો આતશ જે શહેર અથવા ગામમાં દસથી વધુ પારસીઓની વસ્તી હોય ત્યાં 'આતશ આદરાન' સ્થપાઈ શકે. ઘરમાં રહેતા આતશ માટે કોઈ ખાસ ક્રિયા થતી હોતી નથી. સાધારણ રીતે રસોડામાં રહેલો અગ્નિ પ્રાર્થના વખતે અફરગાનમાં જુદો કાઢી ઉપયોગમાં લઈ શકાય. અને પ્રાર્થના પૂરી થતાં ફરી સગડીમાં પધરાવી દેવામાં આવે.

'આતશ બહેરામ' માટે વિસ્તૃત ક્રિયાઓ કરવામાં આવે છે. એની સ્થાપના માટે સોળ જુદા જુદા આતશ ભેગા કરવાના હોય છે. એ મેળવ્યા પછી, એનાં શુદ્ધિકરણની તથા એને પવિત્ર કરી સ્થાપવાની ક્રિયાઓ થઈ શકે.

પહેલો, શબને બાળેલો આતશ આ આતશનું શુદ્ધિકરણ એકાણું વાર કરવું પડે છે. ત્યાર પછી રંગરેજ, કુંભાર દલવાડી-ઈંટ પકવનાર, સોની, કંસારો, ભઠિયારો, કલાલ-દારૂ ગાળનાર, લશ્કરની છાવણીનો અગ્નિ, ભરવાડ અથવા મુસાફર, ટંકશાળ, અને લુહારનો આતશ, કુદરતી વીજળીનો આતશ ધર્મિષ્ઠ જરથોસ્તીના ઘરનો આતશ વગેરે મેળવવા જોઈએ. કુદરતી વીજળીનો આતશ મેળવવો અઘરો છે. એટલા માટે

એક 'આતશ બહેરામ' ની પ્રતિષ્ઠા કરતાં ઘણા વર્ષો પણ લાગી જાય.

જૂના વખતમાં એકેક ફૂટને અંતરે ખુલ્લી જગ્યામાં એકાણુ ખાડા ખોદી એમાં સુખડ, લોબાન વગેરેનો ભૂકો મૂકવામાં આવતો. આ ખાડા એવી રીતે ખોદાતા કે એક ખાડા તરફથી બીજા ખાડાઓ તરફ કોઈ પણ દિશાનો વાયુ ફૂંકાતો હોય. આથી પહેલા ખાડાનાં અગ્નિની જ્વાળા બીજા ખાડાઓમાં મૂકેલા સુખડ, લોબાન વગેરેના ભૂકાને સળગાવે. એ રીતે એકાણું ખાડાઓ એક પછી એક પ્રજળે. છેવટે જ્યારે એકાણુંમા ખાડાનો આતશ પ્રગટે ત્યારે બાકીના ખાડાઓમાંના આતશ પોતાની મેળે બુઝાવા માંડે છે. એકાણુંમા ખાડાનો આતશ આ પ્રમાણે શુદ્ધ થયેલો ગણાય. આવી જ રીતે બાકીના પંદર આતશ પ્રગટાવી શુદ્ધ કરવાની ક્રિયા કરવામાં આવતી. માત્ર દરેક આતશને કેટલી વાર શુદ્ધ કરવો એનો આધાર કયા ઘરમાંથી આતશ મેળવ્યો છે એના ઉપર રહે. દાખલા તરીકે, રંગરેજના ઘરના આતશને એંશીવાર શુદ્ધ કરવામાં આવે. શુદ્ધિકરણની આ ક્રિયા થતી હોય ત્યારે ચાલુ અમુક સ્તુતિઓ પણ સાથે સાથે કરવામાં આવતી હોય છે.

આજના જમાનામાં જુદા જુદા આતશોને શુદ્ધ કરવાની ક્રિયા 'અગ્નિ ઘર' ના જ એક ઓરડામાં થતી હોય છે. ખાડાઓની જગ્યાએ એટલી જ સંખ્યાનાં 'અફગાન' નો ઉપયોગ કરવામાં આવે. પરંતુ કેટલી વાર એક આતશને શુદ્ધ કરવો તેની સંખ્યામાં કોઈ ફરક પડતો નથી.

સોળે આતશોની શુદ્ધિકરણ અને પવિત્ર ક્રિયા પૂરી થયા પછી એ બધાને મુકતાદના દિવસોમાં, પહેલો ગાથા 'અહુન વઈતિ' ને દિવસે, પુણ્ય આત્માઓના માનમાં એક સાથે મેળવી દેવામાં આવે છે.

એક મોટું અફરગાન તૈયાર કરી પહેલાં બળેલાં શબનો આતશ ચમચથી ઉપાડી એમાં મૂકવામાં આવે. ત્યાર પછી બીજા પંદર આતશો પણ એક પછી એક ઉમેરી દેવામાં આવે. આવી રીતે બધા આતશોમાંથી બનેલા એક મુખ્ય અવીશની આતશ બહેરામમાં પ્રતિષ્ઠા કરવામાં આવે. આ ક્રિયા વખતે પણ બે ધર્મગુરૂઓ નિરતંર, નિયત કરેલી પ્રાથનાઓ કરતા રહે. બધા અપ્તશ એક કર્યા પછી મોટું અફરગાન 'અવીશઘર' ની બાજુમાં એક શુદ્ધ કરેલી જગ્યા ઉપર લાવી રાખવામાં આવે.

હવે 'અપ્તશ બહેરામ'ની પ્રતિષ્ઠા કરવાની ક્રિયા શરૂ થાય. પ્રથમ ત્રણ દિવસ લગી બે ધર્મગુરૂઓ 'વંદીદાદ' અને 'યશ્ન' કરે-અને સાથે સાથે 'સરોશ' યઝદની સ્તુતિ પણ. ત્યાર પછી બીજા ત્રીસ દિવસ-પારસી રોજ પ્રમાણે -દિવ્ય શકિતઓના માનમાં, ત્રીસ 'યશ્ન' અને ત્રીસ 'વંદીદાદ' કરવામાં આવે. ત્રીસ દિવસ પછી'આતશ બહેરામ' ને પવિત્ર કરવાની ક્રિયાનો આ રીતે અંત આવે.

'અપ્તશ બહેરામ'ની પ્રતિષ્ઠા થયા પછી ગૌરવ અને આદરપૂર્વક પવિત્ર અપ્તશને શુદ્ધ કરેલી જગ્યા ઉપરથી ખસેડી અપ્તશબહેરામમાં એક નિયત કરેલા પાક

ઓરડામાં-ગુંબજમાં-સરઘસ રૂપે તખ્તનશીન કરવામાં આવે છે. સરઘસમાં દસ્તુરો મોબેદો અને શહેરની બીજી પારસી પ્રજા હોય. દસ્તુરો શાલ અને પદવીસૂચક ચિહ્નો પહેરી સરઘસમાં જોડાય. જ્યારે, જેઓએ ક્રિયા કરવામાં ભાગ લીધો હોય તેઓ હાથમાં તલવાર અને ગુરજ લઈ મોખરે ચાલે. બીજા મોબેદો, એરવદ સાહેબો પોતાના દરજ્જા પ્રમાણે સફેદ ઝભ્ભાઓમાં સજ્જ થઈ પાછળ રહે.

અપ્તશને લઈ જવા માટે 'પાવી'ઓ -શુદ્ધ કરેલા બે માર્ગો-બનાવી રાખી હોય છે. એમાંથી જ અપ્તશ ગુંબજ સુધી લઈ જવામાં આવે. અપ્તશ લઈ જનારા મોબેદસાહેબો આગળની પાવીમાં હોય ત્યારે, બીજી બધી વ્યક્તિઓને બીજી પાવીમાં ચાલવાનો રિવાજ છે. સરઘસ અપ્તશને જયાં તખ્ત નશીન કરવાનાં હોય તે ગુંબજના બહારના ઓરડા સુધી આવે. અને 'અપ્તશ પાદશાહ'- (અપ્તશ બહેરામનો અપ્તશ બીજા બધા અપ્તશોમાં રાજા સમો ગણાય) સાહેબને નખીનીશાન કરવામાં આવે. ગુંબજ ની વચ્ચે એક મોટા અફરગાનમાં અપ્તશ મૂકયા પછી સુખડ-લોબાન ચઢાવી 'અપ્તશ નિયાએશ' આતશની બંદગી-કરવામાં આવે.

અપ્તશબહેરામના આગળના ઓરડામાં 'જશન' પણ કરવામાં આવે. આવી રીતે બીજી પણ કેટલીક સ્તુતિ પછી' 'આતશ' ને તખીનીશીન કરવાની ક્રિયાનો અંત આવે છે.

'આતશ બહેરામ'ના અપ્તશ ત્યાંથી બહાર લઈ જઈ શકાય નહિ. દિવસમાં પાંચ વાર 'ગેહ' પ્રમાણે મોબેદસાહેબો- અપ્તશની ખાસ પ્રાર્થના કરી, સુખડ-લોબાન મૂકી રાત-દિવસ પ્રજળતો રાખે. ખરાબ શક્તિઓને દૂર રાખવા ત્યારે ઘંટારવ પણ થતો હોય છે. આ ક્રિયા 'બોય' -'ખૂઈ' દેવાની ક્રિયાને નામે ઓળખાય છે.

ગુંબજનું છાપરું આકાશ જેવું ગોળ હોય છે. એટલા માટે અપ્તશ રાખવાની જગ્યાને 'ગુંબજ' કહેવાય છે. એની વચમાં 'અપ્તશ પાદશાહ' ના તાજરૂપી એક મોટી થાળી લટકતી હોય છે. અને ગુંબજની દિવાલો ઉપર તલવારો અને ઢાલ લટકતી હોય છે. આ હથિયારો પ્રતિકરૂપ છે. જેવી રીતે એક યોદ્ધો લડાઈમાં પોતાનું રક્ષણ ઢાલ અને તલવારથી કરે છે એજ રીતે અહુરામઝદાનો સેવક જીવનમાં આધ્યાત્મિક શાસ્ત્રોથી પોતાનું રક્ષણ કરે.

## અગિયારી અથવા અપ્તશબહેરામની મુલાકાત

અગિયારી અથવા અપ્તશબહેરામમાં દાખલ થતાં પહેલાં દરેક પારસીઓએ ચોખ્ખાં પાણીથી હાથ-મોં ધોવા જરૂરી છે. અને ત્યાર પછી સવારનો સમય હોય તે પૂર્વ દિશા તરફ મોં રાખી, માથે ટોપી પહેરી અથવા રુમાલ ઢાંકી કુશ્તી કરવી જોઈએ.બીજું અંદરના ઓરડામાં દાખલ થતાં પહેલાં પગરખાં પણ કાઢી નાંખવાનો નિયમ છે. સાધારણ રીતે એ ઓરડામાં પયગંબર સાહેબની છબી સાથે બીજા દાતાઓની છબીઓ પણ મૂકવામાં આવે છે. ત્યાંથી ગુંબજ પાસે રહેલા ઓરડામાં અપ્તશની સામે

પ્રાર્થના કરવા જઈ શકે. ગુંબજમાં મોબેદસાહેબો, અને દસ્તુરજીઓ સિવાય કોઈ પ્રવેશ કરી શકે નહિ. 'અશેમ વોહુ' અથવા 'અહુનવયો' ભણી અપ્તશને નમન કરે ત્યારે મોબેદસાહેબ એને અપ્તશની પવિત્ર રક્ષા આપે. એ રક્ષાની ચપટી લઈ સ્તુતિ કરનાર વ્યક્તિ પોતાને ગળે અને આંખોને લગાડે. આ ક્રિયાના બે ગૂઢ અર્થ છે. એક, માનવી અંતે તો માટી સાથે એક થઈ જવાનો. અને બીજો અર્થ, ખુદા સમક્ષ ભક્ત નમ્રતાથી, ભક્તિભાવે, ઉપસ્થિત થાય છે. અહુરામજઝદાની દૃષ્ટિએ કોઈ નાનું મોટું નથી, રાય અને રંક સૌ એક છે.

નમન કરવાની તેમજ રક્ષા લેવાની પ્રાથમિક વિધિ પછી સુખડ ચઢાવી , જરથોસ્તી શાંત ખૂણો શોધી પોતાની પ્રાર્થનામાં મન પરોવી દે છે. સુખડ, ગુંબજના ઉંબરા પર મૂકવામાં આવે છે. નહિ તો મોબેદસાહેબના હાથમાં આપી શકય. સુખડનો એક ટુકડો, ભક્તની અહુરામઝદાને નાની શી અંજલિ ગણી શકાય. પ્રાથના પછી ફરી ઘૂંટણે પડી, અપ્તશને નમન કરી, જરથોસ્તી વિદાય લે.

પારસીઓના ઘરમાં પણ નાનું અફરગાન, ચમચ, ચીપીયા, વગેરે સાધનો હોય છે. અગાઉ દરરોજ સાંજે સવારે અપ્તશમાં સુખડ-લોબાન મૂકી ઘરના દરેક ખંડમાં ધૂપ કરવાનો રિવાજ હતો. અને નાના-મોટાં અપ્તશને નમન કરી 'અશેમવોહુ' અથવા 'અહુનવર્યો' નો પાઠ પણ કરતાં. આજનાં યુગમાં મોટે ભાગે આ પ્રથાનો અંત આવ્યો છે. છતાં કેટલાંક ધર્મિષ્ઠ કુટુંબોમાં અહુરામઝદાની યાદમાં એક નાનકડી દીવી પ્રગટાવવાનો રિવાજ હજી પણ છે. અહર્નિશ આ દીવી પ્રજળતી રાખવામાં આવે છે. એને કદી બૂઝવા દેવામાં આવતી નથી.

જરથોસ્તીઓનું જીવન અગિયારી , અપ્તાશ બહેરામ અને એની સાથે સંકળયેલી ધર્મક્રિયાઓ, રિવાજો સાથે વણાયેલું હતું. ભૂતકાળમાં કોઈપણ પારસી ઘર પોતાના કુટુંબના મોબેદસાહેબ વિનાનું નહોતું. આ વારસો પારસીઓ, ઈરાનીથી પોતાની સાથે લેતા આવ્યા હતા.

1 'અહુના વૈર્ય' નો અર્થ છે ઈશ્વરી ઈચ્છા, સંપૂર્ણ 'અવેસ્તા' માં આ સૌથી પ્રાચીન અને સૌથી પવિત્ર પ્રાર્થના માનવામાં આવે છે. એની પહેલી લીટીને કારણે તેને 'યથા અહુ વૈર્ય' પણ કહેવાય છે. દરેક બાળકને સૌથી પહેલા આ જ પ્રાર્થના શીખવવામાં આવે છે. અને એમાં જરથુસ્તના ઉપદેશનું સારતત્વ છે. એનો અનુવાદ આ પ્રમાણે છે. 'હે જીવિત ઈશ્વર , તમે તમારી ઈચ્છાનુંસાર કરો છો (સમય અને સ્થાનની સીમાને ઓળંગીને) તે જ રીતે ફિરસ્તા (રતુ) પણ કરે, આશાને તમારા સત્યને તમારા દૈવી નિયમને અનુસરીને , આશા પ્રત્યેના પ્રેમને માટે. જે પોતાની પાર્થિવ જિંદગીના પ્રત્યેક કર્મને મઝદાને અર્પણ કરે છે. અને જે પ્રેમદ્વારા તથા નિરાશ્રિત, નિરાધાર, દરિદ્ર, 'દ્રધુ' ની સેવા કરીને દુનિયામાં અહુરાનું સાર્વભૌમત્વ સ્થાપિત કરે છે. તેમને સુ-મનની, 'વોહુમન'ની સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે.'

2 'અશેમવોહુ' દરેક બાળકને શીખવવામાં આવતી ચાર લીટીની બીજી કવિતા છે. એમાં 'આશા' ની સ્તુતિ છે. જે ઇશ્વરનો દૈવી નિયમ છે. એનુ સત્ય છે, એનો ન્યાય છે, એની નીબિદ્ધતા છે. એનો અનુવાદ આ પ્રમાણે છેઃ 'આશા, સર્વોત્તમ સારું, સર્વોત્તમ આનંદ, કૃપાવાન છે. જે આશા ખાતર આશાને ચાહે છે તેને આશાની અપૂર્વ કૃપા પ્રાપ્ત થાય છે.

3 જુઓ પરિશિષ્ટ-ખ

4 ફ્વશી એટલે શુદ્ધ, પ્રત્યેક મનુષ્યમાં ઇશ્વરનો શાશ્વત તણખો' ફરવરદીન યાશત' માં એનું રહસ્યમય, અગોચર, ભ્રષ્ટતારહિત, અસીમ, સર્વવ્યાપી, વિશાળ વિશ્વવ્યાપી, દૈવી અલોખ અને દૂરગામી દિવ્ય દૃષ્ટિ તરીકે વર્ણન છે. અહુર મઝદાની બે અત્યંત અંગત શક્તિઓમાંથી તે પ્રગટે છે. તે છે 'સ્પેન્ટા મૈન્યુ, પવિત્ર આત્મા અને વહિષ્ટ મન, પ્રભુપદ મન, મનુષ્યનો આત્મા (ઉર્વન) અને બુદ્ધિ (બાઓધ) એના 'ફ્વશી' માં એક થવાનો પ્રયત્ન કરે છે. આ પ્રક્રિયા શરીરના મૃત્યુ પછી પણ ચાલુ રહે છે.

# 4. હિંદમાં વસવાટ

ઈ.સ. 651 માં પર્શિયન સામ્રાજ્યની પડતી થઈ. આરબોના આક્રમણ સામે એ ટકી શક્યું નહિ. ત્યાર પછી, હાલના પારસીઓના પૂર્વજોએ ઇરાનથી ગુજરાત તરફ કૂચ કરી. પરંતુ હિંદ ભણી આ એમની પહેલી કૂચ નહોતી.

ઈ.સ. 226–651 સાસાનિયન રાજાઓના સમયમાં હિંદ અને ઈરાન વચ્ચે વ્યાપાર વહેવાર હતો. તેવી જ રીતે બન્ને દેશો વચ્ચે સાંસ્કૃતિક સંબધો પણ ત્યારે બંધાયા હતા. મહાભારત અને પુરાણોમાં 'પારસિકો' (પાર્સ, પારસા, સિકા, શક) વગેરેનો ઉલ્લેખ થયો છે. કાલિદાસના 'રઘુવંશ' માં મળી આવતા નિર્દેશ પ્રમાણે 'અપરંત'-કોકણ અને પશ્ચિમકાંઠો-જીત્યા પછી રઘુરામ, સોહામણા પારસિક યોદ્ધાઓને જીતવા ગયા હતા. વર્તમાન ઈતિહાસકારોના મત પ્રમાણે પારસિકોએ ચોથી થી છઠ્ઠી સદીમાં કુશાન સામ્રાજ્ય [1] ની પડતી પછી રાજસ્થાન અને કાશ્મીર વચ્ચે સાસાનિયન હકુમત નીચે સામ્રાજ્ય સ્થાપ્યું હતું.

ગીરનાર, કાર્લા અને નાસિક આગળ મળી આવેલા શિલાલેખો પર પણ 'પલ્લવ' (પાર્થવ, પાર્થિયના નો ઉલ્લેખ મળી આવ્યો છે. (ઈ.સ. પૂર્વે-126) માં પાર્થિયન રાજા મિનેનડર (ઈ.સ.પૂ. 155–230) ની સત્તા સૌરાષ્ટ્ર ઉપર હતી. જ્યારે દક્ષિણમાં ત્રણ મોટા વંશોમાંનો એક પલ્લવોનો વંશ હતો, કાચિપૂરમના એઓ રાજા હતા. [2]

સિસ્તાન, (શકદ્વિપ) ના માગીઓ પણ ઈરાનથી હિંદ આવ્યા હતા. અને અહી દક્ષિણ -મારવાડના મઘા અથવા ભોજક બ્રાહ્મણો સાથે ભળી ગયા હતા. એવું માનવામાં આવે છે. કે આ ભોજક બ્રાહ્મોણોએ હિંદુઓમાં 'સૂર્ય' પંથ પહેલીવાર દાખલ કર્યો હતો. [3]

મધ્યકાળના મુસલમાન ઈતિહાસકારોએ પણ જરથોસ્તી ઈરાનીઓની હિંદમાં હાજરી પ્રમાણભૂત ગણાવી છે. [4]

ઈંગ્લેન્ડમાં પણ, અગિયારમી સદીમાં પારસીઓનો વસવાટ હતો. રોમન લશ્કરે ઈંગ્લેન્ડનો કબજો લીધા પછી એઓ ત્યાં ગયા હતા. [5]

ઈરાનનાં પારસીઓ, ચીન, સુધી પહોંચી ગયા હતા. છેલ્લા સાસાનિયન સમ્રાટ યઝદેગર્દ ત્રીજાએ, ચીનનાં સમ્રાટ'તાઈ-તાસુંગ' ની મદદ માગી હતી, પરંતુ એ એને

મળી નહોતી પણ એના પુત્ર ફિરોઝે (ચીની ભાષામાં પિલુસ) પિતાની હત્યા પછી, તોખારિસ્તાનમાં આશરો લીધો હતો. અને ત્યાં ઈ. સ. 677 માં ચંગનગનમાં એક 'અવીશઘર' બંધાવ્યું હતું. 6

આરબોની હકુમત નીચે ઈરાનીઓને પરાણે વટલાવવામાં આવતા. પરતું જેઓ પોતાનો ધર્મ ત્યાગવા તૈયાર નહોતાં એમના ઉપર સખત જુલમ વર્ષાવવામાં આવતો હતો. પરિણામે એમને ખોરાસાનમાં આવેલા કોહિસ્તાન પહાડોમાં આશરો લેવો પડયો હતો. પ્રણાલિકા અનુસાર લગભગ સો વર્ષ એમણે આ પહાડોમાં ગાળ્યાં. ત્યાર પછી લગભગ પંદર વર્ષ ઈરાનની ખાડીના બંદર 'હોરમુઝ' માં પારસીઓ રહ્યા અને ત્યાથી સાત ટૂકડીઓમાં કાઠિયાવાડમાં આવેલ દીવ બંદર તરફ પ્રયાણ કર્યુ. રેવરંડ હેનરી લોર્ડ ઈ.સ. 1630 માં પોતાના લખાણોમાં આનો નિર્દેશ કર્યો છે. ઓગણીસ વર્ષ પછી પારસીઓ દીવથી દક્ષિણ ગુજરાતમાં આવેલ સંજાણ તરફ ઊપડયા. ઈ.સ. 785 ની આસપાસ, સંજાણ આવ્યા. અહીં હિંદુ રાજા જદદી રાણા અથવા જાધવ રાણાએ એમને આશરો આપ્યો.

દીવથી સંજાણ આવતાં પારસીઓનાં વહાણોમાં ભંગાણ પડ્યું હતું. એટલે એમણે પણ લીધું હતું કે સંજાણ સહીસલામત પહોંચ્યા પછી અહુરામઝદાનો ઉપકાર માનવા એક 'આતશબહેરામ'ની સ્થાપના કરશું. સંજાણમાં પાંચ વર્ષના વસવાટ પછી ઈ.સ. 790 ની આસપાસ એમણે લીધેલું પણ પાળ્યું-અપ્તશ બહેરામની સ્થાપના થઈ, જો કે, મૌખિક પંરપરા પ્રમાણે સંજાણમાં ઈ.સ. 721માં પહેલા અપ્તશ બહેરામની સ્થાપના થઈ.

પારસીઓ વિષે હિંદ આવ્યા પછી 'કિસ્સે સંજાણ' સિવાય (સંજાણની કથા) ખાસ ઈતિહાસ મળતો નથી. આ ગ્રંથ ઈ.સ. 1600 માં દસ્તુર બેહમન કેકો બાદ સંજાણાએ મૂળ ફારસી ભાષામાં લખ્યો હતો. એમાં કેટલીક ક્ષતિઓ રહેલી છે. છતાં 'કિસ્સે સંજાણ' એક અગત્યનો ગ્રંથ ગણી શકાય. ખાસ કરીને જ્યારે હિંદ આવ્યા પછી ઈ.સ. 1600 સુધીના પારસીઓનો કોઈ ઈતિહાસ મળતો નથી.

બેહમન કેકોબાદના મત પ્રમાણે પારસીઓએ જ્યારે સંજાણના રાજા જદદી રાણા પાસે વસવાટ માટે પરવાનગી માગી ત્યારે રાણાએ પાંચ શરતો મૂકી હતી. એક રાણાને પારસી ધર્મ માટે વિસ્તૃત સમજણ આપવી. આ શરતનું પાલન પારસીઓ સાથે ઈરાનથી આવેલા મુખ્ય ધર્મગુરુએ કર્યું હતું. બીજી શરત, ગુજરાતી ભાષા અપનાવવાની હતી. ત્રીજું, પોતાના પોશાક તરીકે પારસી સ્ત્રીઓએ સાડી પહેરવી. ચોથી શરત એમની પાસેના બધાં હથિયારો રાણાને સોંપી દેવાના હતાં. અને છેલ્લે લગ્ન વખતે સરઘસ રાત્રે કાઢવું. આ છેલ્લી શરત કદાચ પારસીઓએ પોતે પણ સૂચવી હોય- પોતાના રીતરિવાજોનું હિંદુ કોમથી રક્ષણ કરવા માટે.

વળી જે સોળ-શ્લોક આજે પણ સંસ્કૃત અને ગુજરાતીમાં સચવાઈ રહ્યા છે, તેમાં પારસી ધર્મના મૂળ સિદ્ધાંતો-રીતરિવાજોનું સંક્ષિપ્ત વર્ણન કરવામાં આવ્યું છે. 7

નવજોત લગનનાં પ્રસંગોએ પારસી સ્ત્રીઓ પણ ગરબા ગાય છે. આવા એક ગરબામાં રાણા સાથેની મુલાકાતનું 'કિસ્સે' કરતાં પણ આબેહૂબ વર્ણન મળી આવે છે. આવા ગરબાના અભાવે સાર ઉપરથી એનું ચિત્ર ખડું થઈ શકે.

એક દિવસ રાણા બધાએ શહેરીઓને એક ખુલ્લા મેદાનમાં ભેગા થવા ઢંઢેરો પિટાવ્યો. રાણાએ શાહી પોષાકમાં અમૂલ્ય કપડાથી સજાયેલા સિંહાસન ઉપર પોતાનું સ્થાન લીધું. શાનદાર પાઘડીથી શિર શોભતું હતું. પગમાં ભરતકામથી સુશોભિત મખમલની મોજડી હતી. અને એમની આસપાસ ચકચકિત ભાલાઓ, સફેદ વસ્ત્રોમાં સજ્જ થયેલા અંગરક્ષકો ઊભા હતા.

રાણાએ શરણાગતે આવેલા પારસીઓને મેદાનની વચ્ચે હાજર કરવાનો હુકમ કર્યો. હાથમાં અફરગાન સાથે એમના એક દુર્બલ, વયોવૃદ્ધ ધર્મગુરૂ શરણાગતિઓ વતી રાણાના પ્રશ્નોના ઉત્તર આપવા આગળ આવ્યા-એમની સાથે દુભાષિયો, પણ હતો.

'દૂર દેશથી આવેલા મુસાફરો, તમારી માંગ શું છે ?' વૃદ્ધ ધર્મગુરુએ કહયું,' રાણા, સ્વતંત્રપણે અમારા ધર્મનું પાલન કરવા, એની રક્ષા કરવા, અમે અહી આવ્યા છીએ. અમારા બાળકોને અમારા શિક્ષણ તથા રીતરિવાજમાં કબૂલ ઉચ્છેરવાની છે. ત્રીજી માંગ શી છે ?'

"ખેડી ખાવા એક નાનો સરખો જમીનનો ટુકડો પણ અમારે જોઈએ છે. જેથી તમારી પ્રજા ઉપર અમે ભારરૂપ ન થઇ પડીએ."

'તમારી આ માંગણી પણ મને માન્ય છે. પરંતુ એના બદલામાં તમે આ દેશ માટે શું કરશો ? '

વૃદ્ધ ધર્મગુરુએ સભામાં દૂધથી ભરેલો એક પિત્તળનો વાટકો લઈ આવવા વિનંતી કરી. ધ્રુજતા હાથોએ, એમણે વાટકામાં એક ચમચી ખાંડ ઉમેરી અને નગરજનોને પૂછ્યું 'દૂધમાં ભળેલી આ સાકર કોઈને પણ દેખાય છે ?' બધા નગરજનોએ ના પાડી.

'રાણા,' ધર્મગુરુએ કહ્યું, 'અમે પણ આપની દયારૂપ પીરસાયેલા દૂધમાં આ થોડીક સાકરની જેમ ભળી જઈશું.'

વૃદ્ધ ધર્મગુરુના આવા સુંદર ઉત્તરથી બધા સભાજનો રાજી થઈ ગયા. ચારેકોરથી એમના આશ્ચર્યનો ગણગણાટ સંભળાવા લાગ્યો. ત્યાર પછી દરેક શરણાર્થીઓએ સ્ત્રી, પુરૂષ, બાળકો-રાણાને સાષ્ટાંગ પ્રણામ કર્યાં. અને ભીની આંખે સૌએ હિંદની ધરતીની માટી ઉપાડી આંખો અને કપાળને અડાડી. અને સૂર્યને સાક્ષી રાખી હાથ, મોં ધોઈ 'કુશ્તી' કરી.

આ ગરબો ગવાય છે. ત્યારે એની લિજ્જત કંઈક ઓર આવે છે. સાંભળનારાઓ

ઉપર એની અસર ગજબ થાય છે. બધાં બાળકો ત્યારે ગેલમાં આવી તાળીઓ પાડવા માંડે છે. સાથે, સાથે 'કુશ્તી' વખતે કરવમાં આવતી સ્તુતિ પણ લલકારવા માંડે છે. અને વૃદ્ધોની આંખો ત્યારે આંસુભીની થાય છે.

આઠમી અને પંદરમી સદીમાં ગુજરાતને કાંઠે આવેલા જુદા જુદા ગામોમાં પારસીઓએ વસવાટ કર્યો હતો. બહેમન કેકોબાદના જ શબ્દોમાં :

'કેટલાક પારસીઓ વાંકાનેર અને કેટલાક ભરૂચ જઈ વસ્યા હતા. કેટલાક વરીઆવ ગયા. 'જ્યારે, થોડાક અંકલેશ્વર વળી, કેટલા ખંભાત તરફ પણ ગયા. કેટલાક બધી ઘરવખરી સાથે નવસારી ગયા.

એમના વસવાટ પછી આમાંના ઘણાં ગામોનાં નામ બદલાઈ ગયાં હોવાં જોઈએ. એક દૃષ્ટાંત તરીકે, નવસારી ( નવીસારી ) ઈરાનમાં માઝેનદરાન પ્રાંતના મુખ્ય શહેરનું નામ 'સારી' છે. નવસારીનું મૂળ નામ 'નુસારિપા' હતું.ટોલોમીના નકશામાં 'નુસારિપા' તરીકે એ લખાયું છે. સંજાણ નામ પણ 'રફ સંજાણ' ઉપરથી પડ્યું હોવાનું સંભવ છે. કેરમાનથી 198 કિલોમીટર જતાં, યઝદના માર્ગે એક નાનું ગામ છે.- તેનું નામ 'રફસંજાણ' છે.

ઈરાનથી અહીં આવી વસેલા પારસીઓ માટે બે ઐતિહાસિક પુરાવાઓ મળે છે. કન્હેરી ગુફાઓની દિવાલ ઉપર પહેલવી ભાષામાં કોતરાયેલા લેખો. અને, સિલ્હારા વંશના રાજાઓએ આપેલી સનદો. [8]

2 જી, ડિસેમ્બર 999 ના દિવસે સત્તર પારસીઓ મુંબઈથી 44 કિલોમીટર દૂર આવેલી કન્હેરીની ગુફાઓ પર ઉજાણીએ ગયા હતા. ત્યારે એમને પોતાના નામો પહેલવી ભાષામાં એની દિવાલ ઉપર કોતર્યાં હતાં. બાવીશ વર્ષ પછી નવેમ્બર 5 મી, 1021ના દિવસે, એક બીજું ટોળું પણ એ ગુફાઓ જોવા ગયું હતું. એમાંની દસ વ્યક્તિઓએ પોતાનાં નામ પહેલવી ભાષામાં ત્યાં કોતર્યાં હતાં.

સિલ્હારા સનદોનો સમાવેશ ચાર દસ્તાવેજોમાં થયો છે. પહેલી સનદ ઉપર કેશીદેવ વંશના રાજા, અરિકેશરીએ ઇ.સ. 1018 માં સહી કરી છે. બીજી ઉપર, કોંકણના મહામંડલેશ્વ રચિત્ત રાજાદેવની ઇ.સ. 1026 માં કરેલી સહી છે. ઇ.સ. 1081 મા અનંતદેવે કરેલી સહી ઉપર 'એક ખોરાસાનની મંડળી ' ને આપેલા કેટલાક 'દ્રમા-ગ્રીક સિકકાઓ-નો નિર્દેશ મળે છે. ચોથી સનદ ઉપર કોંકણના પ્રખ્યાત રાજા અનંતપાલની સહી મળે છે. પહેલી બીજી અને ચોથી સનદમાં 'હંજામન' (અંજુમન'-મંડળી- શબ્દનો ઉપયોગ થયો છે. 'હંજામન' શબ્દ મૂળ અવસ્તાનો છે. કેટલાક ઇતિહાસકારોએ 'હંજામન' નો અર્થ સંજાણ કર્યો છે. જયાં મોટી સંખ્યામાં પારસીઓ રહ્યાં હતાં. અને સ્વાભાવિક રીતે જ 'ખોરાસાન મંડળી ' પારસીઓને ઉદ્દેશીને જ લખાયેલું વાક્ય છે.

ઈ.સ. 1200 સુધીમાં તો પારસી પ્રજા હિંદુઓ સાથે સુંદર રીતે ભળી ગઈ હતી. એની સાબિતીરૂપે આપણને સંસ્કૃતમાં નૈર્યોસંગ ધવલ નામના પારસી ધર્મગુરુએ કરેલું 'અવસ્તા' નો અનુવાદ મળે છે.

હિંદુ વિદ્વાનોને 'અવસ્તા' વિષે માહિતી આપવા આ ભાષાતંર એમણે કર્યું હશે. એ વાત સ્પષ્ટ છે. આજે પણ આ ભાષાતર એમણે કર્યું હશે એ વાત સ્પષ્ટ છે. આજે પણ આ ભાષાંતર પ્રાપ્ય છે.

મુખ્યત્વે , પારસીઓ ખેતીવાડીના વ્યવસાયમાં રોકાયા હતા. પરંતુ એમણે તાડી ઉછેરી, સુથારકામ, અને વણાટકામ પણ સ્વીકાર્યું હતું. વણાટકામમાં પારસીઓ અત્યંત કુશળ હતા. એટલું જ નહિ પણ હિંદને આ કોમે હાથ વણાટની ત્રણ ઉત્તમ કળાનું પ્રદાન કર્યુ છે. - સુરતી ઘાટ, ગારા અને સુરતી તનછોઈ. સુરતી ભાટ મુલાયમ રેશમનો હોય છે. એની એક બાજુની સ્તર સેટિન જેવું હોય છે. ભૂતકાળમાં આછા પ્રકાશમાં ભેજાળા ભોંયરાઓમાં ચારથી છ વર્ષના નાનાં બાળકો એના તાર વણવાનું કામ કરતાં હતાં. ત્યાર પછી ધીમે ધીમે આ તારને પ્રકાશમાં લાવવામાં આવતો. અને પછી વનસ્પતિમાંથી બનાવેલા રંગોમાં હાથવણાટનું આ રેશમ રંગવામાં આવતું. સુરતી ઘાટ , ભાત ભાતનાં રંગોમાં મળી શકતા-ખાસ કરીને ટમેટાં સરખો ચમકતો લાલ, જાંબુડિયો, તેજસ્વી ગુલાબી, કેસરી અને કબૂતર જેવો ભૂખરો રંગ ઘણો પ્રચલિત હતો. આ કાપડ બહુ ટકાઉ બનતું હોવાથી 'ઘાટ' તરીકે વખણાયું અને સુરતમાં એનું વણાટકામ થતું હોવાથી સુરતી ઘાટ કહેવાયું. સુરત અને અમદાવાદની મિલોમાં હાલ 'ઘાટ' બનાવવામાં આવે છે, પરંતુ એનું પોત એટલું મુલાયમ નથી હોતું. અને જૂના રંગોની સરખામણીમાં એના રંગ પણ એટલા સુંદર હોતા નથી.

'ગાર' અને 'તનછોઈ' બનાવવાની કળા ચીન પાસેથી શીખવામાં આવી હતી. ગારાની સાડી ઉપર ચીના ચીનીનું બારીક ભરતકામ કરવામાં આવતું. ગારો, પશુ, પક્ષી, ફૂલ, 'પગોડા' અને ચીની બગીચાથી ભરચક ભરવામાં આવતો. 'સળી ગારો' તો એટલો ખૂબસૂરત લાગે કે જાણે એના પોતમાં નાજુક ડાળીઓ વણાઈ હોય એટલા માટે એ 'સળીગારો' કહેવાતો. આવી ભાત ઊપસાવવી પણ ઘણી અઘરી હતી. એકેક ઈંચનાં વીસમા ભાગનો દોરો કાઢ્યા પછી આવી મનમોહક ભાત ઊપજાવી શકાય. મોટે ભાગે 'સળીગારો' સાદો હોય. પરંતુ, સુંદર ભરેલી રેશમની કોર એના ઉપર લગાડ્યા પછી એનું રૂપ, અનેકગણું વધી જતું. કપડાંમાંથી ગાળવાની ક્રિયા તે 'ગારો' ગારા બનાવવાની કળા આજે કારીગરો પાસે રહી નથી. પચાસથી એંશી વર્ષ જૂના ગારા આજે જોવા મળે છે તે પેઢી દર પેઢી વારસામાં મળેલા હોય છે. આને દાદીમાઓ પાસેથી સંતાનોને મળેલી એક અમૂલ્ય ભેટ ગણાવી શકાય. કેટલાંક પારસી કુટુમ્બો જેમનો ચીન સાથે એક વાર વ્યાપાર હતો. તેમના ઘરોમાંથી પણ 'ગારો' મળી આવવા

સંભવ ખરો.'સુરતી ઘાટ' ની જેમ 'ગારા' પણ સુંદર રંગોમાં મળતાં-જાંબુડીયા દ્રાક્ષના જેવો લાલ અને કાળો, જો કે સફેદ અને ક્રિમ રંગના ગારા પણ જોવામાં આવે છે.

'તનછોઈ' મુલાયમ કિનખાબની બને છે. અને એના પોતમાં આકર્ષક ફૂલોની ભાત વણાયેલી હોય છે. કેટલાંક વર્ષો ચીનમાં રહી ત્રણ પારસી ભાઈઓએ આ કલા હસ્તગત કરી હતી. ત્યાર પછી, એમણે સુરતમાં પોતાનું કેન્દ્ર શરૂ કર્યું. ત્રણે ભાઈઓ સુરતમાં 'તનછોઈ' ના નામે ઓળખાતા 'તન' એટલે ત્રણ 'ચોઈ' અથવા 'છોઈ' નો અર્થ ચીનથી આવેલ. એમની મૂળ અટક 'જોષી' હતી. સુરતમાં વર્ષો સુધી એમનું કેન્દ્ર 'જોષીની હવેલી ' તરીકે જાણીતું હતું. એમના વંશના કયખુશરો સોરાબજી જોષી (મૃત્યુ 1958 ) નું કેન્દ્ર સુરતના તુંકવાડી પરામાં હતું. આવી કિનખાબની સાડીઓ એક વાર માત્ર 'નવજોત' કે લગ્ન જેવા પ્રસંગોએ પહેરાતી. જોષી એમના કામદારોની દેખભાળ કુટુંબીજનોની જેમ જ રાખતાં. એમના કામદારોની અને એમની શાખ પણ ઘણી સારી હતી.ગાંધીજીના કાને પણ એ પહોંચી હતી. જોષીના આ કેન્દ્રની ખબર મળતાં જ ગાંધીજી એક વાર પગપાળા એ જોવા ઉપડી ગયા હતા. અને જોષીને શાબાશી આપતાં એમણે કહ્યું હતું કે સ્વતંત્રતા મળ્યા પછી હિંદભરમાં 'તનછોઈ' બનાવવાના કેન્દ્રોનું સંચાલન જોષીને સોંપવામાં આવશે. ગાંધીજીએ પોતાનું વચન પાળ્યું પણ ખરું. 1948માં જોષીની નિમણૂંક 'અખિલ હિંદ હાથ ઉદ્યોગ' સંસ્થાના જવાબદાર અમલદાર તરીકે થઈ. ગાંધીજીનું સ્વપ્ન સાકાર થયું ગણી શકાય. એમનાં અવસાન પહેલાં કાશ્મીરથી કન્યાકુમારી સુધી' તનછોઈ' બનાવવાનાં કેન્દ્રો ચાલતાં એઓ જોવા પામ્યા હતા. સુંદરમાં સુંદર કિનખાબમાં આર્કર્ષક ભરતવાળી સાડીઓ આ કેન્દ્રોમાં બને છે. જો કે આ કળામાં આજે પણ સુરત અને હૈદરાબાદ મોખરે રહ્યાં છે.[9]

નાની નાની બેંકો પણ પારસીઓ ચલાવતાં હતા. અને વેપારીઓ તરીકે દુકાનો પણ, ચૌદથી અઢારમી સદી સુધી હિંદ આવનાર યુરોપિયન મુસાફરોએ આનું સચોટ વર્ણન કર્યું છે. અને પારસીઓના રીતરિવાજો પર પણ એમણે સારો પ્રકાશ પાડયો છે. એક અગ્રેજ મુસાફર , ઓગિલ્બીએ એનાં પુસ્તક 'એટલસ' (1670)માં લખ્યું છે :

'હિંદમાં દેશીઓની જેમજ પારસીઓ મુક્ત પણે રહે છે. પોતાને મનગમતો વેપાર પણ કરે છે. મોટે ભાગે ખેતી, ફળફળાદી ખરીદવાનો અને વેચવાનો અને તાડનાં ઝાડ છેદી તાડીનો ધંધો એઓ કરે છે.'

એ જ પુસ્તકમાં આગળ એણે લખ્યું છે-'પુરુષો, ગોળ, મોટી દાઢી અને લાંબા વાળ રાખે છે. એમનાં નાક મોટે ભાગે વળાંકવાળાં છે. આથી બીજા હજારો લોકોમાં એઓ તરી આવે છે. [10]

1968માં મેન્ડેલસ્લો નામનાં પોર્ટુગીઝ મુસાફરે પણ પારસી સ્ત્રીઓ વિષે નોંધ

લીધી છે, 'પારસી કોમની વિધવા સ્ત્રીઓ ફરી પરણી શકે છે. વ્યભિચાર એમનામાં બહુ મોટું પાપ ગણાય છે. આ કોમની સ્ત્રીઓ બીજી સ્ત્રીઓ કરતાં ખરેખર સુંદર છે. 11

પારસીઓની ઉદારતા, દાનવૃત્તિનો નિર્દેશ રેવરંડ જે. ઓવિંગટને કર્યો છે. 1689માં ઓવિંગ્ટન સુરતમાં હતા.

'એમની વિશ્વપ્રેમની ભાવના આકર્ષક છે. ગરીબ ,સશક્ત વ્યક્તિઓને એઓ કામ આપે છે. અને દુર્બળ, પાંગળા, અશક્ત લોકોને વર્ષ દિવસે, પ્રસંગોપાત દાન કરે છે. કોઈપણ વ્યક્તિને એઓ કોમમાં નિર્ધન રાખતા નથી.' 12

પારસીઓની આવી આદર્શ રહેણીકરણી છતાં ત્રણ વાર એમના ઉપર જીવલેણ હુમલા કરવામાં આવ્યા હતા. ચોથી વાર ચતુરાઈથી એઓ છટકી ગયા હતા.

મુંબઈ ઈલાકાના 'ગેઝેટિયર' ની એક નોંધ પ્રમાણે, ખંભાતમાં મહી નદીના મુખ આગળ 'કુમારિકા ક્ષેત્ર'ના મંદિર પાસે પારસીઓનો વસવાટ હતો. ત્યાં એમને ધન પ્રાપ્તિ કરી સારું વર્ચસ્વ જમાવ્યું હતું. ઘમંડી પારસીઓએ હિંદુ પ્રજાને ખંભાતમાંથી કાઢી મૂકી, જેમાં કલ્યાણરાય પણ હતા. એમનાંમાં પારસીઓ પ્રત્યે વેરભાવ જાગ્યો. એઓ સુરત આવ્યા અને મોતીનો વેપાર કરી ત્યાં ધન મેળવ્યું એક દિવસ રાત્રે એમણે કોળી અને રજપૂતોને હથિયારો સાથે ખંભાત મોકલ્યા. પારસીઓના ઘરો બાળી નાંખવામાં આવ્યા. કેટલાકની કતલ પણ કરવામાં આવી. બાકી રહેલા પાક અપ્તશ લઈ ખંભાત છોડી નાસી ગયા. જૂના ખંભાતની ભસ્મ ઉપર નવું શહેર વસાવવાનું સ્વપ્ન કલ્યાણરાય સેવતા હતા.

બીજી કરુણ કથા પણ 'બોમ્બે ગેઝેટિયર'માં નોંધાઈ છે. અગિયારમી સદીની આખરમાં પારસીઓ વરીઆવમાં વસતા હતા. રતનપુરનો એક લોભી સરદાર એમની ઉન્નતી સાંખી શક્યો નહિં. એણે પારસીઓ પાસે વધારે ખંડણીની માગણી કરી. પારસીઓએ આ માંગણી સ્વીકારી નહી. એટલે એણે પોતાના લશ્કરને એમની સામે મોકલ્યું. પારસીઓએ લશ્કરને મારી હઠાવ્યું. એટલે સરદાર વધુ રોષે ભરાયો. એક દિવસ જ્યારે બધા પારસી પુરુષો સુરત આગળ, તોણા, ઊજાણીએ ગયા હતાં ત્યારે એણે ફરી પોતાનું લશ્કર વરીઆવ મોકલ્યું. ત્યારે ફકત સ્ત્રીઓ જ હતી. પરંતુ એમણે પુરુષોનાં બખ્તરો પહેરી હથિયાર સજ્યાં. સ્ત્રીઓ સરદારને મારી હઠાવવાની તૈયારીમાં હતી ત્યાં એક શૂરવીર સ્ત્રીના માથાનું કવચ પડી ગયું. એની જાતિ છતી થઈ ગઈ. એટલે રજપૂતોએ ફરી સંગઠન કરી આક્રમણ કર્યું એમની જીત થઈ. ત્યારે પોતાન શીલની રક્ષા અર્થે સ્ત્રીઓએ તાપી નદીમાં વહેતું મૂક્યું. ઊજાણી પછી પુરુષો પાછા ફર્યા ત્યારે એમની અને બાળકોની કતલ કરવામાં આવી.

ત્રીજો પ્રસંગ સંજાણ ઉપર જ્યારે સુલતાન મહેમુદ બેગડા (ઈ. સ. 1459-1515)ના સરદાર અલફખાને આક્રમણ કર્યુ. ત્યારે બનવા પામ્યો. ઈ. સ. 1494માં

ચાંપાનેર જીત્યા પછી, સુલતાને સંજાણ જીતી લેવાનો હુકમ કર્યો. સંજાણના હિંદુરાજા, રાયઝાદા શાહઝાદા, પાસે આ વાત આવી એણે પારસીઓની સહાય માગી. અને સૈકાઓ પહેલાં એના પૂર્વજોને પારસીઓએ આપેલા વચનની યાદ દેવડાવી. પારસીઓ રાણાની મદદે ગયા. અર્દશિર નામના એક સરદારે આગેવાની લઈ 1400 માણસોનું લશ્કર ભેગું કર્યું. મુસલમાનોનો સામનો કર્યો. પહેલીવાર અર્દશીર યુદ્ધમાં જીત્યા પણ ખરા. પરંતુ, સુલતાને 30,000 માણસોનું લશ્કર મોકલ્યું. એકેક પારસીએ આ યુદ્ધમાં ત્યારે પોતાનું લોહી વહેવડાવ્યું. અને અર્દશીર તથા હિંદુ રાજા પણ રણ મેદાનમાં પડ્યા.

ચોથી વાર, થાણામાં પારસીઓની કતલ થઈ હોત- 1425ની આસપાસ થાણાના પોર્ટુગીઝ ગવર્નરે પારસીઓને પરાણે રોમન કેથેલિક ધર્મ સ્વીકારવાનું ફરમાન કર્યું. નહિં તો સ્ત્રી, પુરુષ, અને બાળકોની હત્યા કરવાની એણે ધમકી આપી. પારસીઓએ એમની માગનો સ્વીકાર કર્યો. પણ ચાર દિવસની મુદત માંગી. જેથી છેલ્લી વાર એમને પોતાની પવિત્ર ધાર્મિક ક્રિયાઓ કરી લેવાની તક મળે. પારસીઓની આવી નમ્રતા જોઈ, ગર્વનર ખુશ થયો. પારસીઓની વિનંતી એણે સ્વીકારી. છેલ્લે દિવસે, પારસીઓએ એક મોટી ઊજાણી કરી. અને બધી નામાંકિત વ્યક્તિઓને આમંત્રણ આપ્યું. એમણે તે દિવસે દારૂની નદી વહેવડાવી. અને જ્યારે, મહેમાનો ચકચૂર હતા ત્યારે પારસીઓ એમનાં સ્ત્રી-બાળકો તથા પવિત્ર આતશ લઈ સંગીત અને નૃત્યના તાલ વચ્ચે, થાણાં છોડી ચાલ્યા ગયા. 'બોમ્બે ગેઝેટિયર' માં આ પ્રસંગની પણ નોંધ છે. કલ્યાણ સુધી પારસીઓ આવ્યા. ત્યાર પછી, બીજા ત્રણસો વર્ષ લગી પારસીઓએ થાણામાં પગ મૂક્યો નહિ.

બે પારસી શહીદોની વીરતાના પ્રસંગો નોંધપાત્ર છે. બન્ને ભરૂચના રહેવાસી હતા. ગરીબ પારસી વણકર, કામા હોમાને વેતન માટે એક મુસ્લિમ સાથે તકરાર થઈ. હોમાં ઉપર વેર લેવા મુસ્લિમે ભરૂચના નવાબ અહેમદબેગ પાસે હોમાએ જાહેરમાં એને 'કાફર' કહ્યો એવી ખોટી ફરિયાદ નોંધાવી નવાબે કામા હોમાને મોતની સજા ફરમાવી. પરંતું, હોમા મુસલમાન ધર્મ સ્વીકારે તો સજામાંથી એને મુક્તિ આપવા વચન આપ્યું. કામા હોમાએ મૃત્યુ પસંદ કર્યું. બાસઠ વર્ષની વયે, 8 ડિસેમ્બર, 1702 ના દિવસે એમનો શિરચ્છેદ કરવામાં આવ્યો. આ પ્રસંગને કારણે આખી પારસી કોમમાં હાહાકાર થઈ ગયો. દરેક પારસીએ સ્વધર્મનું હંમેશ રક્ષણ કરી કોઈ પણ કાળે બીજો કોઈ ધર્મ નહિ સ્વીકારવાનું પણ સીધું કામા હોમાની પુણ્યતિથિને દિવસે ખાસ પ્રાર્થનાઓ કરવામાં આવે છે. અને એમને 'ગરોથમાની કામા બહેદીન હોમા' , સ્વર્ગના અધિકારી કામા હોમા તરીકે ઓળખવામાં આવે છે.

બીજો પ્રસંગ હોમાજી જમશેદજી ને લગતો છે. એમનાં ઉપર ગર્ભ ધારણ કરેલી એક પારસી સ્ત્રીને લાત મારવાનું આળ હતું. પરિણામે, સ્ત્રી મૃત્યુ પામી હતી.

ઈ. સ. 1783માં જમશેદજીને મૃત્યુની શિક્ષા થઈ. પરંતુ અંત સુધી પોતે નિર્દોષ છે એવો બચાવ હોમાજીએ કર્યો હતો. મૃત્યુને ભેટતાં એમનાં વચનો હતાં કે જે કોઈ વ્યક્તિ પોતાની પ્રાર્થનામાં એમને યાદ કરશે તેના ઉપર એમના આશીર્વાદ ઉતરશે. હોમાજીની પુણ્યતિથિને દિવસે પણ અનેક આતશઘરોમાં પ્રાર્થનાઓ થાય છે.

જેમ જેમ પારસી કોમની વસ્તીમાં વધારો થતો ગયો તેમ તેમ ધાર્મિક ક્રિયાકામોની બાબતોમાં વિભાગો કરવાની આવશ્યકતા જણાઈ. આ વિભાગો 'પોલ' તરીકે જાણીતા છે. ઈ. સ. 1142 માં એક ધર્મગુરૂ, કામદીન જરથોસ્તને નવસારીનાં પારસીઓ માટે ધાર્મિક ક્રિયાઓ કરવા સંજાણથી જવું પડ્યું હતું. એજ પ્રમાણે, બીજા બે મોબેદસાહેબોને પણ ઈ. સ. 1215 માં સંજાણથી નવસારી અમુક ક્રિયાકામ માટે જવું પડ્યું હતું. એ દિવસોમાં આવી મુસાફરી કપરી હતી. એટલે નવસારીમાં પાંચ 'પોલ' નિર્માણ કરવામાં આવી. અને ઈ. સ. 1290માં આ વિભાગો વિસ્તૃત કરવામાં આવ્યા. વિસ્તૃત વિભાગો 'પંથક' કહેવાય છે. સંજાણ, નવસારી, ગોદાવર, ભરૂચ, ખંભાત જેવાં સ્થળોએ 'પંથકો'ની યોજના થઈ. આવી રીતે પારસી કોમની ધાર્મિક જરૂરિયાતોને પૂગી વળવાનો પ્રબંધ થયો.

ઘણાં ઓછાં ધર્મપુસ્તકો પારસીઓ પાસે હતાં. આને કારણે અવસ્તા-પહેલવીનું એમનું જ્ઞાન તાજું રાખવાની ઘણી મુશ્કેલીઓ પડતી. અને આવા અભાવને કારણે ધાર્મિક રીત રિવાજોની બારીકી વિષે પણ કેટલાક મહત્ત્વના પ્રશ્નો ઉપસ્થિત થતા. જોકે બારમી સદીના અંતમાં પણ એર્વદ માહિયાર જેવા સાહસિક મોબેદ સાહેબો હતા. ઈ. સ. 1178 માં પંજાબનાં એક નાનકડાં ઊંચ ગામથી એમણે સિસ્તાનની મુસાફરી કરી હતી. બાર વર્ષ, પછી ઈ. સ. 1190 માં એઓ હિંદ પાછા ફર્યા ત્યારે 'વંદીદાદ' ની પહેલવી ભાષામાં હસ્તલિખિત પ્રત પોતાની સાથે લાવ્યા હતા. પરતું આથી કોમમાં ઉપસ્થિત થયેલા અનેક પ્રશ્નોનું નિરાકરણ સરળ ન થયું.

એટલે કોમમાં આદર પામેલા નવસારીના 'દહેવદ' મહેસુલ અધિકારી -ચાંગા-બિન- આસાએ (ચાંગાશાહ) નરિમાન હોશંગ નામના એક સાહસિક પારસીને પોતાને ખર્ચે ઈરાન મોકલ્યા-ત્યાંના જરથોસ્તીઓ પાસેથી કેટલાક ગૂંચવણભર્યા પ્રશ્નોના ઉકેલ લાવવા.

જમીન માર્ગે, અફઘાનિસ્તાન થઈ, ઈરાન જનારામાં નરિમાન હોશંગ કદાચ પહેલા પારસી હશે. કેટલાક માસની મુસાફરી પછી એઓ યઝદ પહોંચ્યા. ત્યાં ઈરાનનાં પારસીઓની મોટી વસાહત હતી. યઝદની ઈરાની દસ્તુર સાહેબો વિદ્વાન અને ધર્મની નીતિરીતિમાં પારંગત ગણાતા હતા. નરિમાન હોશંગને ફારસી ભાષા નહોતી આવડતી. એટલે, એક વર્ષ ભાષા શીખવામાં એમણે ગાળ્યું. દરમિયાન નિર્વાહ માટે, યઝદના બજારમાં ખજૂર વેચવાનો વ્યવસાય કર્યો.

ફારસી ભાષા ઉપર સારો કાબૂ મેળવ્યા પછી, નરિમાન હોશંગે પોતાનાં પ્રશ્નોની યાદી, યઝદના દસ્તુર સાહેબોને આપી. દસ્તુરોએ નરિમાનમાં ભાવભીનું સ્વાગત કર્યું. અને બધા પ્રશ્નોનાં ઉત્તરો પણ આપ્યા. ઈ. સ. 1478ની આસપાસમાં નરિમાન હિંદ પાછા ફર્યા. લગભગ ત્રણસો વર્ષ (ઈ. સ. 1478-1773) આ રીતે ઈરાન અને હિંદના પારસીઓ વચ્ચે, 'રેવાયત' પ્રશ્નોત્તરી ની આપ લે થતી રહી.

એમનાં યુગમાં ચાંગા-બિન-આસા (ઈ. સ. 1450-1515) પારસી સમાજનાં મોવડી હતા. 'કિસ્સે સંજાણ' માં બેહમન કેકાબાદે ચાંગાશાને ઉદાર અને પ્રમાણિક વ્યક્તિ તરીકે ઉષ્માભરી અંજલિ આપી છે.

'એ વ્યક્તિ (ચાંગાશાહ) ધર્મિષ્ઠ હતી. અને ધર્મના પાલનમાં કદિ ત્રુટિઓ ચલાવી લેતા નહિં. કાંઈ ગરીબ માણસ પાસે સદરા-કુસ્તી માટે પૈસા ન હોય તો પોતે એને એ લઈ આપતા. કોઈ પણ વ્યક્તિ એમની પાસેથી દાન કે આશ્વાસન વિના ખાલી હાથે પાછી વળતી નહિં. એમની આવી સહાયને કારણે એ દિવસોમાં અનેક વ્યક્તિઓનો વિશ્વાસ ધર્મમાં દૃઢ થયો હતો.' [13]

મોગલ દરબારમાં પણ એમની પ્રતિષ્ઠા સારી હતી. પરિણામે બિન-મુસ્લિમ પ્રજા પાસેથી વસૂલ થતાં કર -જજિયાવેરા-માંથી એમણે નવસારીના પારસીઓને મુક્તિ અપાવી. ચાંગાશાહનાં કુટુંબમાં લગભગ સો વર્ષ દેસાઈગીરી" -મહેસૂલ ઉઘરાવવાનો અધિકાર રહયો. ત્યાર પછી ઈ. સ. 1608માં દસ્તુર મહેરજી રાણાના પુત્ર, કૈકોબાદ મહેરજી રાણાને 'દેસાઈપદ' મળ્યું.

દસ્તુર મહેરજી રાણા પારસી કોમનું ગૌરવ હતા (ઈ.સ 1536-1591). અકબરનાં દરબારમાં પારસી ધર્મના સિદ્ધાંતો સમજાવવાનું માન એમને ફાળે જાય છે. વળી, ધર્મનાં બે મુખ્ય પ્રતિકો-સદરો અને કુશ્તી એમણે અકબરને ભેટ આપ્યા હતાં. ઈ.સ. 1576 અને ઈ. સ. 1579 વચ્ચે મહેરજી રાણાએ ફતેહપુર સિક્રીમાં મુસલમાન સૂફીઓ, પંડિતો, યોગીઓ અને ગોવાના ખ્રિસ્તિ પાદરીઓ સાથે ધર્મના વિવિધ પ્રશ્નો ઉપર વાદવિવાદ કરવામાં ભાગ લીધો હતો.

સુદરેહ-કુશ્તી સાથે, પવિત્ર અપ્તશની ભેટ પણ મહેરજી રાણાએ અકબરને આપી હતી. યોગ્ય ક્રિયાઓ કર્યા પછી શહેનશાહના દરબારમાં એમણે આતશ સ્થાપ્યા હતા. ઈતિહાસકાર શેખ અબુલફઝલને આ અપ્તશની જાળવણી કરવાનું કાર્ય બાદશાહે સોંપ્યું હતું.

1579 માં જ્યારે દસ્તુર મહેરજી રાણા નવસારી પાછા આવ્યા ત્યારે કોમે ઘણા આદરપૂર્વક એમનું સન્માન કર્યું હતું. બીજા મોબેદસાહેબોએ એમને ગુરૂપદે સ્થાપી વંશ પરંપરા 'દસ્તુર' પદ આપ્યું. પિતાના અવસાન પછી એમનાં પુત્ર કૈકોબાદ 'દસ્તુર' પદે આવ્યા.

દસ્તુર મહેરજી રાણાની વિદ્વતા માટે અકબરને ઘણું માન હતું. બાદશાહે એમને 200 વીઘાં જમીન ભેટ આપી હતી. અને એમનાં અવસાન પછી એમાં વધારો પણ કરી આપ્યો હતો.

પારસી સમાજમાં ચાલી આવતી માન્યતા પ્રમાણે, દસ્તુર મહેરજી રાણાએ અકબરના દરબારમાં ચમત્કાર કરી બતાવ્યા હતા. દંતકથા પ્રમાણે, પોતાને 'જાદુગર' તરીકે ગણાવતાં એક હિંદુ ધર્મગુરુએ અવકાશમાં સૂર્ય જેવો પ્રકાશ પાડતી એક મોટી થાળી ચઢાવી. અને દરબારમાં હાજર રહેલા વિદ્વાન મૌલવીઓ અને 'ઉલમા'ઓ સાથે થાળી નીચે ઉતારવાની શરત મારી. મુસ્લિમ વિદ્વાનો નિષ્ફળ નીવડ્યા. પરંતુ એમણે નવસારીના જરથોસ્તી દસ્તુરની કીર્તિ સાંભળી હતી. એઓ 'જગદ્‌ગુરૂ' સાથે હોડમાં ઉતરવા તૈયાર હતા. દસ્તુર મહેરજી રાણાને દરબારમાં બોલાવી મંગાવવામાં આવ્યા. મહેરજી રાણાએ દરબારીઓ વચ્ચે આતશ પ્રગટાવી અવસ્થામાંથી સ્તુતિ શરૂ કરી. થાળી જમીન ઉપર પટકાઇ પડી.

તાનસેન-મોગલ દરબારમાં ઈ. સ. 1562 ની આસપાસ આવ્યો હતો- આ પ્રસંગને એક 'ખ્યાલ'ની રચના કરી અમર બનાવ્યો છે. આ 'ખ્યાલ' માં તાનસેને એક લાંબી દાઢીવાળા પારસી, મહેરિયારનું વર્ણન કર્યું છે. અને કેવી રીતે અપ્તશ પ્રગટાવી સુખડ-લોબાન મૂકી અહુરા મઝદાને માન્ય સ્તુતિ કરી, તેનું વૃતાંત પણ આપ્યું છે. 'ખ્યાલ' ને અંતે તાનસેન અકબરને કહે છે કે મહેરજી રાણા 'સ્વર્ગીય પુષ્પ' છે. આ 'ખ્યાલ' આજે પણ ઉપલબ્ધ છે.[14] એક સુંદર મોગલ 'મિનિએચર'માં દસ્તુર મહેરજી રાણાને પારસી દસ્તુરના સફેદ લાંબા ઝભ્ભામાં લાલ પાઘડી પહેરેલા ચીતરવામાં આવ્યા છે.

કોમમાં ઉપસ્થિત થયેલી બે ચર્ચાઓનો નિર્દેશ કરવો જરૂરી ગણાય. એને લીધે કડવાશ અને રમખાણ પણ થયાં હતાં.

પહેલી ચર્ચા પારસી પંચાંગને કારણે થઇ. ઇ. સ. 1630માં કરતા હતા તે ઈરાનના પંચાંગ કરતા એક માસ પાછળ હતું. આ પ્રશ્ન ઉપર એમણે ઈરાનના દસ્તુર સાહેબોનો મત પૂછાવ્યો. પંદરમી 'રેવાયત' માં (ઇ. સ. 1635) ઈરાનના દસ્તુરો ના વડા દસ્તુર બહેરામ અર્દશીરે આનો ઉત્તર આપ્યો છે. એમણે હિંદના પારસીઓને ઈરાનના પંચાંગને અનુસરવાની સલાહ આપી. નહિ તો, એમા ઘટતા સુધારા કરી, ઈરાનના પંચાંગની હારમાં એને લાવવાની સૂચના કરી.

આને કારણે કોમમાં ઊગ્ર ચર્ચા થવા લાગી. અને કોમના ત્રણ ભાગલા પડ્યા-કદીમ, શહેનશાહી અને ફસલી શહેનશાહીઓએ પોતાનું પંચાંગ સાસાનિયન વંશનાં છેલ્લા રાજા યઝદેગર્દ ત્રીજાના અવસાન પછી ગણવાનું નક્કી કર્યું. કદમીઓએ

જૂના પોતાના પંચાંગમાં કોઈ ફેરફાર કરવા ઉચીત ધાર્યુ નહિ. એઓ માનતા કે એમનું પંચાંગ સાચું અને જૂનામાં જૂનું છે. જ્યારે ફસલીઓએ , ફસલ પ્રમાણે 21 મી માર્ચથી-જ્યારે ગાહંબાર ઊજવાય છે પોતાનું પંચાંગ શરૂ કરવાનું નિર્ધાર્યું, એટલા માટે ફસલીઓ નવા વર્ષની ઉજવણી માર્ચ 21મી ને દિવસે કરે છે. આ ચર્ચાનાં પરિણામે પારસીઓ જુદે જુદે સમયે, ત્રણ નવા વર્ષ પતેતી -ઉજવે છે. જોકે એઓ ક્રિસમસ, દિવાળી અને ઈદના તહેવારો પણ ઉજવે છે. આ ચર્ચાના પરિણામે બીજી કોઈ રીતે કોમમાં વિખવાદ નથી. ખાસ કરીને લગ્ન વ્યવહારમાં ત્રણે પંથો વચ્ચે મતભેદ નથી.

બીજી ઊગ્ર ચર્ચા નવસારી અને સંજાણના મોબેદ સાહેબો વચ્ચે થઈ હતી. નવસારીના મોબેદો પોતાને 'ભગરિયા' તરીકે ગણાવવા લાગ્યા- સંજાણના 'સંજાણા'

ઈ. સ. 1485 અને ઈ.સ. 1496 વચ્ચે સંજાણ ઉપર મુસલમાનોએ ચઢાઈ કરી. ત્યાર પછી પવિત્ર આતશ સંજાણથી ખસેડી બાર વર્ષ સુધી બાહરોટની ગુફાઓમાં રાખવામાં આવ્યા હતા. ત્યાંથી પંદર વર્ષ લગી આતશની સાચવણી વાંસદામાં કરવી પડી. અને ચાંગાશાહનાં સફળ પ્રયત્નોને લઈને વાંસદાથી અપ્તશ નવસારી લાવવામાં આવ્યો. આને કારણે ચાંગાશાહે એક નિયમ બાંધી આપ્યો. સંજાણના ત્રણ મોબેદ સાહેબો, જેઓ અપ્તશ નવસારી લાવ્યા હતા તેમને ફકત એની 'પાસબાની-રખેવાળી કરવાનો હક્ક રહે. અને એમનાં તથા એમનાં વારસદારોના કુંટુબમાં કોઈ પણ ધર્મક્રિયા કરવાનો હક્ક નવસારીના મોબેદસાહેબોને રહે. આવી યોજનાં દ્વારા ચાંગાશાનો આશય સંજાણ અને નવસારીના મોબેદો વચ્ચે ભવિષ્યમાં કોઈ પણ પ્રકારનો મતભેદ થતો અટકાવવાનો હતો.

પરંતુ, બસો વર્ષ પછી, બન્ને પક્ષો વચ્ચે આવી યોજનાને કારણે સખત મતભેદ પડયા. નવસારીમાં રહેલા સંજાણના મોબેદોને લાગ્યું કે આવી યોજના બસો વર્ષ પૂર્વે, ભેદભાવથી ઘડાઈ હતી. જેમાં એમની સમંતિ હતી નહિ. આ યોજનાને કારણે એમને આર્થિક નુકશાન થતું હતું. બધી ધર્મક્રિયાઓ કરવાનો હક્ક તો નવસારીના મોબેદો પાસે હતો. સંજાણના મોબેદોને એમાંથી કોઈ ઊપજ થતી નહોતી. એટલે આ યોજના સામે એમણે વાંધો ઉઠાવ્યો. એમાં નવસારીના 'બેહદીનો- ધર્મગુરૂ સિવાયની પારસી પ્રજા-નો એમને ટેકો મળ્યો.

તકરારે રમખાણનું સ્વરૂપ લીધું. 7 સપ્ટેમ્બર 1686ના દિવસે બન્ને પક્ષો વચ્ચે ભયંકર રમખાણ થયું. એમાં નવસારીના બે 'ભગરિયા' માર્યા ગયા. આથી ભગરિયાઓએ છ 'બેહદીનો'ને મારી નાંખ્યા. ઓગણીસ દિવસ રમખાણ ચાલ્યું. એમાં કેટલાંક ઘરબાર પણ લૂંટાયાં.

અંતે કોમના કેટલાક સમજુ પારસીઓએ નવસારીના કાજી જિયાઉદીન ઉસમાનીને રમખાણ અટકાવવા માટે અરજ કરી. 26 સપ્ટેમ્બર-1986 ના દિવસે

ઢંઢેરો પિટાવવામાં આવ્યો. ચાર મોબેદોની ખૂનના ગુના માટે અને છ બેહીદીનોની દંગો મચાવવા તથા લૂંટફાટ કરવાના આરોપસર ધરપકડ થઈ.

આખરે, નવસારીના બેહદીનોએ ભગરિયાઓ સાથે 8 ફેબ્રુઆરી 1687ના દિવસે એક કરાર કરી નક્કી કર્યું. કે એમને કોઈ પથ મોબેદ પાસે પોતાના ઘરની ધર્મ ક્રિયા કરાવવાનો હક્ક છે. ખાસ કરી, લગ્ન અને મૃત્યુ સમયે.

ભગરિયા અને સંજાણા વચ્ચે હજી સંપ થયો નહોતો. 1740 અને ઈ.સ. 1742માં એમણે ગાયકવાડ સરકાર પાસેથી પોતાની તરફેણમાં બે સનદો મેળવી. આથી સંજાણા પવિત્ર અપ્તશ લઈ નવસારી છોડી ગયા. પહેલાં વલસાડ અને પછી ઉદવાડા આવી 1742માં એમણે'અપ્તશ'ને ઉદવાડા ના 'આતશ બહેરામ' માં સ્થાપિત કર્યો. કડવાશ ભરી ચર્ચાનો અંત આવ્યો.

1 આર. જી. ભંડારકર ' પરસિકસ' 'એમ. પી ખરેગત મેમોરિયલ વોલ્યુમ'માં મુંબઈ 1953, પૃ 196-201, આર બી પેમાસ્ટર, 'અર્લી હિસ્ટ્રી ઓફ ધ પારસિઝ ઇન ઇન્ડિયા', દિલ્હી 1974, પૃ 23.

2 પેમાસ્ટર, (ઉપરોક્ત) પૃ IX એસ. કે. હોદિવાલ 'પારસીઝ ઇન એન્શયન્ટ ઇન્ડિયા', દોરાબ સકલતવાલા મેમોરિયલ સિરીઝ નં. II મુંબઈ 1920 પૃ. 28 ડી. બી. ડિસ્કલકર 'ધ પારસીઝ ઇન ઈન્ડિયા, 'ધ ઇન્ડો-એશિયન કલ્ચર' માં, વોલ્યુમ- નં., (એપ્રીલ 1957) પૃ 446એ. એસ. અલ્તેકર, " ધ એકસેટેન્ટ ઓફ ધ સસાનિયન પોલિટિકલ ડોમિનેશન ઇન ઇન્ડિયા,' એમ. પી. ખારેગત મેમોરિયલ વોલ્યુમ, પૃ પ ફુટનોટ કે. એ. એન. શાસ્ત્રી , 'અ હિસ્ટ્રી ઓફ સાઉથ ઇન્ડિયા, મદ્રાસ, 1966 પૃ. 101 કુલકે દ્વારા ઉદ્ધત , (ઉપરોકત) પૃ. 23 રોમીલા થાપર, 'અ હિસ્ટ્રી ઓફ ઇન્ડીયા, હાર્મોન્ડિઝવર્થ, 1969 વોલ્યુમ I પૃ 9,

3 જે ડુશેસ્ને-ગુલેમિન, 'સીમ્બલ્સ એન્ડ વેલ્યુઝ ઇન ઝોરોઆસ્ટ્રિયનીઝમ,'ન્યૂયોર્ક, 1966 પૃ 109 .

4 નિઝામુદ્દીન અહમદ 'તબાકત-ઇ-અકબરી, 'મૌલાના અહમદ તારીખ-ઇ-અલ્ફી', તિમુર્સ, 'મફઝત-એ-તિમુરી, (સંસ્મરણો) પેમાસ્ટર દ્વારા ઉદ્ધત, (ઉપરોકત) પૃ IX-XI.

5 સર જ્યોર્જ બર્ડવૂડના 'લેટર ટુ ધ એડિનબર્ગ પારસી યુનિયન' માંથી જે 'ધ પારસી' 30,ઓગસ્ટ-1908 માં છપાયો છે, પેમાસ્ટર દ્વારા. ઉદ્ધત, (ઉપરોકત), પૃ XII-XIV.

6 પેમાસ્ટર , (ઉપરોકત), પૃ XIII .

7 એસ. કે. હોડીવાલા , " ધ 16 સંસ્કૃત શ્લોકઝ," 'દસ્તુર હોશંગ મેમોરિયલ વોલ્યુમ', મુંબઈ, માંથી, પૃ 70-9 પેમાસ્ટર (ઉપરોકત) પૃ 10-13.

8 પેમાસ્ટર (ઉપરોકત) પૃ 16-22.

9 'ગુજરાત મિત્ર' સૂરત, એપ્રિલ 16, 1958.

10 પેમાસ્ટર, (ઉપરોકત) પૃ 45

11 (ઉપરોકત ) પૃ 43

12 (ઉપરોકત ) પૃ 45

13 (ઉપરોકત ) પૃ 111-112

14 જુઓ પરિશિષ્ટ-ક.

# 5. સામાજિક રચના અને સુધારાઓ

હિંદમાં અંગ્રેજ અને પોર્ટુગીઝ સત્તાના ઉદય પછીથી પારસીઓના ઈતિહાસનો નવો યુગ શરૂ થાય છે. એની સાથે જ મુંબઇનો, એક મહત્ત્વનાં બંદર તરીકે વિકાસ સંકળાયેલો છે.

બ્રિટીશ, ફ્રેંચ, ડચ અને પોર્ટુગીઝ પ્રત્યેની દેશમાં હાજરીને કારણે, પારસીઓએ સાહસિક વેપારીઓ તરીકે અને જુદા જુદા હિતો ધરાવતા પક્ષો વચ્ચે સલાહકાર તરીકે ઝંપલાવ્યું. અંગ્રેજોએ, 1608માં સુરતમાં કોઠી નાખી અને ડચ લોકોએ 1617માં દરેકે, પારસીઓને પોતાના આડતિયા તરીકે નીમ્યા. સુરતના રૂસ્તમ માણેક (શેઠ) આમાં મુખ્ય હતા. (1635-1721).[1]

રૂસ્તમ માણેક, સુરતમાં અંગ્રેજોની કોઠીના દલાલ સિંગાપોરમાં, બાત્તમના રાજાના આડતિયા અને પોર્ટુગીઝો તરફથી સુરતમાં મારફતિયા તથા દુભાષિયા, ઇસ્ટ ઇન્ડિયા કંપની સાથે એમને પૈસાની બાબતમાં વાંધો પડયો. કંપની પાસે, 690,000 રૂપિયાની રકમ લેણી નીકળતી હતી. કંપનીએ રકમ પાછી લાવવાની ના પાડી. 1721માં, એમનું અવસાન થયું ત્યાં લગી આ પ્રસંગની કડવાશ એમના મનમાંથી ઓછી થઇ નહોતી.

એમના ત્રણ પુત્રોએ ફરામજી, બમનજી અને નવરોજી - અંગ્રેજો સાથે તકરાર જારી રાખી. આના પરિણામે મુંબઇના ગવર્નર સર નિકલસ બેટની ઉશ્કેરણીથી સુરતના નવાબે, ફરામજીને જેલમાં પૂર્યા. એમનું ઘર જપ્ત કર્યું. અને રૂપિયા 50,000 નો દંડ કર્યો. નવાબના અન્યાય સામે, ફરિયાદ નોંધાવવા બમનજી મુંબઇ આવ્યા. પરંતુ, સર, નિકલસે એમને નજરકેદ કર્યા. રૂસ્તમ માણેકના સૌથી નાના પુત્ર નવરોજી, પોતાના વિશ્વાસુ નોકર સાથે છાનામાના 'સેલ્સબરી' નામની મનવાસ્માં ઇંગ્લેન્ડ ઊપડી ગયા.[2] દરિયા પારની મુસાફરી કરનાર, કદાચ આ બે વ્યક્તિઓ સૌથી પહેલી હોઇ શકે. નવરોજીએ પોતાની ફરિયાદ, ઇસ્ટ ઇંડિયા કંપની ના ડિરેક્ટરો પાસે રજૂ કરી.અને 5,46,790 રૂપિયાની રકમ પાછી મેળવી. 1725 અને 1730 ની આસપાસ હિંદ પાછા આવ્યા પછી, નવરોજીએ મુંબઈમાં મઝગામ ખાતે જમીન ખરીદ કરી,

ખાણમાંથી પથ્થર કાઢવાનો વ્યાપાર શરૂ કર્યો. અઢળક ધન કમાયા. એમનું કુટુંબ એ સમયમાં પુષ્કળ ધનવાન હોવાનો સંભવ છે.

રૂસ્તમ માણેકની યાદ આજ લગી ભુંસાઇ નથી. એમણે, સાર્વજનિક પુલો, રસ્તા, કૂવા, ટાંકી, ધર્મશાળા, અને દવાખાના, બંધાવ્યા હતાં. 1672 માં, સુરતના પારસીઓને જજિયાવેરામાંથી મુક્તિ અપાવી હતી.

મુંબઇના પટેલ ભાઇઓએ પણ આવો જ અગત્યનો ભાગ ભજવ્યો હતો. [3]

1640 ની આસપાસમાં, સુરત પાસેના સુમારી ગામથી દોરાબજી નાનાભાઇ (મૃત્યુ 1688) મુંબઇ આવ્યા. પોર્ટુગીઝોને એમની સેવાઓનો લાભ મળ્યો. દોરાબજી ત્રણ ભાષાઓ જાણતા હતા.- ગુજરાતી, મરાઠી, અને અંગ્રેજી. પોર્ટુગીઝ ભાષા પણ એમને સાધારણ પ્રમાણમાં આવડતી હતી.

દોરાબજીના અવસાન પછી, એમના પુત્ર રૂસ્તમે પિતાની જગ્યા લીધી. રૂસ્તમની પ્રતિભા આકર્ષક હતી. લોકોમાં તેઓ 'જનરલ રૂસ્તમ' તરીકે જાણીતાં હતાં. 1969માં મુંબઇમાં પ્લેગ ફાટી નીકળ્યો, ત્યારે દરેક યુરોપીયન અને પરદેશી કોઠીના માણસો રોગના શિકાર બન્યા. સીદીઓએ આનો લાભ ઉઠાવ્યો. મુંબઇને કબજે કરવા આક્રમણ કર્યું. રૂસ્તમે આ પ્રસંગ ઝડપી લીધો. માછીમારોનું લશ્કર ભેગું કરી, સીદીઓનો સામનો કર્યો. એમને હરાવ્યો અને ડોગરીનો કિલ્લો સર કર્યો. સીદીઓને મારી હઠાવ્યા પછી , અંગ્રેજ કોઠીના વડાને સુરત સમાચાર મોકલાવી, રુસ્તમે બોલાવી મંગાવ્યા. અને કારભાર કરી સુપરત કર્યો. આના બદલામાં, અંગ્રેજોએ એમની મુંબઇના 'પટેલ' તરીકે નિમણૂંક કરી. મુંબઇના માછીમારોની સરદારી પણ, રૂસ્તમને સોંપી. માછીમારો પાસેથી માત્ર કર ઉઘરાવવાનું જ કામ નહી પણ એમના સામાજિક અને ધાર્મિક પ્રશ્નોનો ઉકેલ શોધવાની જવાબદારી પણ રૂસ્તમ દોરાબજીને માથે હતી. 1763માં, 96 વર્ષની વયે, રૂસ્તમ મૃત્યુ પામ્યા.

ત્યાર પછી, બીજાં 150 વર્ષ સૂધી પારસી 'પટેલો' એ સરકારની વફાદારીથી સેવા કરી, એમણે ગામડાઓનો વહીવટ સંભાળ્યો, વાહન વ્યવહારની સુવ્યવસ્થા કરી, વહાણો બાંધ્યાં, વરલીના માછી ઉધોગનો વિકાસ સાધ્યો. ગરીબો માટે સુવિધાઓ કરી અને ઇસ્ટ ઇંડિયા કંપનીના વહાણોને તાજું પાણી પૂરું પાડ્યું. એ જ પ્રમાણે, 'આતશઘરો'ની સ્થાપના કરી અને વસઇ તથા થાણાના ગરીબ પારસીઓ માટે દખ્મા બંધાવ્યાં.

1790 માં, ગુજરાતમાં દુષ્કાળ પડયો. પરિણામે ગુજરાતના નાનાં નાનાં ગામડાંઓમાંથી પારસીઓ મુંબઇ આવ્યા. એવી જ રીતે સુરતની મોટી આગ વખતે 1837 માં એક બીજું ટોળું મુંબઇ આવી વસ્યું.

1790 થી મુંબઇના કોટ વિસ્તારમાં, પારસીઓની મોટી વસ્તી હતી. વેપારનું મધ્ય

સ્થળ હોવાને કારણે મહાત્મા ફૂલે (ક્રોફર્ડ) માર્કેટની પાછળ, 'યથા અહું વૈરિયો' નામની ગલી હતી. આ ગલીમાં ઘણાં ગરીબ પારસી કુટુંબો રહેતાં હતાં. ગલીનું નામ પણ પારસીઓએ અવસ્તાની એક સ્તુતિની પહેલી લીટી ઉપરથી પાડ્યું હતું. સમય જતાં, આ ગલીમાં રહેતાં કેટલાક પારસીઓએ ખ્યાતિ પણ મેળવી. હિંદના પહેલા બેરોનેટ સર જમશેદજી જીજીભાઇનું કુટુંબ આજ ગલીમાં રહેતું હતું. 1803 ની આગમાં આ ગલી સાવ ખાખ થઇ ગઇ. લગભગ આખા મુંબઇને આ આગ ઘેરી વળી હતી.

18મી સદીના અંત પછી, મુંબઇમાં પારસીઓની વસ્તી અનેક ગણી વધી ગઇ.[4] જર્મન સમાજશાસ્ત્રી એક હાર્ડ કુલ્કે આનો નિર્દેશ કર્યો છે. કોમનાં આવા વિશાળ વિસ્તારને અંગે કેટલાક પ્રશ્નો પણ ઉપસ્થિત થયા. અને પહેલી જ વાર કોમને લગતા કાયદાઓ અને સમાજ વ્યવસ્થાની ખોટ, પારસીઓને જણાઇ.

અગાઉ આવી ખોટ, વરતાઇ નહોતી. કારણ કે, હિંદના વસવાટ પછી કેટલીક, સદીઓ સુધી મોબેદ સાહેબો જ સામાજિક અને ધાર્મિક પ્રશ્નોનું નિરાકરણ કરતા હતાં. છતાં, કેટલાક કડવા પ્રશ્નો ઉપસ્થિત તો થયા જ હતા. પારસી પંચાંગનો પ્રશ્ન તથા સંજાણ અને નવસારીના મોબેદ સાહેબો વચ્ચેનો મતભેદ કદાચ, આવી તકરારોનું પ્રમાણ વધુ પણ હોત, જો પારસીઓએ પણ હિંદુ કોમ અપનાવેલી 'પંચાયત' પદ્ધતિ માન્ય રાખી હોત.

1642માં, નવસારીમાં 'પારસી પંચાયત' હતી. એના સભ્યો તરીકે પ્રતિષ્ઠિત પારસીઓ અને ધર્મગુરુઓ હતાં. એમાં ધર્મગુરુઓનું વર્ચસ્વ વધુ હતું. કારણ કે, બીજાં શહેરોના ધાર્મિક પ્રશ્નોનું નિરાકરણ કરવાની જવાબદારી એમને માથે હતી.

નવસારીનો દાખલો લઇ, સુરતે પણ 'પંચાયત' નીમી નાના ભાઇ પૂજ્યાજી (મૃત્યુ 1667) અને રૂસ્તમ માણેક, સુરતની 'પંચાયત' માં મુખ્ય વ્યક્તિઓ હતી.

મુંબઇની 'પારસી પંચાયત' ક્યારે સ્થપાઇ એની વિગતો પ્રાપ્ત નથી. કુલ્કે , બે તારીખો આપી છે.[5] ગુલુ સહિયારનાં મત પ્રમાણે 1673માં ' પારસી પંચાયત' મુંબઇમાં હતી. જ્યારે, સોહરાબ દાવરના મત પ્રમાણે, 1725 અને 1733ની વચ્ચે અહીં 'પંચાયત'ની સ્થાપના થઇ.

1673 માં, અસ્તિત્વમાં આવેલ 'પંચાયત' ની કોઇ નોંધ નથી. પરંતુ, 1725 અને 1733 ની આસપાસ અસ્તિત્વમાં આવેલી 'પંચાયત' ના પાંચ સંસ્થાપક સભ્યોના નામોની નોંધ છે.

'પંચાયત' ના અધ્યક્ષ, ખામજી લીમજી; હીરજી વાછા (મોદી) અને સુરતના રૂસ્તમ માણેકના ત્રણ પુત્રો પંચાયતના સભ્યો હતા. હીરજી વાચ્છાએ મુંબઇમાં પહેલું દખ્મુ બંધાવ્યું હતું. ( 1673).

લોકશાહીના સિદ્ધાંતો ઉપર 'પંચાયત'નું કાર્ય ચાલતું હતું. પંચાયતે લીધેલા

નિર્ણયો અંજુમને જાહેર સભામાં માન્ય રાખ્યા પછી, કોમને લાગુ પડતાં હતાં. દરેક તકરારી પ્રશ્ન 'પંચાયત' પાસે મૂકવામાં આવતો. પંચાયત એનો ન્યાય કરવાને બંધાયેલી પણ હતી. એનો સામાન્ય વ્યવહાર, સભ્યો સંભાળી લેતા. ગામડાંઓમાંથી આવતા ગરીબ પારસીઓને પણ 'પંચાયત' આર્થિક સહાય કરતી. અને, એમનાં વસવાટ માટે બને એટલો બંદોબસ્ત કરતી.

1778 માં કાયદેસર કોમનું માર્ગદર્શન કરવા માટે, 'પંચાયત' ગવર્નરને અરજી કરી, અને પંચાયતે ઘડેલા કાયદાઓ કોમને માન્ય રહે એવા હક્કો માંગ્યા. એટલું જ નહિ પણ પંચાયતે ઘડેલા કાયદાઓ માન્ય ન રાખનાર વ્યક્તિને શિક્ષા કરવાના હકકોની પણ માંગણી કરી.

1818માં 'પંચાયત' વિસ્તૃત કરવામાં આવી. બીજા છ સભ્યોનો એમાં ઉમેરો થયો. આ સભ્યો ધર્મગુરુઓ , સાથે મળી, કોમમાં પડેલા કેટલાક કુરિવાજો દૂર કરવાં ઇચ્છતા હતા. ખાસ કરીને બાળલગ્ન અને એકથી વધુ પત્ની કરવાનો રિવાજ.

1830 માં 'પંચાયતે' 'અકાબરો'- ચૂંટાઇ આવેલા સભ્યોની પદ્ધતિ બંધ કરી. અને એવો નિયમ ઘડ્યો કે પંચાયતનો કોઇ સભ્ય ગુજરી જતાં એની જગ્યાએ એના પુત્રને આપવી આથી, કોમને ઘણા ગેરફાયદા થયા. પંચાયતના સભ્યો જ જાહેરમાં એકથી વધુ સ્ત્રી સાથે લગ્ન કરવા લાગ્યા. એમને કોઇ શિક્ષા પણ થતી નહિ. જ્યારે, કોઇ ગરીબ પારસીને આને માટે સખત શિક્ષા કરવામાં આવતી. 1836 માં ત્રણ જૂના સભ્યોએ આવી પ્રથા અને અન્યાય સામે વાંધો ઉઠાવ્યો. અને, પંચાયતમાંથી રાજીનામું આપ્યું. પારસી સમાજમાં, ત્યાર પછી, પંચાયતનું માન ઘણું ઊતરી ગયું.

વારંવાર, સમાજે પંચાયત સામે પોતાનો અવાજ પણ ઉઠાવ્યો. પરંતુ 1849 લગી કોઇ પરિણામ આવ્યું નહિ. સર જમશેતજી જીજીભાઇ ત્યારે એક સંસ્થા સ્થાપી. 'સર જમશેતજી જીજીબાઈ પારસી બેનેવોલન્ટ ઇન્સ્ટિટ્યૂશન' અને, 1851માં આ સંસ્થાને કંઈક અંશે પંચાયત સાથે જોડી દીધી. પરિણામે, પંચાયત ટ્રસ્ટીમંડળ નિષ્પક્ષપણે પોતાનું કામ જ કરવા ફરી સમર્થ થયું.

કોમને માટે ખાસ આચારસંહિતા નહોતી. આવા કાયદાકાનૂનોની ખોટ પણ સાલતી હતી. મુંબઇ સરકારે 1828માં બોરોડેલના અધ્યક્ષ પણાં નીચે એક કમિશન નીમ્યું હતું. એનું કાર્ય, પારસી કોમ કેટલાંક રિવાજોને, 'કાયદા' તરીકે ગણતી આવી હતી. તેની તપાસ કરવાનું અને એ વિષે જરૂરી કાયદા ઘડવાનું હતું.

બોરોડેલે કામાને જ આવા કાનૂનો ઘડવાનું સૂચવ્યું. જેથી, ભવિષ્યમાં કોઇ પણ પ્રકારનો મતભેદ ટાળી શકાય. પરંતુ 1835 સુધી એની સૂચનાનો કોમ તરફથી જવાબ મળ્યો નહિં. 1835 માં, એક પારસીએ અદાલતમાં એવો દાવો રજૂ કર્યો કે કુટુંબની સઘળી મિલકત એને એકલાને જ મળવી જોઇએ. એની મા, ભાઇઓ, અને

બહેનો બધાંના હકોને હાનિકારક આ દાવો હતો. આવા બનાવે કોમ ચોંકી, એની આંખ ઊઘડી. કુટુંબના સભ્યોની સહીસલામતીનો આ પ્રશ્ન હતો. પરિણામે નવેમ્બર, 20, 1835 ના દિવસે, એક જાહેરસભા બોલાવવામાં આવી. જયેષ્ઠાધિકારનો અંગ્રેજી કાયદો પારસી કોમને લાગુ નહિ પાડવાની સરકારને વિનંતી કરી. અને કોમે સરકાર પાસે પોતાના કાનૂનો ઘડવાની છૂટ માંગી. પરિણામે 1837 નો 'પારસી ઘરવખરી-જંગમમિલકત, કલમ- 9' નો કાનૂન અસ્તિત્વમાં આવ્યો. જો કે આથી કોમના બીજા પ્રશ્નો હલ થયા નહોતા.

1855 માં એક જાહેર સભા બોલાવવામાં આવી. અને કોમની 3,000 વ્યકિતઓની હાજરીમાં, 'પારસી લો એસોસિએશન' ની સ્થાપના થઇ. માણેકજી નસરવાનજી પિટિટ, 'એસોસિએશન' ના પ્રમુખ નીમાયા. અને, નવરોજી ફરદનજી તથા સોરાબજી શાપુરજી બંગાલી મંત્રીઓ તરીકે ચૂંટાયા. 1861 માં, લો એસોસિએશને સરકારને એક કમિશન નીમવા ફરજ પાડી. 1862માં, કમિશને પોતાનો રિપોર્ટ આપ્યો. આ રિપોર્ટના આધારે ગવર્નર-જનરલે બે કાયદાઓ જાહેર કર્યા- પારસી લગ્ન અને છૂટાછેડાનો કાયદો, કલમ 15; તથા પારસી વારસાનો કાયદો, કલમ 21. આ કાયદાથી એકથી વધુ પત્ની કરવાનો રિવાજ, ગેરકાયદે ઠરાવવામાં આવ્યા. અને એના ભંગ માટે શિક્ષા પણ નક્કી કરવામાં આવી. મુંબઇ અને બીજાં શહેરોમાં 'પારસી મેટ્રિમોનિઅલ' કોર્ટ સ્થપાઇ. શરૂઆતમાં 'મેટ્રિમોનિયલ કોર્ટ' ના સલાહકારો તરીકે પારસીઓને નીમવામાં આવ્યા. અને ત્યાર પછી, કોર્ટના ન્યાયધીશો તરીકે પણ એમની નિમણૂંક કરવામાં આવી. બ્રિટીશ પાર્લમેન્ટ, 1937 માં એ.પા.હાર્બટ્યાનું છૂટાછેડા ઉપર એક 'વિલ' પસાર કર્યુ. આના આધારે 'પારસી લગ્ન અને છૂટાછેડા' ના, 1865 ના કાયદામાં કેટલાક સુધારા થયા.

અંગ્રેજીના શિક્ષણને લઇને પારસી કોમે, આટલા વહેલાં પોતાને યોગ્ય કાનૂનો ઘડ્યા, એમ માનવું ખોટું નથી. હિંદમાં કેળવણીની નોંધ લેતાં લોર્ડ મેકોલેએ 1835માં કહ્યું હતું કે કેળવણીની નેમ એક એવો શિક્ષિત વર્ગ ઊભો કરવાની છે જે, લોહી અને રંગની દૃષ્ટિએ હિંદી હોય પરંતુ રુચિ, માન્યતા, નીતિ અને બુદ્ધિમાં અંગ્રેજ સરખા હોય.

બંગાળમાં લોર્ડ બેન્ટિંકે અને માઉન્ટ સ્ટુઅર્ટ એલફિન્સ્ટને મુંબઇમાં, મેકોલેના વિચારોને મૂર્ત સ્વરૂપ આપ્યું. કલકત્તામાં તો 1816 માં, 'હિંદુ કોલેજ' ખૂલી હતી. અને, ત્યાં અંગ્રેજી દ્વારા પશ્ચિમની વિદ્યાપીઠો અનુસાર કેળવણી અપાતી હતી. મુંબઇમાં 'એલફિન્સ્ટન કોલેજ'ની સ્થાપના 1820માં થઇ. એ જ વર્ષમાં'બોમ્બે નેટિવ એજયુકેશન સોસાયટી' પણ સ્થપાઇ 1815માં, ગરીબ વર્ગને કેળવણી આપવા, મુંબઇમાં એક 'સોસાયટી' સ્થપાઇ હતી. એની જગ્યા, 'બોમ્બે નેટિવ' લીધી.

પશ્ચિમની કેળવણીની અસર, હિંદીઓ ઉપર ઘણાં પ્રમાણમાં હતી. અને પરિણામે,

બંગાળને રાજા રામમોહન રોય જેવા સુધારક મળ્યા. એવીજ રીતે, મુંબઈની 'એલફિન્સ્ટન કોલેજ'માંથી પણ ઘણા નામાંકિત પારસીઓ બહાર પડયા. કુલ્કે આ વિષે નિર્દેશ કર્યો છે.

1848માં દાદાભાઈ નવરોજીનાં નેતૃત્વ નીચે કેટલાક પારસી અને હિંદુ સમાજ સુધારકો ભેગા થયા. અને વિદ્યાર્થીઓની'લિટરરિ એન્ડ સાયનટિફિક સોસાયટી'ને રૂપ આપ્યું. આમાં, દાદાભાઈને કોલેજના કેટલાક અંગ્રેજ શિક્ષકોનો પણ સાથ મળ્યો. આ સંસ્થાનો હેતું, શાળાઓ ઊભી કરી શિક્ષણનો પ્રચાર કરવાનો અને, સ્વેચ્છાએ અર્ધું વેતન લઈ શિક્ષણ આપે એવા શિક્ષકો પૂરા પાડવાનો હતો. એ જ માસમાં, સંસ્થાને ચાર વર્ગો માટે, 42 પારસી વિદ્યાર્થીઓ, અને ત્રણ વર્ગો માટે 24 હિંદુ વિદ્યાર્થીઓ મળ્યા. છ માસ પછી સંસ્થાને આર્થિક ખોટ આવી. પરંતુ ચાર પારસીઓએ, એનાં કાર્યમાં સખાવત આપી મદદ કરી આમાનાં ત્રણ પારસીઓ કામા કુટુંબના હતા.

એલફિન્સ્ટન કોલેજમાં સ્ત્રી શિક્ષણ નહોતું અપાતું. આ કામ, સોસાયટીએ નવ શાળાઓ ખોલી ઉપાડી લીધું. કુલ્કના મત પ્રમાણે, 1855માં કુલ 740કન્યાઓ શિક્ષણ લેતી હતી. એમાં 475 પારસી, 178 મરાઠી, હિન્દુ અને 82 ગુજરાતી હિન્દુ કન્યાઓ હતી. બે વર્ષ પછી 1857માં, પારસી કન્યાશાળાઓનો વહીવટ, 'પારસી ગર્લ્ફ એસોસિએશને' લીધો. છ વર્ષ પછી, 1863માં માણેકજી ખરશેદજીએ (1808-1887) 'એલેકઝાન્ડ્રા નેટિવ એજ્યુકેશન ઈન્સ્ટિટ્યૂશન'ની સ્થાપના કરી, પહેલી વાર, અહીં અંગ્રેજી દ્વારા શિક્ષણ આપવાની પ્રથા શરૂ થઈ. ત્યાર પછી, અંગ્રેજી માધ્યમ મારફત શિક્ષણ આપવા અનેક કન્યાશાળાઓ ખૂલી. એમાં, 'પિટિટ હાઈસ્કૂલ' જમશેદજી જીજીબાઈ કન્યાશાળા મુખ્ય હતી.

હવે, ગુજરાતનાં શહેરો અને ગામડાંઓમાં રહેતા પારસી છોકરાંઓને પણ કેળવણી આપવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો. આને માટે ધનવાન પારસી શેઠિયાઓએ પોતાની જવાબદારી ગણી, સારા પ્રમાણમાં આર્થિક સહાય કરી.

ગુજરાતી ભાષાનાં અભ્યાસને પણ, પારસીઓએ સારું ઉત્તેજન આપ્યું. જે વર્ષમાં, 'સ્ટુડન્ટ લિટરરિ એન્ડ સાયન્ટિફિક સોસાયટી'(1848) ની સ્થાપના થઈ, એ જ વર્ષમાં, દાદાભાઈએ 'જ્ઞાન પ્રસારક મંડળી' પણ સ્થાપી. 1858 લગી 'મંડળી' ની પ્રવૃત્તિઓ સરસ ચાલી, ત્યાર પછી એમાં ઓટ આવી અને બાર વર્ષ પછી 1870માં એસ. એસ. બંગાલી અને કે. એન. કાબ્રાજી જેવા સામાજિક કાર્યકર્તા અને પત્રકારોએ એને સજીવન કરી.

કયખુશરો નવરોજી કાબ્રાજી (1842-1904) સારા પત્રકાર હતા. 'સ્ત્રી બોધ' નામના એક લોકપ્રિય સામયિકના તંત્રી હતા. કેટલીક સામાજિક નવલકથાઓ પણ



દસ્તૂર મેહરજી રાણા (1536-1591) સૌથી જમણે.
ભૂતપૂર્વ એ.સી. અરદેશિર કલકશન મુઘલ લઘુચિત્ર દ્વારા પ્રાપ્ત વિગત



સુરતના રૂસ્તમ માણક (1635-1721)



સર જમશેદજી જીજીભોય (1785-1859)



અરદેશિર કુરસેતજી વાડિયા
(1808-1877)



મોટલાભાઈ એમ. એન. વાડિયા
(1811-1887)



'યજશ્ને'ની ક્રિયા (સૌજન્ય જમશેદ જે ભાભા)



સર દીનશા પેટીટ (1823-1901)



સર ફિરોજશાહ મહેતા (1845-1915)



કે. આર. કામા (1831-1909)
(સૌજન્ય . કે. આર. કામા ઓરિએન્ટલ ઇન્સ્ટીટ્યૂટ)



સર દીનશા વાચ્છા
(1844-1936)



ગાંધીજીની 'સવિનય કાનૂન ભંગ ચળવળ'માં જોડાયેલી પારસી સ્ત્રીઓનું સરઘસ, 29 મે 1930



જે. એન. તાતા (1839-1904) (સૌજન્ય : જે. એન. તાતા ટ્રસ્ટ)



હોમી જે. ભાભા (1909-1966) (સૌજન્ય : તાતા ઇન્સ્ટિટ્યૂટ ઓફ ફન્ડામેન્ટલ રિસર્ચ)



મેડમ ભિખાઈજી કામા (1861-1936)
(સૌજન્ય : ઑલ ઇન્ડિયા વિમેન્સ કોન્ફરન્સ)



સર કાવસજી જહાંગીર (1853-1934)



જે. આર. ડી. તાતા (1904-1993)



ઝુબીન મહેતા (1936 -) (સૌજન્ય : જાલ એન. મહેતા)

એમણે ગુજરાતી ભાષામાં લખી છે. વળી, દાદાભાઇ નવરોજીએ શરૂ કરેલાં બે છાપાંઓ 'પારસી મિત્ર' અને 'રાસ્ત ગોફ્તાર'ના પણ કાબ્રાજી તંત્રી હતા. 'રાસ્ત ગોફતારે ' ઘણો સારો પ્રજામત કેળવ્યો હતો. અને પહેલાં દસ વર્ષ તો એ રાજકીય અને સામાજિક ક્ષેત્રોમાં સુધારક વિચારો દર્શાવતું મુખ્ય છાપું રહ્યું. પરંતુ પછી સ્વાતંત્ર્યની લડત ગંભીર રૂપ પકડતી ગઇ. કાબ્રાજી પાછળ પડી ગયા. એમના વિચારો રૂઢિચુસ્ત ગણાવા લાગ્યા. 'રાસ્ત ગોફતાર'ની ગણના પ્રગતિ વિરોધી છાપાંઓમાં થવા માંડી, 'બ્રિટીશ ઇન્સ્ટિટ્યૂટ ઓફ જર્નાલિસ્ટ' ના પહેલા હિંદી સભ્ય બનવાનું માન કાબ્રાજીને જાય છે.

ધર્મના ક્ષેત્રમાં પણ સુધારાઓનો મંત્ર ફૂંકાયો. ખ્રિસ્તી ધર્મપ્રસારકો, જરથુસ્ટ્રના સિદ્ધાંતો ને માત્ર પ્રકૃતિ પૂજા તરીકે ગણાવવા લાગ્યા. અને પયગંબર દ્વૈતવાદી હતા. એવો આક્ષેપ કરતા. આના પ્રતિકાર રૂપે,'રાહનુમારે માઝદયસનાન સભા' અસ્તિત્વમાં આવી. પારસી યુવાનોને ખ્રિસ્તી ધર્મમાં વટલાવવા આ પ્રસારકો અનેક પ્રયત્નો કરતા. આર.પી. મસાણીએ દાદાભાઇ નવરોજીના જીવનચરિત્રમાં આ વિષે નિર્દેશ કર્યો છે-'ક્રોસના આ ચુસ્ત અનુયાયીઓની રીત બહુ સાદી હતી. ખ્રિસ્તી ધર્મ ઉપર એક કલાકનાં વ્યાખ્યાનના બદલામાં તેઓ ચાર કલાક અંગ્રેજી, ઇતિહાસ, ભૂગોળ અને ગણિત શીખવતા.' [7]

આખરે રેવરંડ જાન વિલ્સનની સ્કૂલમાં ભણતા બે પારસી વિદ્યાર્થીઓ, ધનજીભાઇ નવરોજી અને, હોરમસજી પેસ્તનજી ને ખ્રિસ્તી ધર્મમાં વટલાવવામાં આવ્યા. આથી પારસી, કોમમાં મોટા પ્રમાણમાં પ્રકોપ થયો. અને કડવાશ ઉત્પન્ન થઇ. પારસી પંચાયતે, અંગ્રેજ સરકારની મદદ માગી અને મુંબઇની હાઇકોર્ટમાં આવી પ્રવૃત્તિઓ સામે દાવો નોધાવ્યો. પરંતુ કોર્ટે દાવો કાઢી નાંખ્યો. બન્ને યુવાનોને ઇંગ્લેન્ડ મોકલાવી દેવામાં આવ્યા. ધનજીભાઇ ત્યાં ખ્રિસ્તી પાદરી થયા અને ખ્રિસ્તી ધર્મ અપનાવવા વિષે એ પુસ્તક લખ્યું.[8] પરિણામે ડો. વિલ્સનની નિશાળના વિદ્યાર્થીઓની સંખ્યા 500 ઉપરથી ઘટી 60-70 ઉપર આવી ગઇ.

આ પ્રસંગે, પારસીઓની આંખો ખોલી. એમને સ્પષ્ટ થયું કે આવી પ્રવૃત્તિઓનું મૂળ કારણ કોમમાં ધર્મ વિષે રહેલી અજ્ઞાનતા હતું. એટલે અર્થોરનાન અને બેહદીન વર્ગના શિક્ષણનું સ્તર ઊંચું લાવવાની જરૂરિયાત જણાઇ. કુલ્કના શબ્દોમાં, એમનું ભાષા (અંગ્રજી)નું જ્ઞાન સુંદર હોવું જોઇએ. જેથી ખ્રિસ્તી પાદરીઓ સાથે તેઓ સારી રીતે ધર્મની ચર્ચા કરી શકે. પારસી ધર્મની પ્રાર્થનાઓ સુંદર કરી શકે એટલું નહિ પરંતુ, સમજણપૂર્વક 'અવસ્તા'ના સિદ્ધાંતો સમજાવી શકે. વિદ્વાતા પૂર્વક પૃથ્થકરણ કરી શકે. અને, ભાષણો દ્વારા , ધર્મનાં મૂળ તત્વો તથા ધર્મક્રિયાઓ વિશે ખ્રિસ્તી પાદરીઓ જેવા શિક્ષિત વર્ગને સ્પષ્ટીકરણ કરી શકે.' [9]

'રાનુમાઈ ' સભામાં ધર્મના પ્રશ્નો ઉપર આવી ચર્ચા થતી હતી. મોબેદ સાહેબો અને બેહદીનો બન્ને આનો લાભ લેતા થયાં. 'રાહનુમાએ જરથોસ્ટ્ર ' નામનું એક માસિક પણ બહાર પડવા માંડ્યું. 1842માં સ્થપાયેલાં આ છાપામાં જરથુષ્ટ્રના સિદ્ધાંતો ઉપર પ્રકાશ પાડવામાં આવતો અને એની તરફેણમાં લેખો લખાતા.

એજ અરસામાં પારસી ધર્મગુરુઓને શિક્ષણ આપવા માટે મદ્રેસાઓ પણ ખોલાવામાં આવી. 10

પરદેશ જઈ, પશ્ચિમના વિદ્વાનો પાસેથી 'અવસ્તા'નું જ્ઞાન મેળવનાર પહેલા પારસી કે. આર. કામા (1831-1909) 11 હતા. પેરિસમાં, મોલ અને એરલાંગનમાં સ્પ્રિગલ જેવા 'અવસ્તા' ના અભ્યાસીઓ પાસેથી એક વર્ષ એમણે જ્ઞાન મેળવ્યું (1858-1859). નિશાળના દિવસોમાં કામા ડૉ. વિલ્સનની સૂચનાથી સેન્ટ ટોમસના કેથિડ્રલમાં ખ્રિસ્તી ધર્મની પ્રાર્થનાઓ સાંભળવા જતા. ખાસ તો દેવળોમાં વાગતા સંગીતે એમને આકર્ષ્યા હતા. આગળ વધતાં ખ્રિસ્તી ધર્મ ઉપર નાના નાનાં મંડળોમાં થતી ચર્ચાઓમાં પણ કામા રસ લેવા માંડ્યા. ખ્રિસ્તી ધર્મ સાથેનાં આવા આડકતરા પરિચયને પરિણામે, કામાએ પણ એ ધર્મ અપનાવ્યો હોત. પરંતુ , આ વાતની ખબર એમનાં માતુશ્રીને પડતાં એક દિવસ કામાને સખત ઠપકો મળ્યો. ત્યાર પછી આવી સભાઓમાં ન જવાનું એમણે માને વચન આપ્યું.

ઈંગ્લેન્ડની મુસાફરીમાં, કામા સાથે દાદાભાઈ નવરોજી પણ હતાં. દાદાભાઈનો જન્મ, અથોરનાન(ધર્મગુરુ) વર્ગમાં થયો હતો. પારસી ધર્મ વિષેનું એમનું જ્ઞાન પણ સુંદર એટલે મુસાફરી દરમિયાન, શુભ નસીબ દાદાભાઈએ કામાને પારસી ધર્મ વિસ્તારથી સમજાવ્યો. ઈંગ્લેન્ડથી પાછા ફર્યા પછી 1859 માં કામાએ ઈરાની ભાષાઓ શીખવવા વર્ગ ખોલ્યો. ફેબ્રુઆરી, 1861માં એમને નવસારીનો એક શરમાળ યુવાન વિદ્યાર્થી તરીકે મળ્યો- એરવદ શહેરિયારજી દાદાભાઈ ભરૂચા. થોડાક માસ પછી, બીજા ત્રણ મોબેદ સાહેબો એમાં જોડાયા. વર્ષની આખરે, વર્ગની સંખ્યા બાર વિદ્યાર્થીઓની હતી. ત્રણ વર્ષ આ વર્ગ ચાલ્યો.

1864 માં કામાએ એક સંશોધન મંડળ શરૂ કર્યું. 'દિનની ખોળ કરનારી મંડળી.' શરૂઆતથી જ આ 'મંડળી'માં યુવાન મોબેદ સાહેબો ઉત્સાહપૂર્વક ભાગ લેતા થયા.

'જરથોસ્ટ્રી અભ્યાસ' નામનું એક સામયિક પણ કામાએ શરૂ કર્યું. અને પારસીધર્મ ઉપર વિશ્વતાપૂર્વક લખાયેલા લેખો માટે ઈનામ જાહેર કર્યાં.

'અવસ્તા' ના ઘણા પારસી વિદ્વાનો, કામાના વિદ્યાર્થીઓ હતા. એમનાં કાર્ય અને જીવનની અસર પણ, આ વિદ્વાનો ઉપર સારા પ્રમાણમાં પડી હતી. દસ્તુર પેશોતન સંજાણા, એરવદ કાવસજી એદલજી કાંગા, દસ્તુર સર જીવણજી જમશેદજી મોદી

અને, દસ્તુર એમ. એન. ધાલા જેવા વિદ્વાનોનાં જીવનમાં કામાનો ફાળો સુંદર હતો. એરવદ કાવસજી એદલજી કાંગાનો 'અવસ્તા'નો ગુજરાતી અનુવાદ દરેક પારસી ઘરમાં વપરાય છે. દસ્તુર સર જીવણજી મોદીએ કામાનું જીવન ચરિત્ર લખ્યું છે. સર જીવણજીએ લખેલ 'રિલિજસ સેરિમનિઝ એન્ડ કસ્ટમ્ઝ ઓફ ધ પારસીઝ'-પારસીઓની ધાર્મિક ક્રિયાઓ અને રીત રિવાજો-અભ્યાસપૂર્ણ ગ્રંથ છે. દસ્તુર એમ. એન.ધાલાએ પણ જરથોસ્તી ધર્મ અને સંસ્કૃતિ ઉપર પ્રમાણભૂત પુસ્તકો લખ્યાં. તહેમુરસ્પ અને બહેરામગોર અંકલેસરિયાએ પણ આ જીવન પારસી ધર્મ ઉપર સંશોધન કરવામાં ગાળ્યું. કામાની બુદ્ધિ તીક્ષ્ણ. એમના જીવનચરિત્રકાર એસ. એમ. એડવર્ડઝના શબ્દોમાં કામાનું જીવન દર્શન 'શાંત, ધીર' આવી બારીક દૃષ્ટિને પરિણામે પારસી કોમમાં 'દસ્તુર પદ'ની શરૂઆત કરી. કરાંચીના એક ગરીબ જરથોસ્ત માણેકજી નસરવાનજી ધાલાને મુંબઈની 'મદ્રેસા'માં જોડાવા ઉત્તેજન આપ્યું. કોલંબિયા યુનિવર્સિટીમાં, એ.વી. ડબલ્યુ. જેકશન જેવા પ્રખર વિદ્વાન પાસે શિક્ષણ અપાવ્યું અને જ્યારે ધાલા શિક્ષણ લઈ પાછા ફર્યા ત્યારે કરાંચીના પારસીઓને એમની 'દસ્તુર' તરીકે નિમણૂંક કરવા સમજાવ્યા. દસ્તુર ધાલાએ મરણ પર્યંત કરાંચીમાં 'દસ્તુર પદ' શોભાવ્યું. અને, એમની તથા સંત જેવા નિર્મલ જીવનથી કરાંચીની પારસી પ્રજાનો પ્રેમ મેળવ્યો.

હિંદમાં જ પારસીઓ, જરથોસ્તી ધર્મમાં સુધારા કરવા પ્રવૃત્ત થયા એટલું જ નહિ પણ ઈરાનમાં પણ ત્યાંના પારસીઓની કંગાળ દશા જોઈ એમને મદદ કરવા પ્રેરાયા. ઈરાની ટોળાનાં એક સરદાર, કરીમખાં ઝંદ, નાદીરશાહના લશ્કરમાં સામાન્ય સિપાઈ હતો. અંતે, ઈરાનની ગાદી ઉપર એ આવ્યો. ઝંદના રાજ્ય અમલ દરમિયાન (1750-1779) વીસ વર્ષ લગી ઈરાનમાં શાંતિ રહી. [12] એના મૃત્યુ બાદ, 1779માં ફરી અરાજકતા ફેલાઈ, ઈરાનમાં જરથોસ્તીઓની કત્લેઆમ થઈ. નાનાં નાનાં જૂથોમાં તેઓ ઈરાનથી ભાગી નીકળ્યા અને, હિંદના પારસીઓનો આશરો લીધો.

19મી સદીની વચ્ચેના ગાળામાં સંખ્યાબંધ પારસીઓ હિંદ આવી વસ્યા હતા. એક સજજન પારસી દુકાનદારના પુત્ર કૂશમજી ભીકાજી પાંડે એ ઈરાનથી આવેલા નિરાશ્રિતો ને તન, મન, ધન,થી મદદ કરી, એમનાં મોટા પુત્ર, બરજોરજીએ 1834માં ઈરાનીઓને મદદ કરવા ફંડ ઊભું કર્યું. અને, 1854માં એમના નાના ભાઈ મેરવાનજીએ ઈરાનમાંજ પારસીઓની સહાય માટે એક બીજું ફંડ ઉઘરાવ્યું. એ જ પ્રમાણે ઈરાનના જરથોસ્તીઓને આર્થિક સહાય આપવા એક સંસ્થા પણ સ્થાપવામાં આવી. શરૂઆતથી જ, કે. આર. કામા. આ સંસ્થાના ખજાનચી નીમાયા. લગભગ, એમના અવસાન સુધી એમણે આ કાર્યમાં રસ લીધો.

સંસ્થાના પ્રતિનિધિ તરીકે, માણેકજી લીમજી હાટરિયા (1813-1890) [13] ઇરાન ગયા. ઈરાનના જરથોસ્તીઓની સામાજિક, આર્થિક સ્થિતિ સુધારવા માણેકજી અને એમના પુત્ર હોરમઝદયારે ઇરાનમાં ત્રીસ વર્ષ ગાળ્યાં.

એ સમયે ઇરાનમાં પુષ્કળ ભયંકર પરિસ્થિતિ હતી લૂંટફાટ અને ખૂનના બનાવો રોજ બનતા હાટરિયાએ, આવી નોંધ લેતાં લખ્યું છે કે, 1854થી 1864ના ગાળામાં, પાંચ જરથોસ્તીઓનાં ખૂન થયાં, સાત ઘાયલ થયા હતા, ચાળીસથી પચાસ ઉપર સખત હુમલા કરવામાં આવ્યા હતા, સોએક જરથોસ્તીઓનાં ઘરો લૂંટવામાં આવ્યાં હતાં અને સો ઉપરનાઓને રસ્તામાં લૂંટી લેવામાં આવ્યા હતા. એમની સંખ્યા પણ, ઈરાનમાં ઘણી જૂજ હતી. 'ઘઉંમાં કાકરા જેટલી' કેળવણીનું પ્રમાણ પણ ઓછું હતું. અને, આર્થિક સ્થિતિ પુષ્કળ નબળી હતી. સો માણસોની વસ્તીમાં ભાગ્યે જ, એક બે પારસી ઇરાનીઓ સમાજમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી શક્યા હતા. ગામડાંના જરથોસ્તીઓની સ્થિતિ તો એથી પણ વધુ દયાજનક હતી.

એમના વસવાટ દરમિયાન, હાટરિયા, ઇરાનમાંથી જજિયાવેરો, નાબૂદ કરાવી શક્યા. ત્યાંના 'આતશબહેરામ' અને દખ્મા સમરાવી આપ્યાં. અને, ગરીબો માટે નિશાળો ધર્મશાળા અને અનાથાશ્રમો બંધાવી આપ્યાં. તહેરાન, ફેરમાન, યઝદ અને આસપાસનાં ગામોમાં લેખન, વાંચન અને ગણિતનાં અભ્યાસ માટે બાર નિશાળો હાટરિયાએ બંધાવી. આ શાળાઓના પહેલા બે શિક્ષકો, મુંબઇના પારસીઓ હતા. વળી આ શાળાઓના જ કેટલાક વિદ્યાર્થીઓ અભ્યાસ પછી યઝદ અને ફરમાનની શાળાઓમાં શિક્ષકો બન્યા. કન્યાઓને આ શિક્ષણનો લાભ નહોતો મળતો. ઈરાનના મુસલમાનો, સ્ત્રી શિક્ષણના ચુસ્ત વિરોધીઓ હતા. પરંતુ એ દિશામાં પણ હટારિયા પોતાના પ્રયત્નોમાં પાછા પડ્યા નહિ.

તહેરાનમાં આજે ત્યાંની યુનિવર્સિટી સાથે જોડાયેલી એક 'ઝોરાસ્ટ્રઅન કોલેજ' છે. અને, પહેલવી વંશના રેઝાશાહ પહેલવીના ગાદી ઉપર આવ્યા પછી, ઇરાની જરથોસ્તીઓને સંપૂર્ણ શહેરી હકકો આપવામાં આવ્યા છે. પારસીધર્મ અને સંસ્કૃતિને પણ, ઇરાનની સંસ્કૃતિનો એક ભાગ ગણવામાં આવે છે. હિંદ અને ઈરાનના પારસીઓ વચ્ચે ગાઢ સંબંધો બંધાયા છે. પ્રસંગોપાત જરથોસ્તી ધર્મ ઉપર ત્યાં આંતરરાષ્ટ્રીય સંમેલનો મળે છે. અને બન્ને દેશો વચ્ચે 'અવસ્તા' ના અભ્યાસ માટે, વિદ્વાનોની આપ લે થાય છે.

1850ની આસપાસ, પારસીઓ ઉપર 'થિઓસૉફી'નો પ્રભાવ પડયો. કુલ્કે આનો નિર્દેશ કર્યો છે.

'16 અને 17મી સદીના પારસી સૂફીઓ પછી, 'અવસ્તા'ને સંપૂર્ણ રીતે સમજવાની ચાવી, થિઓસૉફિસ્ટોના મત પ્રમાણે ખોવાઇ ગઇ હતી. એટલે મૂળ જ્ઞાનને

સજીવન કરી સમાજ પાસે મૂકવાનો એમનો હેતુ હતો. પરંતુ, પરિણામ ઊલટું આવ્યું.[14] અનેક પ્રકારના ખોટા વિચારો ધર્મમાં પેઠા જેને અવસ્તાનાં સિદ્ધાંતો સાથે કોઈ સંબંધ નહોતો. અવસ્તા ના સાચા અર્થો આમા જડ્યા નહિ.

બુદ્ધિમાન પારસીઓએ આનો વિરોધ કર્યો. દસ્તુર ધાલા અને પો. પી. એ. વાડિયાએ -અર્થશાસ્ત્રી અને ઈતિહાસકાર 1911માં 'ઈરાનિયન એસોસિએશનની સ્થાપના કરી. અને થિયોસોફિસ્ટોએ, જરથોસ્તી ધર્મગ્રંથોના ઘટાડેલા અર્થોનો વિરોધ કરવા, 1912માં 'જર્નલ ઓફ ધ ઈરાનિયન એસોસિએસન' શરૂ કર્યું. જર્નલનો મૂળ હેતુ ધર્મમાં વિશુદ્ધ તત્ત્વો પેસતાં અટકાવવાનો હતો.

થિઓસોફી સાથે 'ફ્રીમેસનરી'એ પણ પારસીઓને આકર્ષ્યા. 1844માં ફક્ત પારસી સભ્યોની બનેલી 'લોજ' - 'રાઈઝિંગ સ્ટાર' -અસ્તિત્વમાં આવી. હાલ પણ આ લોજ ચાલે છે.[15]

બહેરામજી મલબારી અને સોરાબજી શાપુરજી બંગાળી જેવા બે સમાજ સુધારકો કોમમાં થઈ ગયા. બન્ને કોમ ઉપર સરસ છાપ મૂકી ગયા છે.

બહેરામજી એમ.મલબારી (1853-1912)[16] નો જન્મ ગરીબ પારસી કુટુંબમાં થયો હતો. બાર વર્ષની કોમળ વયે અનાથ થયા. નસીબ અજમાવવા મુંબઈ આવ્યા. વ્યવસાય તરીકે પત્રકારત્વ સ્વીકાર્યુ અને હિંદુ કોમનાં દૂષણો સામે વિધવા પ્રથા અને બાળલગ્ન-પુકાર ઉઠાવ્યા. 'બાળલગ્ન અને ફરજિયાત વિધવા અવસ્થા' ઉપર મલબારીએ સવિસ્તર નોંધ તૈયાર કરી, દેશના દરેક અગ્રગણ્ય શહેરીઓમાં વહેંચી 'ઈન્ડિયન સ્પેક્ટેટર ' નામનું છાપું મલબારી ચલાવતા હતા, (1884-1891). આ છાપામાં પણ આ બે પ્રશ્નો ઉપર પ્રજાનું લક્ષ કેન્દ્રિત કરવા, સતત લેખો લખ્યા. આ કુરિવાજોને દૂર કરવા, આખા દેશમાં એમણે ભાષણો આપ્યાં. આને કારણે, વાઈસરોય, ગવર્નરો, પ્રતિષ્ઠિત હિંદુઓ, રાજા મહારાજાઓ અને પત્રકારોના પરિચયમાં મલબારી આવ્યા હતા.

સામાજિક દૂષણો સામે કાયદા ઘડી રક્ષણ મેળવી શકાય. પરંતુ , તે પહેલાં પ્રજામત કેળવવો જોઈએ. એટલે, મલબારીએ ત્રણ વાર ઈંગ્લેંડની સફર કરી-આવા કાયદા ઘડવાની તરફેણમાં બ્રિટિશ પ્રજાનો મત મેળવવા. લગભગ સાત વર્ષે આ પ્રશ્નો ઉપર મલબારીએ ભાષણો કર્યા અને કોલમ પણ ચલાવી. આખરે, 1891 માં, 'એજ ઓફ કનસેન્ટ' બિલ પસાર થયું. આ કાયદાથી ન પરણતી યુવતીની વય દસથી વધારી બાર કરવામાં આવી. કંઈક અંશે પોતાનાં કાર્યમાં સફળ થયા પછી, મલબારી જાહેર જીવનમાંથી નિવૃત્ત થયા. બ્રિટિશ સરકારે એમને 'સર'નો ખિતાબ આપવા ઈચ્છા દર્શાવી. મલબારીએ નકારી કાઢી. એમના જીવનચરિત્રના લેખક દયારામ

ગીડુમલની સહાયથી 1908 માં એમણે 'સેવાસદન'ની સ્થાપના વાય. ડબલ્યુ.સી.એ.ના નમૂના પ્રમાણે કરી. આજે પણ આ સંસ્થા એનું કાર્ય કરી રહી છે.

પશ્ચિમ હિંદમાં પણ એની શાખાઓ છે. કોઈ પણ કોમની નિરાધાર સ્ત્રીને 'સેવાસદન' આર્થિક સહાય અને શિક્ષણ આપે છે. ઉપરાંત, જરૂર પડતાં દાકતર દવા વગેરેની પણ વ્યવસ્થા કરી આપે છે.

સોરાબજી શાપુરજી બંગાળી(1831-1893)[17] મલબારીના નિકટના મિત્ર અને મદદગાર હતા. કામગારોના પ્રશ્નો ઉપર બંગાળીએ સૌ પહેલાં પ્રકાશ પાડયો. 'પારસી લૉ એસોસિએશન' ના તેઓ મંત્રી હતા. 1871માં 'ટાઉન કાઉન્સીલ'માં સુધારાઓ અંગે થતી ચર્ચામાં તેઓ સક્રિય ફાળો આપતાં. 1878માં, મુંબઈના ગવર્નર પાસે બંગાળીએ એક ખરડો રજૂ કર્યો. અને કારખાનાઓને લગતા કાનૂનો ઘડવાની આવશ્યકતા દર્શાવી. આ ખરડા સામે સખત વિરોધ પણ દર્શાવવામાં આવ્યો. પરંતુ, આખરે 1881 અને 1891માં 'ઈંડિયન ફેકટરી એક્ટસ' પસાર થયા. આથી કામદારોમાં જાગૃતિ આવી. એને પરિણામે કેટલાક 'કામદાર સંઘો' અસ્તિત્વમાં આવ્યા. 1890માં 'બોમ્બે મિલ એસોસિએશન' ; હિંદ અને બરમાનાં રેલવે કામદારોનું એક મંડળ (1897) ; 1905માં કલકત્તામાં 'પ્રિન્ટર્સ યુનિયન' અને, 1909માં કામગાર હિતવર્ધક સભા'ની સ્થાપના થઈ.[18]

આધુનિક કામગાર સંગઠનનો પાયો નાખનાર બીજા એક પારસી બી.પી.વાડિયા હતા. વાડિયા, 'થિયોસૉફિસ્ટ' હતા- ડૉ. એની બેસંટના મિત્ર પણ હતા. એનીબેસંટ સાથે રહી, એમણે 'હોમરૂલ' ચળચળમાં ભાગ લીધો હતો. એમના પુરોગામીઓ કરતાં વાડિયાનું દર્શન વિશાળ હતું. એમની ઈચ્છા, કામદારોની ચળવળ અને સ્વતંત્રતાની ચળવળ, એક કરી દેવાની હતી. 1918માં વાડિયાએ મદ્રાસમાં 'કામગાર સંઘ' ની સ્થાપના કરી. કુલ્કેનું માનવું છે કે આધુનિક દૃષ્ટિએ હિંદમાં આ પહેલો 'કામગાર સંઘ' હતો. [19]

1920માં લાલા લજપતરાયે, 'ઓલ ઈંડિયા ટ્રેડ યુનીયન કૉંગ્રેસ' (એ. આઈ. ટી.યુ.સી.) ની સ્થાપના કરી. પોતાના વિચારોની અસર, વાડિયા આ સંસ્થા ઉપર પાડી શકયા નહિ. એની નીતિ ઘણી જુદી હતી. પરંતુ, ધારાસભાઓમાં કામદારોનાં અલગ પ્રતિનિધિત્વ માટે એમણે પ્રચાર કર્યો. વળી, કામગાર સંઘો દ્વારા વાડિયા, જાતિભેદ દૂર કરવા ઈચ્છતા હતા. પરંતુ , એમને સફળતાં ન મળી. એ જ પ્રશ્ન ઉપર 1926 માં મદ્રાસનો 'કામગાર સંઘ' ભાંગી પડ્યો.

છતાં આંતરરાષ્ટ્રીય કામગાર સંઘોનું લક્ષ હિંદમાં કામગાર સંઘોની થતી પ્રગતિ તરફ, વાડિયા દોરી શક્યા. 1919 માં ઇંગ્લેંડમાં ભરાયેલી 'લેબર પાર્ટિ કોન્ફરન્સ' અને 'ટ્રેડ્ઝ યુનિયન કૉંગ્રેસ' માં એમણે ભાગ લીધો હતો.'બ્રિટીશ ટ્રેડ્ઝ યુનિયન કોંગ્રેસ' સમક્ષ વાડિયાએ આપેલાં ભાષણને આધારે કોગ્રેસ સાથે જોડાયેલા બધા સંઘોએ, 'હિંદના

આપણા કામગાર ભાઈઓ' ને આર્થિક સહાય આપવા નિવેદન બહાર પાડ્યું હતું.

'લીગ ઓફ નેશન્સ ' તરફથી વોશિંગટનમાં ભરાયેલી, પહેલી આંતરરાષ્ટ્રીય 'લેબર કોન્ફરન્સ'માં વાડિયાએ હિંદનું પ્રતિનિધિત્ત્વ કર્યું હતું. ત્યાર પછી, કામગાર સંઘોની પ્રવૃત્તિઓમાંથી નિવૃત્ત થઇ, વાડિયાએ થિઓસોફી ને પોતાનું શેષ જીવન અર્પણ કર્યું.

પરંતુ બીજા બે પારસીઓ, એસ. એચ. ઝાબવાલા અને ફરામરોઝ જે. જીનવાલા, કામગાર સંઘો સાથે રહ્યા .[20]

ઝાબવાલા, પોતાને પચાસ 'કામગાર સંઘોના પિતા' ગણાવતા હતા. 1927 માં બે અંગ્રેજ કમ્યુનીસ્ટોની સહાયથી-પી.સ્પ્રેટ અને એફ. બ્રેડલી- એમણે 'વર્કર્સ એન્ડ પીઝન્ટ્સ પાર્ટી' સ્થાપવા પ્રયત્ન કર્યો. પણ, સફળ ન થયા. 'મીરત કાવતરા કેસ' (1930-33) માં ઝાબવાલા ગુનેગાર ઠર્યા હતા. પરંતુ, એમને જ્યારે છોડી મૂક્યા કે તરત તેમને 'એ.આઇ.ટી.યુ.સી.' માં અગત્યનું સ્થાન આપવામાં આવ્યું.

ફરામરોઝ જીનવાલા પણ, મુંબઈના અગ્રગણ્ય કામગાર સંઘવાદી હતા. શહેરનાં તેર કામદાર મંડળોના એઓ પ્રમુખ હતા. અને, મુંબઈની 'સેન્ટ્રલ લેબર બોર્ડ'ના અધ્યક્ષ હતા.

આ ત્રણમાંથી એક પણ વ્યક્તિ, કંપની કે સંસ્થા જયાં એમણે, 'કામગાર સંઘ' સ્થાપ્યો હતો. તેની સાથે કોઇ પણ પ્રકારનાં અંગત સંબધો ધરાવતી નહોતી. આ એક નોંધપાત્ર બીના હતી. 1931 માં 'રોયલ કમિશન ઓન ઈંડિયન લેબર' આની ખાસ નોંધ પણ લીધી હતી. આથી એમનું કાર્ય, વધુ અસરકારક અને સફળ નીવડયું.

સામાજિક, ધાર્મિક અને શિક્ષણ ક્ષેત્રોમાં સુધારાનું કાર્ય ઉપાડી લેવાને કારણે દાદાભાઈ નવરોજી, ફિરોઝશાહ મહેતા, દીનશા વાચ્છા જેવી વ્યક્તિઓ સ્વતંત્રતાના સંઘર્ષ સમયે પણ આગળ પડતો ભાગ ભજવી શકી

1 આર. બી. પેમાસ્ટર, અર્લી હિસ્ટ્રી ઓફ ધ પારસિઝ ઇન ઇન્ડિયા, મુંબઈ, 195. પૃ. 122, 125.

2 એમ.એસ. કોમિસરિયાત, ધ ફર્સ્ટ પારસી ઇન ઇંગ્લેંડ (1924-25) "એમ. પી. ખારેગાત મેમોરિયલ વોલ્યુમ" માંથી મુંબઇ 1953, પૃ. 221

3 બોમનજી બેરામજી પટેલ, " ધ પારસી પટેલ્સ ઓફ બોમ્બે, મુંબઇ, 1876 પૃ. 1-42.

4 ઇ. કુલ્કે. 'ધ પારસીઝ ઇન ઇન્ડિયા, 'દિલ્હી, 197. પૃ. 3.

5 (ઉપરોકત) પૃ. 61

6 (ઉપરોકત) પૃ. 84.

7 આર. પી. મસાની, 'દાદાભાઇ નવરોજી : ધ ગ્રાન્ડ ઓલ્ડ મેન ઓફ ઇન્ડિયા, લંડન, 1939 પૃ. 38.8. ધનજીભાઇ નવરોજી, 'ફ્રોમ ઝેરોઆસ્ટર ટુ ક્રાઇસ્ટ' એડિનબર્ગ, 1909, કુલ્કે દ્વારા

ઉધ્ધૃત (ઉપરોકત) પૃ. 94 નોટ 11. કોર્નેલિયા સોરાબજી અંગેની અત્યાર સુધીની ગેરસમજ હવે દૂર કરી શકાય. એ પારસી નહોતી, પણ ખ્રિસ્તી બનેલી હરિજન હતી. એણે ઈંગ્લેંડમાં વકીલાતની તાલીમ લીધેલી અને ભારત આવ્યા પછી કલકત્તા અને ઉત્તરપ્રદેશની મુસલમાન સ્ત્રીઓ વચ્ચે કામ કર્યું. જે બે પારસી છોકરાઓને ખ્રિસ્તી મિશનરી ઉપાડી ગયેલા અને ક્રોધે ભરાયેલા પારસીઓનું ટોળું પીછો કરતાં એક સ્કૂલના કંપાઉન્ડના ન વપરાતાં કૂવામાં સંતાડી દીધેલા તેમાંના એક હતા કોર્નેલિયાના પતિ સોરાબજી. એ ટોળું લાકડીઓ અને પથ્થરો લઈને બાળકોની મુકિતને માંગણી કરતું હતું. તેઓ ખૂણેખૂણાં શોધી વળ્યા, પણ તે કૂવો ન તપાસ્યો. ગભરાયેલા ભૂખ્યા છોકરાઓને રાત પડ્યા પછી બહાર કાઢી ઈંગ્લેંડ લઈ જવામાં આવ્યા અને ત્યાં સોરાબજીએ વકીલાતનું શિક્ષણ મેળવ્યું.

9 કુલ્કે (ઉપરોકત) પૃ. 95.

10 (ઉપરોકત) પૃ. 95 નોટ 16

11 એસ. એમ. એડવર્ડીઝ, કે. આર. કામા' લંડન, 1923, જે. જે. મોદી, કે. આર. કામા., નવસારી 1932.

12 પર્સી સાઈકસ, 'અ હિસ્ટ્રી ઓફ પર્શિયા', લંડન, 1969 વોલ્યુમ II, પૃ. 277-280

13 મેરી બોયસ, 'માણેકજી લિમજી હટરિયા ઈન ઈરાન', 'કે.આર.કામા' ઓરિએન્ટલ ઈન્સ્ટિટ્યૂટ ગોલ્ડન જ્યુબિલી વોલ્યુમમાંથી, મુંબઈ–1969, પૃ. 19-31.

14 કુલ્કે, (ઉપરોકત) પૃ. 100., નોટ 35.

15 ડી.એફ.વાડિયા, 'હિસ્ટ્રી ઓફ લૉજ રાઈઝિંગ સ્ટાર ઓફ વેસ્ટર્ન ઈન્ડિયા, મુંબઈ, 1912, કુલ્કે દ્વારા ઉધ્ધૃત, (ઉપરોકત) પૃ. 99 નોટ–33.

16 દયારામ ગિદુમલ, ' ધ લાઈફ એન્ડ લાઈફ-વર્ક ઓફ બી. એમ. મલબારી, મુંબઈ 1888.

17 એન.એસ.બેંગાલી, 'ધ લાઈફ ઓફ એસ. એસ. બેંગાલી, મુંબઈ.

18 કુલ્કે, (ઉપરોકત) પૃ. 207., નોટ –8.

19 ઉપરોકત, પૃ. 207.

20 ઉપરોકત પૃ. 208-209.

# 6. રાજકારણ

ઈસ્ટ ઇન્ડિયા કંપનીને મળેલી સનદનો અંત 1853માં આવતો હતો. એના પહેલાં, ત્રણ વર્ષથી -1850થી હિંદીઓ, વિચાર પૂર્વે રાજકીય પ્રશ્નોની છણાવટ કરતા હતા. કલકત્તા અને મદ્રાસ આમાં મોખરે હતાં. આ બે શહેરોમાં 1851માં 'બ્રિટિશ ઇન્ડિયન એસોસિએશન' અને 'મદ્રાસ નેટિવ એસોસિએશન' નામથી રાજકીય સંસ્થાઓ અસ્તિત્વમાં આવી હતી. અને એક વર્ષ પછી, દાદાભાઈ નવરોજીના નેતૃત્વ નીચે, યુવાન પારસી અને હિંદુઓએ 'બોમ્બે એસોસિએશન'ની સ્થાપના કરી. બોમ્બે એસોસિએશનમાં શરૂઆતથી જ, નીતિ અને આર્થિક દૃષ્ટિએ પારસીઓનું વર્ચસ્વ વધુ હતું.[1] શાહ સોદાગર, સર જમશેદજી જીજીભાઈ 'બોમ્બે એસોસિએશન ના પહેલા પ્રમુખ હતા. અને, બે ઉદ્દામવાદીઓ નવરોજી ફરદૂનજી અને ભાઉદાજી 'એસોસિએશન'ના મંત્રીઓ હતા. આ યુવાન બુદ્ધિશાળીઓએ, મોટા વેપારીઓને પણ ખાતાના પક્ષમાં લેવા પ્રયત્ન કર્યો. પરંતુ એમાં સફળતા ન મળી. બન્ને પક્ષો વચ્ચે આથી મતભેદ ઊભા થયા. શેઠિયાઓએ બુદ્ધિશાળી ઉદ્દામવાદીઓને ઉખેડી નાંખ્યા, 1860-1862માં 'એસોસિએશન' બંધ પડ્યું.

ત્યાર પછી, ડિસેમ્બર, 1885માં ' ઇન્ડિયન નેશનલ કોંગ્રેસ'ની સ્થાપના થઈ. તેના થોડાક જ માસ પહેલા 'બોમ્બે પ્રેઝિડન્સી એસોસિએશન' શરૂ થયું. આ 'એસોસિએશન' ઉપર શરૂઆતથી બુદ્ધિમાન વર્ગનો પ્રભાવ રહ્યો.

હિંદના સ્વતંત્ર ના સંગ્રામ સાથે, ત્રણ પારસીઓ મુખ્યત્વે સંકળાયેલા હતા. દાદાભાઈ નવરોજી, (1825-1917), સર ફિરોઝશાહ મહેતા (1845-1915) અને સર દીનશા વાચ્છા (1844-1936).

એક નાનાં માછીમારોના ગામમાં-મુંબઈ પાસે માંડવીમાં દાદાભાઈનો જન્મ, 4, સપ્ટેમ્બર 1825ને દિવસે એક ગરીબ પારસી ધર્મગુરુ ને ઘેર થયો હતો. પાછળથી, હિંદના દાદા -ગ્રેન્ડઓલ્ડમેને-તરીકે તેઓ માન પામ્યા પૂજ્ય દાદાભાઈના પિતાનું નામ નવરોજી પાલનજી દોરડી અને માતાનું નામ માણેકબાઈ. કોલેજમાથી બહાર પડતાં જ દાદાભાઈએ પોતાના કુળનું નામ-દોરડી-પડતું મૂક્યું. ચીવટના

સ્વભાવના હોઈ, એક વાર મશ્કરીમાં દાદાભાઈએ વડોદરાના મહારાજા મલ્હારરાવને કહ્યું હતું :

'મહારાજ મારા કુળનું નામ'દોરડી'-વળવાળી રસ્સી છે. અને આપને ખબર હશે કે દોરડીને બાળો તો પણ એનો વળ છૂટે નહિ. મારા સ્વભાવનું પણ એવું જ છે. એક વાર નિર્ણય લીધા પછી, કોઈ મને ચલિત કરી શકે નહિ.'[2]

એ સમયના રિવાજ પ્રમાણે , દાદાભાઈનાં લગ્ન, અગિયાર વર્ષની વયે એક સાત વર્ષની બાળા ગુલબાઈ સાથે થયાં. ગુલબાઈના પિતાનું નામ સોરાબજી શ્રોફ. લગ્ન સફળ ન નીવડયું. ગુલબાઈ દેખાવડાં નહોતાં. એટલું જ નહીં પણ દાદાભાઈના અનેક પ્રયત્નો છતાં એઓ અભ્યાસ કરી શકયાં નહિ. ભણવા પ્રત્યે એમની રુચિ નહોતી. છતાં દાદાભાઈએ બીજી પત્ની કરી નહીં. ગુલબાઈ પ્રત્યે એમનું વર્તન દયાળુ અને માયાળુ હતું. બાળકો પ્રત્યેનો પ્રેમ એમને આનંદ આપતો. અને સંતાનોનો પ્રેમ પણ મેળવ્યો.

એલફિન્સ્ટન કોલેજમાંથી દાદાભાઈ 'બી.એ.' થઈ બહાર પડ્યા. ગણિત, અને પ્રકૃતિવિજ્ઞાન જેવા વિષયોમાં એમનું તેજ ખીલી ઊઠયું. અને પછી ત્યાં જ દાદાભાઈ શિક્ષક તરીકે જોડાયા.

લગભગ દસ વર્ષે 1845 થી 1855 દાદાભાઈ સતત પ્રવૃત્તિમય રહ્યા. અનેક સામાજિક પ્રશ્નો ઉકેલ માગતા હતા. દાદાભાઈના જ શબ્દોમાં :

'સ્ત્રી કેળવણી, સમાજમાં સ્ત્રીને પણ પુરુષ જેટલી જ મળવી જોઈતી છૂટનો પ્રશ્ન, બાળકો માટેની નિશાળો, વિદ્યાર્થીઓ માટે સાહિત્ય અને વિજ્ઞાનની ચર્ચા માટે મંડળો, જ્ઞાનવર્ધક મંડળીઓ, પારસી કોમમાં સુધારા બાળલગ્નનો છેદ, હિંદુ કોમમાં, વિધવાનો પ્રશ્ન અને પારસી ધર્મ સુધારક મંડળી જેવા પ્રશ્નો હલ કર્યા.'[3]

કામા કુટુંબે ઈંગ્લેન્ડમાં પહેલી હિંદુ કંપની સ્થાપી, 'કામા એન્ડ કંપની'. 'દાદાભાઈને પોતાના ભાગીદાર તરીકે બોલાવ્યા. કંપનીનો મૂળ વેપાર લંડનમાં હતો. પરંતુ એક શાખા લિવરપૂલમાં દાદાભાઈની દેખરેખ નીચે ખોલાવવાની હતી. કે. આર. કામા અને મંચરેજી હોરમસજી કામા સાથે દાદાભાઈ ઈંગ્લેન્ડ જવા ઉપડ્યા. ત્રણે ભાગીદારો પારસી ઢબે, લંડનમા રહેતા હતા. રસોઈયો અને નોકર પણ એમના પારસી હતા. 1858 માં, દાદાભાઈ અને કે. આર. કામા કંપનીમાંથી છુટા થયા. 1859માં દાદાભાઈએ ઈંગ્લેંડમાં પોતાનો રૂ નો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો, 'દાદાભાઈ નવરોજી એન્ડ કંપની' અનેક વિષયોમાં દાદાભાઈને રસ હતો. એટલે, 1861માં એમણે લંડનમાં 'ઝોરાસ્ટ્રીઅન એસોસિએશન' સ્થાપ્યું.

દેશભક્ત હોવાથી, જીવનભર દાદાભાઈ ત્રણ મોખરા ઉપર લડતા રહ્યા. અંગ્રેજોની, હિંદને ચૂસી લેવાની નીતિ, દાદાભાઈએ ખુલ્લી પાડી. અનેક વાર,

દાદાભાઈએ પ્રહારો કર્યા. અને એક અભ્યાસપૂર્ણ પુસ્તક લખી, આવી ચૂસણ નીતિ ઉપર પ્રકાશ પાડ્યો- 'પોવર્ટી' એન્ડ અન-બ્રિટીશ રૂલ ઇન ઇન્ડિયા'(1901) બીજી ચળવળ 'ઇન્ડિયન સિવિલ સર્વિસ' અને, બીજાં સરકારી ખાતાંઓમાં હિંદીઓની ભરતી માટે ઉપાડી. 1915 સુધીમાં માત્ર પાંચ જ હિંદીઓની ભરતી, 'ઇન્ડિયન સિવિલ સર્વિસ' માં થઇ હતી. અને, 1922 સુધી આ ભરતી હિંદની બહાર થતી હતી. ત્રીજો પ્રશ્ન અંગ્રેજોના લશ્કર પાછળ અતિશય ખર્ચનો હતો. હિંદી પ્રજા પાસેથી ઉઘરાવાતી કરની રકમ, અફઘાનિસ્તાન, બર્મા, ઇજિપ્ત, સામે લશ્કર મોકલી, ઈંગ્લેંડની કીર્તિ વધારવામાં ખર્ચાતી હતી. આની સામે દાદાભાઈએ સખત વાંધો ઉઠાવ્યો.

અંગ્રેજોની આ નીતિ સામે, અંગ્રેજ પ્રજાનો મત કેળવવા, દાદાભાઈએ લોર્ડ લિવડનના પ્રમુખપદ નીચે, 1866માં 'ઇસ્ટ ઈન્ડિયા એસોસિએશન' સ્થાપ્યું. 'એસોસિએશન' નું મંત્રીપદ પોતે સંભાળ્યું. 1871 સુધીમાં 'એસોસીએશન' ના સભ્યોની સંખ્યા એક હજાર ઉપર પહોંચી હતી.

1873માં, અણધાર્યું, દાદાભાઇને વડોદરા રાજ્યના દીવાન તરીકે આમંત્રણ મળ્યું. ત્રણ બીજા મદદનીશો સાથે રાજ્યની સ્થિતિ સુધારવા, બે વર્ષ દાદાભાઇએ સતત પ્રયત્નો કર્યા. અંતે મલ્હારરાવ ગાયકવાડના ભીરુ અને ચંચળ સ્વભાવને કારણે ચારે વ્યક્તિઓએ રાજીનામાં આપી દીધાં. રાજીનામા આપ્યા બાદ, એક દિવસ પછી વડોદરા રાજ્યનાં આગળના અંગ્રેજ રેઝિડન્ટ કર્નલ ફેરના ખૂન માટે મલ્હારરાવની ધરપકડ થઇ. કેસ ચાલ્યો અને શિક્ષા થઇ.

હવે દાદાભાઇ, અંગ્રેજોની ચૂસણ નીતિ વિરુદ્ધ આંકડાવાર વિગતો ભેગી કરવામાં રોકાયા. 'ઇન્ડિયન નેશનલ કૉંગ્રેસ' ની સ્થાપનામાં એમણે અગત્યનો ભાગ ભજવ્યો. રજૂ કરેલા એમના અનેક પ્રસ્તાવો પસાર થયા. એ જ વર્ષમાં, 1885, એમણે એક બીજી સંસ્થા સ્થાપી 'બોમ્બે રીપેઅર્સ એસોસિએશન'.

1886માં દાદાભાઇ બ્રિટિશ આમ સભાની ચૂંટણી માટે ઇંગ્લેન્ડ ગયા. એ જ અરસામાં 1888 ગાંધીજીના ગાઢ સંપર્કમાં આવ્યા. ત્યારે ગાંધીજી આફ્રિકામાં પોતાનું કાર્ય કરતા હતા. ગાંધીજી લખે છે, 'દાદાભાઇ, મારે માટે સાચે જ 'દાદા' બની રહ્યા'.

અનેક મુશ્કેલીઓ પછી, 1892માં દાદાભાઇ, ઉદાર મતવાદી તરીકે મધ્ય ફિન્સલરીથી ચૂંટાઇ આવ્યા, રૂઢિચુસ્ત છાપાંઓએ દાદાભાઇ સામે સખત પ્રહારો કર્યા. જાતિભેદની દૃષ્ટિએ પ્રચાર કર્યો એશિયાના અગ્નિપૂજક તરીકે એમનું વર્ણન કર્યું. અને સેંટ સ્ટિફન્સ રિવ્યૂએ લખ્યું-'પ્રજા સમક્ષ પોતાની અશક્તિ કબૂલ કરવા માટે ફિન્સલરીએ શરમાવું જોઇએ. આખા મતદાર વિભાગમાંથી કોઇ અંગ્રેજ

સ્કોટસ મેન, વેલ્સમેન કે આઈરીશમેન ઉમેદવાર તરીકે ન મળ્યો કે ફિન્સલરીએ મુંબઈના અગ્નિપૂજકને ચૂંટી કાઢ્યો.'[4]

બહુ ઉગ્ર વાતાવરણ વચ્ચે, 6, જુલાઈ 1892 ના દિવસે આ ચૂંટણી થઈ હતી. દાદાભાઈને 2,959 જ્યારે, એમના વિરોધી કોમના એફ. ટી. પેન્ટનને 2,956 મત મળ્યા. ત્રણજ વધુ મતથી ચૂંટાઈ આવવા માટે મત વિસ્તારના લોકોએ હર્ષમાં દાદાભાઈનું નામ 'મિસ્ટર નેરો મેજોરિટિ' પાડ્યું હતું.

પહેલી જ વાર , આમ સભામાં એક હિંદી ચૂંટાઈ આવવા માટે, આખા દેશમાં આનંદનો પાર ન હતો. પણ ઈંગ્લેંડની પ્રજાનો ઉત્સાહ એથી સહેજ પણ ઓછો ન હતો. ચૂંટણીના બીજા જ દિવસે એક જાહેર સભામાં ગ્લેડસ્ટન જેવા મુત્સદી એ સંતોષ વ્યક્ત કર્યો હતો.

આમ સભામાં દાદાભાઈનું સૌથી અગત્યનું કાર્ય તો હિંદને થતા અન્યાયો સામે અવાજ ઉઠાવવાનું હતું. વિના વિલંબે , આ કાર્ય એમણે 'સભા'માં જગ્યા લેતાં શરૂ કર્યું. પરિણામે, સર વિલ્યમ વેડરબર્નના પ્રમુખ પણા નીચે, 1893માં 'ઈન્ડિયન પાર્લમેન્ટરિ કમિટિ' નીમાઈ. ડબલ્યુ. એસ. કેન., સેમ્યુઅલ સ્મિથ અને બીજા સભ્યોએ ઊંડાણમાં હિંદના પ્રશ્નોનો અભ્યાસ કર્યો, આંકડા અને બીજી જરૂરી માહિતી ભેગી કરી. અને, જ્યારે આ પ્રશ્નો ઉપર આમ સભામાં દાદાભાઈ બોલવા ઊભા થયા ત્યારે, આ વ્યક્તિઓનો ઘણો સબળ સાથ એમને મળ્યો. એવી જ રીતે, 1889માં અસ્તિત્વમાં આવેલી, ઈન્ડિયન નેશનલ કૉંગ્રેસની 'બ્રિટિશ કમિટિ' એ પણ 'પાર્લમેન્ટરિ કમિટિ'ને ઘણી મદદ કરી.

પરંતુ , 1895માં જ્યારે, પાર્લામેન્ટ બરખાસ્ત થઈ ત્યારે, દાદાભાઈને રાજીનામું આપવું પડ્યું. રૂઢિચુસ્ત સરકાર ત્યારે સત્તામાં આવી. રૂઢિચુસ્તોએ એક બીજા પારસી, સર મંચેરજી ભાવનગરીને પોતાના ઉમેદવાર તરીકે ચૂંટી કાઢયા. મંચેરજી પણ રૂઢિચુસ્ત હતા. ઈંગ્લેન્ડમાં પોતાના પ્રતિનિધિ તરીકે એમને સ્વીકારવા પણ હિંદીઓ તૈયાર નહોતાં. અને એમનું નામ, 'મિસ્ટર બાઉ એન્ડ અગ્રી' પાડ્યું હતું.

1906માં દાદાભાઈ, ફરી ચૂંટણી લડ્યા. પરંતુ, નિષ્ફળ ગયા. ત્યારે ફરી એક વાર ઈન્ડિયન નેશનલ કૉંગ્રેસ' ના પ્રમુખ તરીકે એમની વરણી થઈ. કૉંગ્રેસના બે પક્ષ, એક તરફ ઉદ્દામવાદીઓના નેતા તરીકે ટિળક અને બીજી બાજુ રાજકારણમાં મધ્યમ માર્ગ પસંદ કરનારા. આ બન્ને વચ્ચે, સુમેળ સાધવા દાદાભાઈ ઉપર પસંદગી ઊતરી.

આ ઐતિહાસિક બેઠકમાં દાદાભાઈએ 'સ્વરાજનો મંત્ર ફૂંક્યો. અને હિંદ માટે

સંપૂર્ણ સ્વરાજની માગણી કરી. એને દેશને થતા અન્યાયો અટકાવવાંમાં પોતાને મળેલી નિરાશાનો પણ, દાદાભાઈએ હૃદયસ્પર્શી નિર્દેશ કર્યો.

'મારા બધા પ્રયાસો નિરાશામાં પલટાઈ ગયા છે. કોઈ પણ માનવીનું હૃદય ભાંગી નાંખવા એ પૂરતી છે. એટલું જ નહિ, પણ નિરાશાને કારણે માનવી બળવાખોર બને તો પણ નવાઈ નહિ.

ઈંગ્લેન્ડ પાછા જતાં, દાદાભાઈ 'બ્રોંકાઈટિસ' શ્વાસનળીના સોજા ને કારણે માંદા પડ્યા. ફરી એમને હિંદ આવવું પડ્યું. નિવૃત્તિ સ્વીકારવી પડી. પરંતુ, એથી દેશના રાજકીય કે આર્થિક પ્રશ્નોમાં રસ લેવાનું એમણે છોડી નહોતું દીધું.

મોડે, મોડે મુંબઈ વિશ્વવિદ્યાલયે દાદાભાઈ અને ફિરોઝશાહ મહેતાને 'ડૉકટર ઑફ લોઝ' ની માનદ પદવી આપવાનું નક્કી કર્યું. ફિરોઝશાહ મહેતા આ માન મેળવવા ન પામ્યા. પદવીદાન સમારંભના એક દિવસ પહેલાં, એમનું અવસાન થયું. પરંતુ, દાદાભાઈ માન સ્વીકારવા હાજર રહ્યા. તે દિવસે, માનવ મેદનીથી, રસ્તાઓ ઊભરાઈ ગયા હતા. અને 'કોનવોકેશન હોલ' માં ઊભા રહેવાની પણ જગ્યા નહોતી. સમારંભ પછી એક સરઘસ કાઢવામાં આવ્યું. દાદાભાઈની સાથે એમની પુત્રી માણેકબાઈ અને જમાઈ દાદીના હતાં. આ એમનો છેલ્લો જાહેર સમારંભ નીવડ્યો. 30 જૂન 1917ના દિવસે દાદાભાઈનું અવસાન થયું. એમના અંગત મિત્રો અને કુટુંબનાં માણસો ત્યારે હાજર હતાં.

ફિરોઝશાહનો જન્મ, મુંબઈમાં 1845ની સાલ. એમના પિતા કલકત્તામાં પૈસાદાર વેપારી હતા. પરંતુ, ફિરોઝશાહનો ઉછેર મુંબઈમાં થયો. એલફિન્સ્ટન કોલેજમાંથી 1864માં તેઓ સ્નાતક થયા. અને 'શિષ્યવૃત્તિ' મેળવી. 'લિંકનઈન'માં કાયદા શાસ્ત્રના અભ્યાસ માટે ઈંગ્લેન્ડ ગયા. 1867માં બેરિસ્ટર થયો. અને, 1868માં હિંદ પાછા ફર્યા. ઈંગ્લેન્ડમાં, દાદાભાઈના પ્રભાવ નીચે આવ્યા. અને, જીવનભર એમના મિત્ર તથા પ્રશંસક બની રહ્યા. 1869માં બાલ મંગેશ વાગ્લે સાથે, ફિરોઝશાહ, 'બોમ્બે એસોસિએશન'ના મંત્રી થયા-એક વાર બંધ પડેલી આ સંસ્થા ત્યારે ફરી શરૂ થઈ હતી. 1869 થી 1876લગી એમણે વકીલાત કરી. તીક્ષ્ણ બુદ્ધિ, હાજર જવાબ આપવાની શક્તિ અને અંગ્રેજી ભાષા ઉપરના પ્રભુત્વને કારણે હિંદીઓની આંખમાં, એક ઉત્તમ પ્રવક્તા તરીકે વસ્યા હતા.

પરંતુ, ફિરોઝશાહ માત્ર વક્તા જ નહોતા. મુંબઈ 'મ્યુનિસિપલ કોર્પોરેશન' અને, 'ટાઉન કાઉન્સિલ' ના સભ્ય તરીકે તેઓ ચૂંટાયા હતા. 'ઇન્ડિયન નેશનલ કૉંગ્રેસ' સાથે આ બન્ને સંસ્થાઓને ફિરોઝશાહ છેવટ લગી સેવા આપી.

મ્યુનિસિપલ કોર્પોરેશનના સંચાલનની પદ્ધતિમાં ફિરોઝશાહે, સારા જેવા

ફેરફારો કર્યા. એમના અનેક સૂચનો, 1872 અને 1888ના મ્યુનિસિપલ કાયદા ઘડતી વેળાએ લક્ષમાં રાખવામાં આવ્યાં હતાં. અને ઉમેરવામાં આવ્યાં હતાં.

ફિરોઝશાહ પ્રતિભાશાળી હતા. દેશભક્ત હોવાથી કોમ અને વર્ગના આધારે થતાં પ્રતિનિધિત્વ સામે એમણે લડત ઉઠાવી. ગાંધીજીના ચુસ્ત સમર્થક પણ હતા. દક્ષિણ આફ્રિકામાં, હિંદીઓના હક માટે ગાંધીએ ઉપાડેલી લડતની તરફેણમાં તેઓ હતાં. પૂના અને મુંબઈમાં ગાંધીજી માટે જાહેર સભાઓ ફિરોઝશાહે ગોઠવી હતી. અને તે પણ જ્યારે રાનડે, ગોખલે અને ચંદાવરકર જેવા મહારથીઓની પ્રતિષ્ઠા ટોચે હતી ત્યારે. છતાં ગાંધી પ્રકરણ વખતે ફિરોજશાહ, ગાંધીજી સાથે સંમત ન થયા. એમના વિચાર પ્રમાણે, આવી સમજૂતી ભવિષ્યમાં વધારે ગંભીર પરિણામો લાવી શકે. દેશમાં ફિરોજશાહની કીર્તિ ઘણી ઊંચી હતી. પ્રજાને એમને માટે માન હતું. 1903 માં 'મદ્રાસ સ્ટેન્ડર્ડે' લખ્યું હતું :

ફિરોઝશાહ જો આપખુદ હોત તો પણ કૉંગ્રેસને દોરવા, અમે બીજા લોકશાહીના હિમાયતીઓ કરતાં એમની પસંદગી કરતા.

રાજકારણમાં, ગોખલેને ગાંધીજી પોતાના 'ગુરુ' માનતા. છતાં, ફિરોઝશાહને એમણે લખ્યું હતું. 'મારા પોતાના વિચારો સાથે સંમત થવાને બદલે, હું તમારી સાથે મતભેદ વધારે પસંદ કરું.' [5]

લોર્ડ વિલિંગ્ડને 1901માં ફિરોઝશાહની મુંબઈ વિશ્વવિદ્યાલયના ઉપકુલપતિ તરીકે પસંદગી કરી. ત્યાર પછી તરત જ સરકારની નાણાકીય નીતિને એમણે વખોડી કાઢી. લશ્કર કરતાં, શિક્ષણ પાછળ વધુ ખર્ચ કરવાની માગણી કરી. અને, 'સેનેટ' ના વહીવટમાં પણ અનેક સુધારાઓ સૂચવ્યા.

1901માં 'સેન્ટ્રલ બૅંક'ની સ્થાપના કરી. અને, એનો વહીવટ કરવા હિંદીઓને જ રોકયા. હિંદીઓથી ચાલતી આવી એક 'બૅંક' સ્થાપવાનું સોરાબજી પોચખાનાવાલાનું સ્વપ્ન હતું, એટલે બૅંકના સંચાલક તરીકે સર સોરાબજી પાંચખાનાવાલાને નીમ્યા.

ફિરોઝશાહના જેવી પ્રતિભા, અદેખાઈ અને દુશ્મનાવટ પણ ઊભી કરે એમાં નવાઈ નહી, અંગ્રેજોને મુંબઈના તાજ વિનાના બાદશાહની પ્રતિભા ખૂંચવા લાગી. કોર્પોરેશનમાંથી ફિરોજશાહને હઠાવવાની ચળવળ શરૂ થઈ ભેજામાં રાઈ છે તે જરા કાઢવી પડશે. 'ટાઈમ્સ ઓફ ઈન્ડિયા' ના અધિપતિ લોવેટફેઝરે ફિરોઝશાહ સામે કોર્પોરેશનમાં 'ફોકસ' ઊભું કર્યું. એ જ રીતે, ટિળકે પણ એમની સામે કૉંગ્રેસમાં ચળવળ ઉપાડી. ટિળકના મત પ્રમાણે ફિરોઝશાહ ઉદ્દામવાદી નહોતા.

લોવટેફેઝર અને એના સાથીઓનો પ્રતિકાર કરવા, 1913માં ફિરોઝશાહે 'બોમ્બે ક્રોનિકલ' શરૂ કર્યું. 1907ની સુરત કોંગ્રેસમાં ટિળકે ફિરોઝશાહને હઠાવ્યા. સ્વતંત્રતાની લડાઈના એક અગ્રગણ્ય શહેરી તરીકે, ફિરોઝશાહે સ્થાન ગુમાવ્યું.

ગોખલેના મૃત્યુનો આઘાત ફિરોઝશાહ માટે કારમો નીવડયો. 5, નવેમ્બર 1915 ના દિવસે એમનું અવસાન થયું. એ જ વર્ષમાં લોર્ડ સિંહાએ, કૉંગ્રેસનું પ્રમુખપદ સ્વીકારવા એમને વિનંતી કરી. એનો સ્વીકાર કરતાં મૃત્યુએ એમને રોક્યા.

એ પ્રસંગે લોર્ડ વિલિંગ્ડન ઉપર મોકલેલા પોતાના તારમાં, લોર્ડ હાર્ડિજે ફિરોજશાહને, એક મહાન પારસી, પ્રતિષ્ઠિત નાગરિક, મહાન દેશભક્ત અને હિંદી તરીકે ગણાવ્યા હતા.

એક ત્રીજા પારસી દીનશા એદલજી વાચ્છાનો પણ આઝાદીની ચળવળ સાથે ગાઢ સંબંધ હતો.

વાચ્છાનો જન્મ, સામાન્ય કુટુંબમાં. 1858માં એલફિન્સ્ટન કોલેજમાં જોડાયા. અને ચૌદ વર્ષની વયે 'ગ્રેજ્યુએટ' થયા. વાચ્છાની કારકિર્દી ઘણી ઉજ્જવળ હતી. 'સેન્ટ્રલ બેંક' અને 'સિંધિયા સ્ટીમનેવિગેશન'ના તેઓ ત્રીસ વર્ષ ડિરેકટર હતા. 1920માં 'ઇમ્પીરિઅલ બેંક' ના ગવર્નર તરીકે એમની નિમણૂંક થઈ. 1915-16 માં, સરકારે એમની 'લેજિસ્લેટિવ કાઉન્સીલ' ના સભ્ય તરીકે પસંદગી કરી. અને 1916 થી 1920, એઓ 'ઇમ્પીરિયલ લેજિસ્લેટિવ કાઉન્સિલ'ના પણ સભ્ય રહ્યા. 'ઈન્ડિયન મરચન્ટસ ચેમ્બર'ના વાચ્છા અધ્યક્ષ હતા. અને, 'વિક્ટોરિયા ટેકનિકલ ઈન્સ્ટિટ્યૂટ' તથા 'એલફિન્સ્ટન કોલેજ' ના તેઓ ટ્રસ્ટી હતા.

પત્રકાર રોબર્ટ નાઈટ સાથેની મૈત્રીને કારણે, વાચ્છાને રાજકારણમાં રસ પડવા માંડ્યો. અને ત્યાર પછી, ફિરોઝશાહ મહેતા સાથેની આ જીવન મિત્રતાને લઈને એ રસ ટકી રહ્યો. 1885 થી 1915 સુધી, વાચ્છા 'બોમ્બે પ્રેઝિડન્સિ એસોસિએશન' ના મંત્રી હતા. અને, 1915-1918 'એસોસિએશનના પ્રમુખ પણ બન્યા 1894-1912 અઢાર વર્ષ, વાચ્છા ઇન્ડિયન નેશનલ કૉંગ્રેસના મંત્રી હતા. અને 1901 ની કૉંગ્રેસ અધિવેશનના પ્રમુખ ચૂંટાયા.

દાદાભાઈની 'ડ્રેન થીઅરિ' નો વાચ્છાએ ઊંડો અભ્યાસ કર્યો. અને 1897માં, વેલ્બિ કમિશન સામે, દાદાભાઈ અને એસ. બેનર્જી, એસ. ઐયર અને ગોખલે સાથે એમણે પણ પુરાવા આપ્યા. સરકારી નીતિના તેઓ નીડર ટીકાકાર હતા. ખાસ કરી 'ગોલ્ડ રિઝર્વ' અને 'ગોલ્ડ સ્ટેન્ડર્ડ ' ના પ્રશ્નો ઉપર.

રાજકારણમાં, ફિરોજશાહ મહેતા અને દાદાભાઈ નવરોજીના અવસાન પછી પડેલી ખોટ, વાચ્છાએ પૂરી. ઉદારમતવાદી પક્ષના સભ્ય તરીકે મૃત્યુ સુધી (1936), એમણે સક્રિય ફાળો આપ્યો. સ્વતંત્રતાની ચળવળમાં ભાગ લેનાર પહેલા પારસી નારી ભિખઈજી કામા (1861-1936) હતાં. એક રાષ્ટ્રવાદી તરીકે

એમને કીર્તિ મળી. એમનો જન્મ મુંબઈમાં અને શિક્ષણ કન્યાઓની 'એલેકઝાન્ડર સ્કૂલ' માં લીધું. નાની વયે, એમનાં લગ્ન કે. આર. કામાના પુત્ર રૂસ્તમજી કામા સાથે થયાં. પણ, લગ્ન સુખી ન નીવડ્યું. લગ્ન કરવાની ભિખઈજીની ઇચ્છા જ નહોતી.

કૉંગ્રેસનું પહેલું ઐતિહાસિક અધિવેશન, મુંબઈમાં ભરાયું, ત્યારે ભિખઈજીએ એમાં હાજરી આપી. એમનાં જીવનમાં આ અધિવેશને પલટો આણ્યો. ત્યાર પછી ભિખઈજી, એક ઉત્કટ દેશભક્ત બની રહ્યાં. ચાળીસ વર્ષની વયે, 1901માં સખત માંદગીમાં સપડાયાં. સારવાર માટે એમને ઈંગ્લેન્ડ મોકલવામાં આવ્યાં. સાજા થયા પછી, ક્રિશ્નવર્મા નામના એક ક્રાંતિકારી ના પ્રભાવ નીચે, ભિખઈજી આવ્યાં. પ્રસંગ પડતાં જાહેર ભાષણોમાં એમણે, અંગ્રેજોની નીતિને સખત રીતે વખોડવા માંડી. આને કારણે, તેઓ ગિરફતાર થાય એવો સંભવ હતો. ભિખઈજી પેરિસ નાસી ગયાં. અને ત્યાં ઘણાં વર્ષ દેશવટો ભોગવ્યો. પેરિસમાં લાલા હરદયાલ વિનાયક દામોદર સાવરકર, મુકુંદ સરદેસાઈ અને સરોજિની નાયડુના ભાઈ વિરેન્દ્ર ચટ્ટોપાધ્યાય જેવા દેશભક્તો ભિખઈજીના સંપર્કમાં આવ્યા. કોઈ પણ હિંદી માટે એમનું ઘર હંમેશાં ખુલ્લું રહેતું. આર્થિક મુશ્કેલીમાં આવી પડતાં ઘણા વિદ્યાર્થીઓને પણ ભિખઈજીની સહાય મળતી.

1905માં એમણે ક્રાન્તિકારી છાપું 'વંદેમાતરમ' પ્રગટ કર્યું. જિનીવાથી એ પ્રસિદ્ધ થતું હતું. અને ફ્રેન્ચ સંસ્થાન, પોંડીચેરીથી એની નકલો, હિંદીમાં છૂપી રીતે લાવવામાં આવતી હતી. એટલું જ નહિ, પણ સાથે સાથે, બોમ્બ, પિસ્તોલ, અને બીજું ક્રાંતિકારી સાહિત્ય પણ હિંદના દરેક ભાગમાં પહોંચી જતું. શ્રી અરવિંદે 'વંદેમાતરમ'ની બંગાળી આવૃત્તિ છાપવી શરૂ કરી. તેની નકલો પણ દેશમાં છૂપી રીતે વહેંચાતી.

હિંદની આઝાદીનો પ્રશ્ન ભિખઈજીને માટે અગત્યનો હતો. એટલે, એના પ્રચાર માટે, એમણે અમેરિકા, જર્મની અને સ્કોટલેન્ડની મુસાફરી કરી. અને, ભાષણો દ્વારા ત્યાં લોકમત કેળવવા પ્રયત્નો કર્યા. ફ્રેંચ, જર્મન, અને અંગ્રેજી ભાષાઓ ઉપર, એમનો કાબૂ સુંદર હતો. 18, ઓગસ્ટ 1907 ને દિવસે, એમણે એક હજાર જર્મનો સમક્ષ, જર્મન ભાષામાં ભાષણ કર્યું હતું. અને જુસ્સાદાર ભાષણને અંતે એમણે એક ધ્વજ ફરકાવ્યા. આજે આ ધ્વજ, સ્વતંત્ર ભારતનાં રાષ્ટ્રીય ધ્વજ તરીકે- થોડાક ફેરફાર સાથે-ફરકી રહ્યો છે. 1868 માં, કવિ નિર્મલે પણ એક ધ્વજ પરદેશી ભૂમિ ઉપર ફરકાવ્યો હતો. અને ભિખઈજીએ પણ જુદા જુદા પ્રસંગોએ, જુદી જુદી ભાતના રાષ્ટ્રીય ધ્વજો ફરકાવ્યા હતા. પરંતુ,1907માં જર્મન ભૂમિ ઉપર ફરકાવેલા ધ્વજ હિંદના રાષ્ટ્રીય ધ્વજ તરીકે નિર્માણ થયો.

વિનાયક દામોદર સાવરકર અને શામજી કિશન વર્માએ મળી 1909 માં લંડનમાં અભિનવ સોસાયટી શરૂ કરી. એ ભારતીય ક્રાંતિકારીઓને એક સ્થળે મળવાનું આ સ્થાન હતું. હવે ભિખઈજી બિપિનચંદ્ર પાલ અને લાલા લજપતરાયના સંપર્કમાં આવ્યાં. એમનાં ભાષણો વધુ તેજ બન્યાં. આથી બ્રિટિશ સરકારે ભિખઈજીને દેશનિકાલ કરવાની ફ્રેંચ સરકારને વિનંતી કરી. ફ્રેંચ સરકારે આ વિનંતી સ્વીકારી નહિ. એટલે અંગ્રેજોએ ભિખઈજીની હિંદમાં રહેલી મિલકત જપ્ત કરી. આના પ્રતિકાર રૂપે જિનીવાથી ભિખઈજીએ એક બીજું ક્રાંતિકારી છાપું 'તલવાર' પ્રગટ કર્યું. એની નકલો પણ પોંડીચેરી થઈ હિંદમાં આવવા માંડી.

બીજી પણ કેટલીક પારસી સ્ત્રીઓ 1911 અને 1913ના ગાળામાં ભિખઈજીના પ્રભાવ નીચે આવી હતી. ભિખઈજીને એમની સાથે પત્રવ્યવહાર પણ થતો હતો. પરંતુ, આ પત્રવ્યવહાર વચ્ચેથી જ અંગ્રેજો અટકાવી દેતા. કુલ્કે આનો નિર્દેશ કર્યો છે. અને એ સ્ત્રીઓ ઉપર અંગ્રેજ સિપાઈઓની નજર રહેતી.

પહેલા વિશ્વયુદ્ધ વખતે, અંગ્રેજ સરકારે ભિખઈજીને નજરકેદ કરવા ફ્રાંસને વિનંતી કરી. આ વખતે ફ્રેંચ સરકાર અંગ્રેજોની માંગણીનો અસ્વીકાર કરી શકી નહિ. બ્રિટિશો યુદ્ધમાં ફ્રેંચના સાથી હતા. ત્રણ વર્ષ 1915 થી 1918, ભિખઈજી નજરકેદ રહ્યાં. એમનું સ્વાસ્થ્ય ભાંગ્યું. પણ એમનો જુસ્સો અચળ હતો.

અંગ્રેજી માધ્યમ દ્વારા ભિખઈજીએ શિક્ષણ લીધું હતું. અને જીવનના પાંત્રીસ વર્ષ યુરોપમાં ગાળ્યાં હતાં. છતાં, એમણે દેવનાગરી લિપિની અને રાષ્ટ્રભાષા તરીકે હિન્દી ની હિમાયત કરી.

ભિખઈજીનું સ્વાસ્થ્ય બગડતું ગયું. મૃત્યુ પાસે આવતું એમને લાગતું હતું. અંગ્રેજ સરકાર પાસે હિંદ પાછા ફરવાની એમણે પરવાનગી માંગી. રાજકારણમાં કોઈપણ પ્રકારનો ભાગ નહિલેવાની શરતે પરવાનગી મળી. જાન્યુઆરી 1936માં, ભિખઈજી સ્વદેશ આવ્યાં. અને આઠ માસની માંદગી પછી, 16 ઓગસ્ટ 1936 ને દિવસે ભિખઈજીનું અવસાન થયું.

વિસરાઈ ગયેલાં ભિખઈજી, એકલાં, આખરી સફરે ચાલી નીકળ્યાં.

આઝાદીની ચળવળમાં, રૂસ્તમજી જીવણજી ઘોરખોદુએ પણ પોતાનો નમ્રફાળો આપ્યો હતો. (1864-1924).

રૂસ્તમજીનો જન્મ, ગરીબ પારસી કુટુંબમાં થયો હતો. કુટુંબનો ધંધો ઘોર-કબર ખોદવાનો હતો. એટલે, અટક 'ઘોરખોદુ' પડી. સત્તર વર્ષની વયે ખીસ્સામાં એક પણ પાઈ વિના, રૂસ્તમજીએ ડરબન તરફ પ્રયાણ કર્યુ- એક જહાજ ઉપર જમવા પેટે નોકરી સ્વીકારીને.

ડરબન પહોંચ્યા પછી, ઠંડા પીણાના એક મુસ્લિમ વેપારીને ત્યાં હમાલની

નોકરી કરી, ફક્ત શ્રમ અને વ્યક્તિત્વના બળે સમય જતાં, મુસ્લિમ વેપારીના તેઓ ભાગીદાર બન્યા. અને ત્યારથી 'પારસી રૂસ્તમજી' તરીકે ઓળખાવા લાગ્યા.

ગાંધીજીએ શરૂ કરેલ, સત્યાગ્રહની ચળવળમાં-1894-રૂસ્તમજી જોડાયા. અને, મહાત્માજીના અનુયાયી બન્યા. ચળવળને કારણે રૂસ્તમજીને જેલની સજા ભોગવવી પડી હતી. અને જેલરોનો મૂઢ માર પણ ખાવો પડ્યો હતો.

રૂસ્તમજીએ એક વાર ગાંધીજીનું જીવન ઉગાર્યું હતું. ગાંધીજી જ્યારે બીજી વાર ડરબન ગયા હતા ત્યારે, ઉશ્કેરાયેલા ટોળાના શિકાર બન્યા. રૂસ્તમજીએ એમનું રક્ષણ કર્યું. અને પોતાની મિલકત તથા જીવનાં જોખમે, ગાંધીજીને સુરક્ષિત સ્થળે ઉપાડી ગયા.

ગાંધીજી ડરબનમાં એક ક્રાંતિકારી છાપું 'નેટિવ ઓપિન્યન' ચલાવતા હતા. એના સંકલનમાં પણ ગાંધીજીને રૂસ્તમજીની સહાય મળી. 1921 માં, એમણે, આફ્રિકાનો અને હિંદીઓ માટે મફત 'એમ. કે. ગાંધી' પુસ્તકાલય શરૂ કર્યું. ત્યાર પછી, એક અનાથાશ્રમ અને 'હોલ' બંધાવી ગાંધીજીનું નામ આપ્યું. અને તામિલ કામગારોનાં બાળકો માટે 'એમ. કે. ગાંધી' તામિલ સ્કૂલ સ્થાપી. આઠ વર્ષની વયે, 1924માં રૂસ્તમજી મરણ પામ્યા. શ્રમ અને જેલ નિવાસને કારણે એમનું શરીર ક્ષીણ થઈ ગયું હતું.

ખુરશેદ ફરામજી નરિમાન (1883-1948)નું સ્થાન પણ સ્વતંત્રતાની ચળવળમાં ભુલાવું ન જોઈએ. થાણામાં એમનો જન્મ. બાળક હતા ત્યારે જ એમના પિતા ગુજરી ગયા. પૂનાની 'ડેક્કન કોલેજ' માંથી કાયદાશાસ્ત્રનો અભ્યાસ કરી, એમણે મુંબઈમાં વકીલાત શરૂ કરી. 'મુંબઈ મ્યુનિસિપલ કોર્પોરેશન'માં નરિમાન ચૂંટાઈ આવ્યા. અને ઘણી સારી સેવા આપી.

'બોમ્બે ટ્રામવે કંપની' સાર્વજનિક ફંડનો દુરુપયોગ કરી રહી હતી. નરિમાને, કંપનીનો વહીવટ ખુલ્લો પાડયો. પરિણામે, કંપનીને પંદર લાખ રૂપિયાનો નફો થવા માંડ્યો. એ જ પ્રમાણે, 'બેહલે ડેવલપમેન્ટ સ્કીમ'માં સાર્વજનિક ધન વેડફાઈ જતું હતુ. નરિમાને વાંધો ઉઠાવી, નવી 'બોર્ડ'ની નિમણૂંક કરાવી. ભાડૂતોને, ઘરમાલિકોના ત્રાસમાંથી નિવારવા એમણે, 'બોમ્બે રેન્ટ એક્ટ' ઘડવામાં મદદ કરી. અને કામગારોના કાનૂનોમાં સુધારા કરાવી, બેકારીમાં એમને કેટલાક લાભ મળે એવી સગવડ કરાવી આપી.

1928માં નરિમાનની વરણી, 'બોમ્બે યૂથ કોન્ફરન્સ'ના પ્રમુખ તરીકે થઈ. અને, 1930માં, 'બોમ્બે પ્રોવિન્શલ કમિટિ' ના પ્રમુખ ચૂંટાયા. ગાંધીજીએ કરેલ 'મીઠા સત્યાગ્રહ'માં એમણે સક્રિય ફાળો આપ્યો. અને 'સ્વદેશી' ચળવળના પણ નરિમાન હિમાયતી હતા. રાજકીય પ્રવૃત્તિઓ માટે ત્રણ વાર એમને જેલમાં જવું

પડ્યું હતું. જેલમાંથી બહાર આવ્યા પછી, નરિમાને બે પુસ્તકો લખ્યાં. 'વિધર કૉંગ્રેસ' અને 'વૉટ નેક્સ્ટ ?'

1934માં, 'સેન્ટ્રલ લેજિસ્લેટિવ એસેમ્બિલ'ની ચૂંટણી માટે, 'ઓલ ઈન્ડિયા પાર્લમેન્ટરી બોર્ડ' એમની પસંદગી કરી. અને 1935માં મુંબઈના 'મેયર' તરીકે ચૂંટાઈ આવ્યા. 1936ની 'બોમ્બે પ્રોવિન્શલ લેજિસ્લેટિવ એસેમ્બિલ'ની ચૂંટણીમાં નરિમાનને સૌથી વધુ મતો મળ્યા હતા.

સરોજિની એમને 'વીર નરિમાન' ના લાડકા નામે બોલાવતાં.

1937 માં જ્યારે કૉંગ્રેસ પક્ષ મુંબઈ પ્રાન્તમાં સત્તા ઉપર આવ્યો ત્યારે, મુખ્ય પ્રધાન તરીકે નીમવાની નરિમાનને આશા હતી. પરંતુ બી.જી.ખેર ઉપર પસંદગી ઊતરી. નરિમાન નિરાશ થયા. એમણે વાંધો ઉઠાવ્યો. જે. એન. સહાનીએ આનો ઉલ્લેખ કર્યો છે :

'પાર્ટીની શિસ્તભંગનો એમના ઉપર આરોપ હતો. તપાસપંચ નીમવામાં આવ્યું. પોતાની તરફેણમાં મત ભેગા કરવાની પ્રવૃત્તિ માટે, નરિમાન ગુનેગાર ઠર્યા. સાત વર્ષ માટે એમને પાર્ટીમાંથી પડતા મૂકવામાં આવ્યા. જો આ એમનો ગુનો હોય તો એ ઘણો સામાન્ય હતો. બધા જ સભ્યો આવી પ્રવૃત્તિ માટે ગુનેગાર હતા. પરંતુ નરિમાનની સેવાઓ અજોડ હતી. થોડા જ સમયમાં નરિમાનનું અવસાન થયું.' [6]

છેલ્લાં ચાર વર્ષ, 1944 થી 1948 નરિમાન કૉંગ્રેસ પક્ષના ખજાનચી હતા.

બરજોરજી ફરામજી ભરૂચા (1880-1963) નરિમાનના મિત્ર અને સાથી હતા. બરજોરજીનો જન્મ શ્રીમંત કુટુંબમાં થયો હતો. એમના પિતા, જામનગર રાજ્યના દીવાન હતા. અને પછી કાઠિયાવાડ રાજ્યના મુખ્ય ન્યાયાધિશ હતા. નિશાળના દિવસોથી જ બરજોરજી સ્વદેશાભિમાની હતા. એકાઉન્ટન્ટ તરીકે પ્રવીણતા મેળવી, અને ભારે પગારની નોકરી પણ મળી. બરજોરજીએ એ સ્વીકારી નહિ. એને બદલે ખાદીની ગાંસડીઓ ખભે મારી તેઓ ગુજરાતનાં ગામડાંઓમાં ગરીબ જનતાને પોતાને ખર્ચે ખાદી વહેંચવા અથવા સસ્તા ભાવે વેચવા નીકળી પડ્યા.

1921થી એમણે પોતાનો બધો સમય આઝાદીની લડતમાં ગાળ્યો. 1921માં અલ્હાબાદમાં ભરાયેલ કૉંગ્રેસ અધિવેશનમાં બરજોરજીએ હાજરી આપી. ત્યારે, મંત્રી તરીકે જવાહરલાલ સાથે એમની પણ ચૂંટણી થઈ.

કોમમાં જાગૃતિ લાવવા 'પારસી રાજકીય સભા' સ્થાપી. દેશમાં બનતા બનાવોની પારસીઓને માહિતી આપવા ગુજરાતી અને અંગ્રેજીમાં 'હિન્દીમિત્ર' નામનું છાપું ચલાવ્યું. પારસી પંચાયતના 'સુધારક પક્ષ' ના કાર્યક્રમમાં એમણે

સક્રિય ફાળો આપ્યો. અને મુંબઈ, પૂના, કલકત્તાની ગરીબ પારસી છોકરીઓ માટે કલ્યાણ કેન્દ્રો ખોલ્યાં.

1963 માં એમના અવસાન સમયે મુંબઈના 'શેરિફે' જાહેર શોકસભા બોલાવી હતી. પરંતુ પારસી પંચાયતના ટ્રસ્ટીઓએ, સમસ્ત અંજુમનની સભા બોલાવવા પંદર હજાર પારસીઓએ કરેલી અરજીનો અસ્વીકાર કર્યો. છતાં કાવસજી જહાંગીર હોલમાં સર રૂસ્તમ મસાનીના પ્રમુખપદ નીચે શોકસભા ભરાઈ અને દરેક કોમની પ્રતિષ્ઠિત વ્યક્તિઓએ બરજોરજીને ભવ્ય અંજલિ આપી.

જમશેદજી નસરવાનજી (મહેતા) પણ દાદાભાઈ નવરોજી અને ફિરોઝશાહ મહેતા જેવા જ મહાન પારસી હતા.

જમશેદજીનો જન્મ કરાંચીમાં એમનાં માતુશ્રી ગુલબાઈ કેન્સરના રોગથી પીડાઈ ગુજરી ગયાં હતાં. જમશેદના હૃદયમાંથી માની યાદ કદી ભુંસાઈ નહિ. નાનપણથી જ જમશેદની પ્રકૃતિ ગંભીર. ચૌદ વર્ષની નાની વયે, એક દિવસ ખેતર ઓળંગતાં એમને એક ખેડૂત ગાય અને વાછરડાને કસાઈ ખાને દોરી જતો મળ્યો. જમશેદના શબ્દોમાં 'ગાયની આંખમાંથી લોહીના આંસુની ધારા વહતી હતી.' તે દિવસથી કોઈપણ પ્રાણીને હાનિ ન પહોંચાડવાની જમશેદે પ્રતિજ્ઞા કરી.

1905 માં જમશેદ પોતાના પિતાની પેઢીમાં જોડાયા. અને એ જ વખતે 'સ્વદેશી' ચળવળના હિમાયતી પણ બન્યા. 1918માં કરાંચીની 'મ્યુનિસિપલ કોર્પોરેશન' ના સભ્ય તરીકે જમશેદ ચૂંટાયા. 'કાઉન્સિલર' તરીકે છ વર્ષ સેવા આપી. ત્યાર પછી, પ્રમુખ તરીકે એમની પસંદગી કરવામાં આવી હતી. 1933, કરાંચીના 'મેયર' બન્યા. પરંતુ આઠ જ માસમાં જમશેદે રાજીનામું આપ્યું. શિષ્ટાચાર અને આડંબરભર્યું વાતાવરણ એમને ગૂંગળાવતું હતું.

1936 માં જ્યારે સિંધ પ્રાન્ત મુંબઈથી છૂટો થયો ત્યારે જમશેદને 'લેજિસ્લેટિવ એસેમ્બિલ'ના સભ્ય તરીકે ચૂંટણીમાં ઊભા રહેવાનું સૂચન થયું. એમણે ચાર શરતો કરી.

(1) મત મેળવવા કોઈ પ્રચાર કાર્ય થવું ન જોઈએ.

(2) ચૂંટણીનો હિસાબ ચોખ્ખો રાખવો.

(3) સરકારે નક્કી કરેલા આંકડાથી ચૂંટણીનું ખર્ચ વધવું જોઈએ નહિ.

(4) અને માત્ર ચૌદ જ દિવસો ચૂંટણી માટે રાખવા.

જમશેદની આ ચાર શરતો માન્ય રાખવામાં આવી. તેઓ ચૂંટણીમાં ઊભા રહ્યા.

દાદુનો નાનો વિસ્તાર જમશેદે પોતાના મતદાર વિભાગ તરીકે પસંદ કર્યો. અને નક્કી કરેલા દિવસોમાં તેઓ ત્યાં ફરી વળ્યા. પરંતુ, એક નિરીક્ષક ના હેવાલ પ્રમાણે આ પ્રચાર પદ્ધતિ ઘણી અસામાન્ય હતી.

'લોકો દૂર દૂરથી લાંબી સફર કરી, હજારોની સંખ્યામાં આ 'સંત' નાં દર્શન કરવા આવવા લાગ્યા....' આ ચૂંટણીનું જંગ નહોતું. દરેક સભાએ એક પ્રકારનું ધાર્મિક સ્વરૂપ ધારણ કર્યું હતું. ચૂંટણી કે મતનો સહેજ પણ ઈશારો આ સભાઓમાં કરવામાં આવ્યો નહોતો.' [7]

પરિણામો જ્યારે બહાર પડ્યાં ત્યારે એમના ચાર હિંદુ વિરોધીઓ કરતાં જમશેદને ઘણા વધારે મત મળ્યા હતા. પોતાના મતદારો માટે એમણે કોઈ પણ પ્રકારની વાહન વ્યવસ્થા કરી નહોતી. ઘણા મતદારો તો માઈલો ચાલી મતદાન કેન્દ્રો ઉપર આવ્યા હતા.

એમની ચૂંટણી પછી ત્રણ જ વર્ષમાં, 1940, જમશેદે પોતાનું રાજીનામું આપી દીધું. એમની ચપળ બુદ્ધિ, પક્ષની નિર્બલતાઓ સારી રીતે જોઈ શકી હતી. એમના મત પ્રમાણે :

'પાર્લમેન્ટના બંધારણમાં 'પાર્ટિસિસ્ટિમ' પક્ષ રચનાને-ભવિષ્યમાં કોઈ સ્થાન નથી. આધુનિક સમયમાં દુનિયાના પ્રશ્નો પણ અટપટા અને જટિલ છે. આ બધા પ્રશ્નો પક્ષની વિચારણા માટે ભેગા કરી શકાય નહિ. જ્યારે આવા પ્રશ્નોના ઉકેલ ઉપર તો માનવજાતની આબાદી અને કલ્યાણ રહ્યું છે. કોઈ પણ પક્ષ કે જૂથ બીજાં જૂથ કે પક્ષ સાથેની સ્પર્ધામાં માનવજાતનાં હિતોનો અનાદર કરી શકે નહિ.' [8]

1946 પછી જમશેદે પોતાનો બધો સમય માનવ કલ્યાણ પ્રવૃત્તિઓ પાછળ ગાળ્યો. પિતાના અવસાન પછી પોતાની અટક-'મહેતા' પડતી મૂકી. અને પોતાનું નામ જમશેદ નસરવાનજી લખવા માંડ્યું.

કરાંચીના 'બેતાજ બાદશાહ' તરીકે જમશેદની ખ્યાતિ હતી. કરાંચીને એમણે અનેક રીતે સમૃદ્ધ કર્યું. પાણી પૂરવઠો, ભૂગર્ભમાંથી પાઈપો મારફત ગટરો, સુંદર બગીચાઓ, ગરીબો માટે સસ્તાં ભાડાનાં ઘરો, સુવાવડખાનાઓ, સુંદર ધોરી માર્ગો, ગામડાંઓમાં પ્રાથમિક શાળાઓ , ભાષણો માટે હૉલ, પુસ્તકાલયો, અને ગરીબો માટે સસ્તી ધર્મશાળાઓ જમશેદે પૂરી પાડી, કરાંચીના હરિજનવાસ માટે એમને ખાસ મમતા હતી. દરેક વ્યક્તિ, જમશેદને પોતીકા ગણતી, 'અમારો જમશેદ'. એમના દાકતરોને ઉદ્દેશાયેલા અંતિમ શબ્દો, 'મારું મૃત્યુ નજીક છે, ગરીબોની ભાળ રાખજો.'

ફિરોઝ ગાંધી (1912-1960), પણ એવીજ સ્વતંત્ર સ્વભાવના નીડર વ્યક્તિ હતા. ભરૂચના સામાન્ય સ્થિતિનાં માત-પિતાનું ફિરોઝ પાંચમું સંતાન. એમના પિતા 'પેનિન્સ્યુલર' અને 'ઓરીએન્ટલ શિપિંગ' લાઇનમાં 'મરીન એન્જિનિયર' હતા. એમનાં માતા રતીમાય સુરતનાં. 1921માં ફિરોઝના પિતા ગુજરી ગયા પછી રતીમાય અલ્હાબાદ જઈ રહ્યાં.

પંડિત કે. ડી. માલવિયાએ સ્થાપેલી વિદ્યામંદિર હાઈસ્કૂલમાંથી ફિરોઝ મેટ્રિક થયા. સુથારકામનો એમને ઘણો શોખ હતો. પોતાને ઉપયોગી રાચરચીલાના ઘાટ બનાવવામાં એમને આનંદ આવતો. અભ્યાસમાં બહુ આગળ નહોતા. ગણિતના વર્ગો ચુકાવી ફિરોઝ કોંગ્રેસની સભાઓમાં જતા.

1930માં, નહેરુ કુટુંબના સંપર્કમાં તેઓ આવ્યા. કમલા નહેરુ માટે ફિરોઝને મમતા હતી. કૉંગ્રેસ કાર્યકર તરીકે, ફિરોઝની ભરતી કમલા નહેરુએ કરી હતી. પોતાની મા તરીકે ફિરોઝ કમલાને ગણતા અને હંમેશ કમલાની સાથે ગામડાંઓમાં કમલા નહેરુનો નાનો જમવાનો ડબ્બો, પીવાનું પાણી વગેરે લઇ જતા. કમલાની માંદગી સમયે પણ એમની પાસે બેસી રહેતા હતા - નાનામાં નાની સેવા કરવા.

અભ્યાસ ઉપર ફિરોઝનું લક્ષ ન હોવાને કારણે, રતીમાયને ચિંતા રહેતી. ફિરોઝ પાસે અભ્યાસ ચાલુ રખાવવા એમણે ગાંધીજીને વિનંતી કરી.. ગાંધીજીએ હસી, લાક્ષણિક જવાબ આપ્યો :

'બહેન, તમારો પુત્ર કોઈ પણ દિવસ મુશ્કેલીમાં આવે ત્યારે મારી પાસે આવજો. ફિરોઝ જેવા મારી પાસે સાત જ યુવાનો હોય તો હું 'સ્વરાજ' સાત દિવસમાં મેળવી લઉ. ભાવિ હિંદમાં તમારો પુત્ર બી.એ. કે એમ. એ. થયો એમ કોઈ નહિ પૂછે. પરંતુ, સ્વરાજય માટે કેટલી વાર તમારો પુત્ર જેલમાં ગયો છે તે ચોક્કસ જાણવા માંગશે.'

રાષ્ટ્રપિતા અને ફિરોઝ વચ્ચે, એ રીતે જીવનભરની મૈત્રી બંધાઈ.

1930 માં ફિરોઝે એક વર્ષની જેલ ભોગવી. 1932 માં ફરી એમને પકડવામાં આવ્યા હતા. ફૈઝાબાદ જેલમાં એમને રાખવામાં આવ્યા હતા.

1935 માં ફિરોઝના માસી ડો. શીરીન કોમીસેરિયટ એમને અભ્યાસ માટે ઈંગ્લેન્ડ લઇ ગયા. ત્યાં લંડન મેટ્રિક્યુલેશનની પરીક્ષા આપી. અને 'લંડન સ્કૂલ ઓફ ઈકોનોમિક્સ'માં જોડાયા. રાજ્ય નીતિશાસ્ત્ર, અર્થશાસ્ત્ર અને પત્રકારત્વનો અભ્યાસ કર્યો.

ફેબ્રુઆરી 1936 માં કમલા નહેરુનું અવસાન થયું. ફિરોઝને આથી બમણો ઘા પડ્યો. એમણે એક મા ગુમાવી. ઈંદિરા સાથેનું લગ્ન હજી ઘણું દૂર હતું. એમની વય માત્ર સત્તર વર્ષની હતી. અને 'શાંતિ નિકેતન'માં અભ્યાસ કરતા હતા. ઈંદિરા સાથે લગ્ન કરવા ત્યારે, ફિરોઝે ઇચ્છા દર્શાવી હતી. પરંતુ લગ્ન જેવા ગંભીર પ્રશ્ન ઉપર હજી એમણે વિચાર કર્યો નહોતો. ઈંદિરાએ ના પાડી. પોતાનો બધો સમય, સ્વતંત્રતાની લડત માટે, અર્પણ કરવાનો એમનો વિચાર હતો. ઈંદિરા લખે છે :

'1937માં પેરિસમાં અમે સગપણ કરવા નક્કી કર્યું. અને મેં વિવાહ માટે ફિરોઝે આપેલી વીંટી પહેરી. જ્યારે 1938 માં મારા પિતા ઈંગ્લેન્ડ આવ્યા ત્યારે, મે આ બાબતનો નિર્દેશ કર્યો.'

ઈંદિરા ત્યારે ઓક્સફર્ડમાં 'સોમરવિલ' કોલેજમાં અભ્યાસ કરતાં હતાં. બન્ને, 'ઈન્ડિયા લીગ'નાં સભ્યો હતાં. એ રીતે એમનો મેળાપ થતો.

1941માં ફિરોઝ હિંદ પાછા ફર્યા. 'ટાઈમ્સ ઓફ ઈન્ડિયા' એમને રોકવા તૈયાર હતું. પરંતુ એમણે ના પાડી. સ્વતંત્ર પત્રકાર તરીકે જીવન શરૂ કર્યું. ત્યારે ઈંદિરાએ પિતા પાસે ફિરોઝ સાથે લગ્ન કરવાનો પ્રસ્તાવ મૂક્યો. 26 માર્ચ-1942ના દિવસે અલ્હાબાદમાં કુટુંબીઓ, મિત્રો અને પરિચિત વ્યક્તિઓની હાજરી વચ્ચે લગ્નવિધિ થઈ.

'ક્વિટ ઈંડિયા' ઠરાવને બીજે દિવસે (8, ઓગસ્ટ 1942) બધા કોંગ્રેસ મોવડીઓને જેલમાં પૂરવામાં આવ્યા. ફિરોઝ અને ઈંદિરા પણ એમાં હતાં. ઈંદિરાને જેલમાંથી વહેલી મુક્તિ મળી. પરંતુ ફિરોઝને ઓગસ્ટ 1943 સુધી નહોતા છોડ્યા. 1944માં મુંબઈમાં મોટા પુત્ર રાજીવનો જન્મ થયો. અને સંજયનો જન્મ 1946 માં દિલ્હીમાં થયો. બન્ને પુત્રોને એન્જિનિયર બનાવવાની ફિરોઝની ઈચ્છા હતી.

1952માં જ્યારે, લોકસભાની પહેલી ચૂંટણી થઈ ત્યારે ફિરોઝ રાયબરેલીથી ચૂંટાઈ આવ્યા. 1957 માં પણ એ જ વિસ્તારમાંથી તેઓ ચૂંટણી જીત્યા હતા.

બે મુખ્ય ભોપાળાં ખુલ્લાં પાડવા માટે ફિરોઝ હંમેશ યાદ રહેવાના. પહેલું 'ભારત ઈન્શુરન્સ કંપની'નાં ભંડોળની ગેરવ્યવસ્થા અંગે હતું. ઉદ્યોગપતિ, રામક્રિશ્ન દાલમિયાને આને માટે સજા થઈ હતી. બીજો પ્રસંગ 'ફિનેન્સ મિનિસ્ટ્રિ' સામે આરોપ હતો- હરિદાસ મુંદ્રાને 'લોન' આપવાનો અને મુંદ્રા મારફત એનો ગેરઉપયોગ થવાનો. ન્યાયાધિશોએ આ આરોપની તપાસ કરી. પરિણામે ફિનેન્સ મિનિસ્ટર ટી.ટી.ક્રિશ્નમાચારીને રાજીનામું આપવું પડ્યું.

આ પરિણામથી ફિરોઝને નવાઈ લાગી હતી. આશ્ચર્યમાં એમણે કહ્યું હતું- 'અરે ! કહાં મારા, કહાં લગા !' - તીર મારવું હતું ક્યાં અને લાગ્યું ક્યાં.

આ બન્ને સામાજિક દૂષણો ખુલ્લાં પાડવા પાછળ ફિરોઝની શક્તિ ઘણી ખર્ચાઈ હતી. એને પરિણામે, 1958માં એમને હૃદયરોગનો હુમલો થયો. એમાંથી, 1959માં સારા પણ થયા. અને પાર્લમેન્ટમાં 'જિંજર ગ્રુપ' ના સભ્ય બન્યા. આ મંડળનો મૂળ હેતુ, લોકસભાના અને રાજ્યસભાના સભ્યોમાં ઘર કરી બેઠેલી શિથિલતા ને હઠાવવાની હતી. એ વર્ષમાં ઈંદિરા કોંગ્રેસ પ્રમુખ હતાં.

ડૉકટરોની સલાહ વિરુદ્ધ ફિરોઝે લાંબા કલાકો સુધી કામમાં રોકાઈ રહેતા. વળી, ધુમ્રપાન છોડ્યું નહિ. ઈંદિરાની નોંધ પ્રમાણે, 'ઘણીવાર, ડૉકટરોએ મનાઈ કરેલો ખોરાક પણ લેતા.' એમના મૃત્યુના થોડાક દિવસો પહેલાં ઈંદિરાને ત્રિવેન્દ્રમ સ્ત્રીઓની એક સભા માટે જવાનું હતું. પોતાની મુસાફરી રદ કરવાનું એમણે સૂચન પણ કર્યું. પરંતુ, ફિરોઝે ના પાડી. એક ભાષણની તૈયારી કરવા તેઓ એકલા રહેવા ઈચ્છતા હતા.

ઈંદિરાએ લખ્યું છે-'7, સપ્ટેમ્બર 1960 ના દિવસે ફિરોઝ માંદા પડ્યા ત્યારે હું પ્લેનમાં દિલ્હી પાછી ફરી રહી હતી. એટલે, દિલ્હીના એરપોર્ટ ઉપર ઊતરતાં સુધી મને આ માંદગીના સમાચાર મળ્યા નહોતા. સ્વાભાવિક રીતે હું એરપોર્ટથી સીધી વિલિંગ્ડન હોસ્પિટલ ગઈ. અને રાત ત્યાં જ રોકાઈ. સવારે એમની તબિયત કંઈક સુધારા ઉપર લાગતી હતી. એટલે સ્નાન અને નાસ્તો લેવા મને ઘેર જવાની હઠ કરી. પણ, હું ન ગઈ. એમની પાસે જ રહી.'

ફિરોઝનું જીવન ઉગારવા, ખાસ કંઈ થઈ શકે એમ નહોતું. અંત પાસે હતો. તે સવારે એમનું અવસાન થયું ત્યારે ઈંદિરાનો હાથ ફિરોઝના હાથમાં હતો. એમની વય 48 વર્ષની હતી. ફિરોઝની ફિલસુફી એમના જ શબ્દોમાં :

'મારે મન માનવીના જીવનમાં દૃઢ નિશ્ચય સૌથી મહત્ત્વની વસ્તુ છે. કોઈ પણ કાર્યમાં જો તમને શ્રદ્ધા હોય તો પૃથ્વી ઉપર એવી કોઈ પણ શક્તિ નથી જે ધાર્યું પરિણામ લાવતાં તમને રોકી શકે. પ્રતિષ્ઠાના ખોટા ખ્યાલ વિના નમ્રતાથી તમારે તમારી સીમા ઉપર પહોંચવા આગળ વધવું જોઈએ.'

પારસી ઉદ્યોગપતિઓમાં ત્રણ વ્યક્તિઓનાં નામ ગણાવી શકાય- સર કાવસજી જહાંગીર, સર ફિરોઝ શેઠના અને સર હોમી મોદી. ત્રણેને રાજકારણમાં રસ હતો. પરંતુ ફક્ત સર હોમી મોદીએ આ ક્ષેત્રમાં કીર્તિ મેળવી.

ઘણી કંપનીઓના નિર્દેશક હોવાથી મોદી વધુ સમય રાજકારણ માટે આપી શકે એમ નહોતું. છતાં 1930 માં મળેલી 'રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ'માં હિંદના વેપાર, ઉદ્યોગના પ્રતિનિધિ તરીકે એમણે હાજરી આપી હતી.

1941માં વાઈસરોયના કારોબારી મંડળમાં જોડાવા, મોદીને આમંત્રણ મળ્યું અને એમના સૂચન પ્રમાણે 'સપ્લાય','સિવિલ ડિફેન્સ' અને 'ઈન્ફર્મેશન' નાં ત્રણ નવાં ખાતાંઓ ઉમેરાયાં. મોદી સપ્લાય ખાતાના સભ્ય હતા. સખત વિરોધ હોવા છતાં એમણે પોતાના ખાતાની પુનર્રચના કરી. ખાસ તો બિન અનુભવી અંગ્રેજ અધિકારીઓની જગ્યાએ એમણે યોગ્ય હિંદી અધિકારીઓની નિમણૂંક કરી.

ઓગસ્ટ, 1942 માં કોંગ્રેસ નેતાઓની ધરપકડ ને કારણે હુલ્લડ ફાટી નીકળ્યું. ગાંધીજી, મરણપર્યંત ઉપવાસ ઉપર ઊતર્યા. સરકારે નેતાઓને

છોડવાની ના પાડી. ત્યારે એક અઠવાડિયા પછી, મોદી, એણે અને સરકાર, ત્રણેએ વિરોધ દર્શાવ્યો અને કારોબારી મંડળમાંથી રાજીનામું આપ્યું.

જ્યારે 'નોન પાર્ટિલીડર્સ કોનફરન્સ' મળી ત્યારે મોદી, કોમી પ્રશ્નો ઉપર વિચાર કરવા નીમાયેલી સમિતિ- ના સભ્ય હતા. એવી જ રીતે, 1945માં 'સિમલા કોન્ફરન્સ' વખતે કોંગ્રેસ અને મુસ્લિમ લીગ વચ્ચે સમાધાન થતું હતું, ત્યારે પણ મોદીને આમંત્રણ આપવામાં આવ્યું હતું.

જવાહરલાલ નહેરુ અને સરદાર પટેલ, મોદીના સ્વતંત્ર સ્વભાવના પ્રશંસક હતા. સરદારે 1948માં 'કન્સ્ટિટ્યુસન્ટ એસેમ્બિલ'ના સભ્ય તરીકે મોદીને નીમ્યા. મદ્રાસના ગવર્નર પદે નીમવાની દરખાસ્ત પણ મોદી પાસે મૂકવામાં આવી હતી. પરંતુ મોદીએ એ સ્વીકારી નહિ, એટલે એમની નિમણૂંક 'માઇનોરિટિઝ સબ-કમિટી'ના સભ્ય તરીકે થઇ. ડૉ. આમ્બેડકર આ 'કમિટિ' ના પ્રમુખ હતા. મોદીએ ત્યારે પારસીઓ માટે છૂટા મતાધિકારનો અસ્વીકાર કર્યો.

ફેબ્રુઆરી 1949માં ઉત્તરપ્રદેશનાં ગવર્નર સરોજિની નાયડુનું અવસાન થયું. સરદારે ત્યારે ફરી મોદીનું નામ ગવર્નર પદ માટે સૂચવ્યું, ત્યારે પણ મોદીએ ના પાડી. પરંતુ જવાહરલાલ અને રાજાજીનો આગ્રહ મોદી ટાળી શકયા નહિ. ગવર્નર તરીકેની ત્રણ વર્ષની મુદત દરમિયાન તેઓ ઘણા લોકપ્રિય બન્યા હતા. 1964 માં 'સ્વતંત્ર' પક્ષના મોદી ખજાનચી હતા. 96 વર્ષની વયે, 1969 માં એમનું અવસાન થયું.

1930 ના દસકામાં બે ઉદારવાદી પારસીઓમાં, સર રૂસ્તમ મસાણીના પુત્ર મિનુ મસાણી અને સોરાબ બાટલીવાલા (1904-) નો નિર્દેશ કરી શકાય. બન્ને 1934 માં 'અખિલ હિંદ કોંગ્રેસ સમાજવાદી પક્ષ' ના સંસ્થાપકો હતા. બાટલીવાલા થોડા જ સમયમાં પક્ષ છોડી જયપ્રકાશ નારાયણ, અશોક મહેતા, ઈ.એમ.એસ. નમ્બુદરિપાદ, રામમનોહર લોહીયા, અને એસ. એમ. જોષી. સાથે સામ્યવાદી પક્ષમાં જોડાયા. અને 1945 લગી, 'સેન્ટ્રલ કમિટિ' માં કામ કર્યું.

મિનુમસાણી (1905), કોંગ્રેસ સમાજવાદી પક્ષના 1936માં મંત્રી નિમાયા. અને અનેક આંતરરાષ્ટ્રીય પરિષદોમાં ક્રિષ્ન મેનન સાથે ભાગ લીધો. 1959 માં રાજાજી સાથે મિનુએ 'સ્વતંત્ર' પક્ષની સ્થાપના કરી. અને ઘણાં વર્ષ પાર્ટીના મંત્રી તરીકે રહ્યા.

મિનુએ ઘણાં પુસ્તકો લખ્યાં છે. એમની 'આત્મકથા' થોડાક સમય પહેલાં બહાર પડી છે. ડબલ્યુ. એચ. મોરિસે, ગવર્મેન્ટ એન્ડ પોલિટિકસ ઇન ઈન્ડિયા', માં મિનુનું 'હિંદના અત્યંત આધુનિક રાજનીતિજ્ઞ' તરીકે વર્ણન કર્યું છે. એપ્રિલ 1978 માં કેટલીક શરતો સાથે મીનુ એ લઘુમતી પંચના ચેરમેન તરીકેની જગા સ્વીકારી, તેઓ માનતા હતા કે તેમને સ્વવિવેકથી કામ કરવાન સ્વતંત્રતા મળે. અને પંચની ભલામણ કેન્દ્રીય

અને રાજ્ય સરકારો માને પણ કમભાગ્યે તેમની શરતોને સરકારે માન્ય ન રાખતાં મિનુએ ત્રણ માસ પછી રાજીનામું આપ્યું.

આઝાદીની ચળવળમાં ભાગ લેનાર સ્ત્રીઓ વિષે ઘણી ઓછી માહિતી મળે છે. છતાં, એમાં કેટલીક પારસી સ્ત્રીઓ પણ હતી. જેમણે પોતાનું સર્વસ્વ એમાં હોમી દીધું હતું. સેંકડો પારસી સ્ત્રીઓએ, 1930માં મીઠાના સત્યાગ્રહ વખતે મુંબઈની શેરીઓમાં સરકારની નીતિનો વિરોધ કર્યો હતો. એવી જ રીતે ગાંધીજીનો બ્રિટીશ માલના બહિષ્કારનો કાર્યક્રમ પણ એમણે સ્વીકાર્યો હતો.

આમાં દાદાભાઈ નવરોજીની પૌત્રી પેરિન ડી. એમ. કેપ્ટન મોખરે હતી. પેરિનના પિતા ડો. અર્દશીર દાદાભાઈ નવરોજી, કચ્છ-માંડવીમાં 'સિવિલ હોસ્પિટલ' ના મુખ્ય અધિકારી હતા. પેરિનનું શિક્ષણ મુંબઈમાં અને 1905 માં પેરિસની 'સોરબોન'માં ફ્રેંચ ભાષા અને સાહિત્યનો અભ્યાસ કર્યો. હિંદ સિવાય, બીજા દેશોની આઝાદી માં પણ પેરિનને રસ હતો. 1910 માં, બ્રસેલ્સમાં 'ઇજિપ્શિયન નેશનલ કૉંગ્રેસ' ભરાઇ ત્યારે ઇજિપ્ત વતી, ભિખઈજી કામા, પેરિન અને એની બહેનને કૉંગ્રેસમાં હાજરી આપવા માટે ખાસ આમંત્રણ મળ્યું હતું. હિંદ આવ્યા પછી કેથે ડ્રેલ ગર્લ્સ સ્કૂલમાં ફ્રેન્ચ શીખવવા રહી.

1919 માં પેરિન ગાંધીજીને મળી. ત્યારથી એના મૃત્યુ સુધી 1958-કૉંગ્રેસની સેવિકા રહી.

એપ્રિલ 1991માં 'રાષ્ટ્રીય સ્ત્રી સભા' ની પેરિને રચના કરી, દરેક વર્ગની સ્ત્રીઓને એકત્ર કરવાનો આ સંસ્થાનો હેતુ હતો. એ જ હેતુથી, 'વિમેન્સ યુનિટિ કમિટી પણ અસ્તિત્વમાં આવી. 'સ્ત્રી સભા' રાજકારણના પ્રશ્નો ઉપર વિચાર, ચર્ચા કરવા સભાઓ ગોઠવતી, ખાદી અને એમાંથી બનતી ઘરવપરાશની વસ્તુઓનું પ્રદર્શન ભરતી અને વિદેશી કાપડની તથા દારૂની દુકાનો આગળ સત્યાગ્રહ કરતી 'સભા'નો એક બીજો કાર્યક્રમ ઘરે સૂતર કાંતી, ખાદીનાં વસ્ત્રો પહેરવાનો હતો.આમાંનું એક જૂથ 'કેસરી મહિલાઓ' તરીકે ઓળખાતું. આ જૂથની સ્ત્રીઓ કેસરી રંગની સાડીઓ પહેરતી દેશભક્તિનું આ એક પ્રતીક હતું. પોતાનું જીવન સંન્યાસિનીઓની જેમ, એમણે દેશને અર્પણ કર્યું હતું.

1930 માં મીઠાના સત્યાગ્રહમાં પેરિનની વરણી મુંબઇ પ્રાંતિક કોંગ્રેસ કમિટિની વોર કાઉન્સિલ' ના પ્રમુખ તરીકે થઇ. લીલાવતી મુનશી ઉપપ્રમુખ હતાં. બન્ને સ્ત્રીઓને 2 જુલાઈ 1930 ના દિવસે ગિરફતાર કરવામાં આવી હતી.

1932ની બીજી સત્યાગ્રહ ચળવળમાં પેરિને ફરી આગળ પડતો ભાગ ભજવ્યો. આ વખતે એક વર્ષની સાદી કેદ એણે ભોગવી.

'રાષ્ટ્રીય સ્ત્રી સભા' અને 'દેશ સેવિકા સંઘ' બન્ને સંસ્થાઓને 1930 અને

1932માં સરકારે ગેરકાયદેસર ઠરાવી. સ્ત્રીઓ આથી નિરાશ થઈ. એટલે, પેરિનની સરદારી નીચે એમણે એક બીજી સંસ્થા 'ગાંધી સેવા સેના' ની 1933માં રચના કરી. આ સંસ્થાએ, પોતાનું કાર્યક્ષેત્ર પણ, ફકત ખાદી અને ગૃહઉદ્યોગની વસ્તુઓ વેચવા પૂરતું મર્યાદિત રાખ્યું. ઘણાં વર્ષ સુધી, પેરિન 'ગાંધી સેવા સેના'ના મંત્રી તરીકે રહી.

પુરસોત્તમદાસ ટંડને, 1935 માં 'હિંદ પ્રચાર સભા' ની મુંબઈમાં શરૂઆત કરી. દસ વર્ષ પછી, 1945માં ગાંધીજીએ, હિંદુસ્તાની પ્રચાર સભા' ની સ્થાપના વર્ધામાં કરી. ઉર્દૂ અને દેવનાગરી બન્ને લિપિનો ઉપયોગ કરવાનું 'પ્રચાર સભા'એ નક્કી કર્યું. પેરિને 'હિંદુસ્તાની પ્રચાર સભાનું કાર્ય ઉપાડી લીધું. આઝાદી પછી સરકાર પાસે આર્થિક સહાય માગી. પણ એ મળી નહિ. 17 ફેબ્રુઆરી 1958 ના દિવસે પેરિનનું અવસાન થયું. તે દિવસે મુંબઈમાં કોંગ્રેસની બેઠક મળી હતી. જવાહરલાલ નહેરુએ ત્યારે કોંગ્રેસ પાસે 'હિંદુસ્તાની પ્રચાર સભા' ને પાંચ લાખ રૂપિયાની મદદ અપાવી. 1976 માં 'સભા' ના તંત્રમાં થોડાક ફેરફાર થયા પછી, ડો. પી. એમ. જોષીની મંત્રી તરીકે નિમણૂંક થઈ.

દાદાભાઈ નવરોજીની બીજી પૌત્રી ખુરશેદ કેપ્ટનને ગાંધીજીએ ખાન અબ્દુલ ગફારખાન સાથે મુસ્લિમ સ્ત્રીઓનું સંગઠન કરવાનું કાર્ય સોપ્યું હતું. ખુરશીદ ઘણાં મુશ્કેલ કાર્યો ઉપાડી લેતી. આખરે એને ગિરફતાર કરવામાં આવી. બન્નુ જેલમાં એક વર્ષની સખત કેદની સજા ભોગવી.

મીઠુ પીટીટ પણ કૉંગ્રેસ કાર્યકર તરીકે જાણીતી હતી. સુરત અને ગુજરાતના ગામડાંઓમાં ઘણાં વર્ષ મીઠુએ 'સ્વદેશી' નું પ્રચાર કાર્ય કર્યું. હિંદ આઝાદ થયા પછી, મીઠુને ગાંધીજીએ લાંબા કાળના કારાવાસથી માનસિક રીતે નબળી પડેલી સ્ત્રીઓ માટે 'ગૃહ' શરૂ કરવા કહ્યું પૈસા ભેગા કરી, મીઠુએ કાર્ય ઉપાડ્યું અને સુરત પાસે, મરોલીમાં 'કસ્તુરબા આશ્રમ'-માનસિક હોસ્પિટલ-સ્થાપી. મરણ પર્યંત 1972- મીઠુ આશ્રમ સાથે સંકળાયેલી રહી. આજે પણ આશ્રમ એનું કાર્ય કરે છે.

બીજી પણ કેટલીક પારસી સ્ત્રીઓએ કોંગ્રેસને સેવા આપી. દાદાભાઈ નવરોજીની બીજી બે પૌત્રીઓ ગોશી અને નરગેસ કેપ્ટન. તહેમીના જોષી, ઉગ્ર ભાષણો કરી પ્રજાને 'સ્વદેશી' ચળવળમાં ભાગ લેવા અને આઝાદી માટે કામ કરવા ઉશ્કેરતી. શિરીન હોરમસજી દસ્તુર 'દેશ સેવિકા' સંઘની સભ્ય હતી. દેશભક્તિના કાવ્યો પણ એણે લખ્યાં છે. નાજુ દસ્તુર, 'ગાંધીસેવા સેના 'ની સભ્ય હતી. નાનાં ગામડાંઓમાં 'ગ્રામઉદ્યોગ' નું પ્રચાર કાર્ય કરતી. શિરીન પી. જીજીભાઈ 'દેશ સેવિકા' હતી. અને પેરિન કેપ્ટને સ્થાપેલી, 'રાષ્ટ્રીય સ્ત્રી સભા'ની માનદ ખજાનચી.

દીનબાઈ એફ. એસ. પાટક (1874-1963) અને મેરી કલ્બવાલા જાધવનાં નામો સામાજિક કાર્યો માટે જાણીતાં છે. દીનબાઈ પાટકે, પારસી સ્ત્રીઓ માટે, 'ઈન્ડસ્ટ્રિયલ હોમ'ની સ્થાપના કરી. આજે આ સંસ્થા 'સર રતન તાતા ઈન્ડસ્ટ્રિયલ ઈન્સ્ટિટ્યૂટ' તરીકે પ્રખ્યાત છે.

મેરી કલ્બવાલા જાધવ (મૃત્યુ. 1975), પણ ઉગ્ર રાષ્ટ્રભિમાની હતાં. એમની સાથે હિલ્લા રૂસ્તમજી ફરદુનજી (મૃત્યુ 1956) અને મહેરબાઈ એસ. એચ.ઝાબવાલાનો પણ ઉલ્લેખ થઈ શકે. મહેરબાઈનું મૃત્યુ1970 માં થયું. હિલ્લા ફરદુનજી એ દેશની મોટામાં મોટી મહિલા સંસ્થા, 'અખિલ હિંદ સ્ત્રી સભા'-ઓલ ઈન્ડિયા વિમેન્સ કોન્ફરન્સ-નાં સ્થાપક મંત્રી મારગ્રેટ કઝિન્સ સાથે કામ કર્યું હતું. સ્ત્રીઓના શહેરી અને રાજકીય હકો માટે ફરદુનજી અને કઝિન્સે સતત લડત ચલાવી હતી.

મહેરબાઈ ઝાબવાલા, ફિરોઝશાહ મહેતાનાં મંત્રીજી, ફિરોઝશાહનો ચીવટતાનો ગુણ એમનામાં પણ હતો. કામગાર નેતા એસ.એચ.ઝાબવાલા સાથે એમનું લગ્ન થયું હતું. 'ઓલ ઈન્ડિયા વિમેન્સ કોન્ફરન્સ'માં ત્રીસ વર્ષ સતત એમણે ફાળો આપ્યો. બે વાર પ્રમુખ તરીકે એઓ ચૂંટાઈ આવ્યાં હતાં. (1964અને1966) ત્યજાયેલી પરણેલી સ્ત્રીઓને સહાય કરવા મહેરબાઈએ 'બાપનું ઘર' નામની સંસ્થા સ્થાપી. ચાર વર્ષ 'મ્યુનિસિપલ કોર્પોરેશન' નાં અને બાર વર્ષ 'વાંદ્રા મ્યુનિસિપાલિટી'ના સભ્ય રહ્યા. એ જ પ્રમાણે બાર વર્ષ 'જસ્ટિસ ઓફ પીસ' તરીકે પણ સેવા આપી.

દેશની સ્ત્રીઓ માટે મતાધિકાર મેળવવા હીરાબાઈ તાતાએ (1889-1941) અગ્રગણ્ય ભાગ ભજવ્યો. એની બેસંટ અને માર ગ્રેટ કઝિન્સે, 1917માં સ્થાપેલી 'ઈન્ડિયન વિમેન્સ એસોસિએશન'નાં હીરાબાઈ માનદ મંત્રી હતાં. સ્ત્રીઓમાં રાષ્ટ્રીય જુવાળ લાવવા આ સંસ્થા સ્થપાઈ હતી. 'ઓલ ઈન્ડિયા વિમેન્સ કોન્ફરન્સ' આમાંથી જ ઉપસ્થિત થઈ હતી. સ્ત્રીઓની મતાધિકારની સીમા વધ્યા પછી, નાગરિક તરીકેના એમના હકો માટે સરોજિની નાયડુ હંમેશ લડતાં આવ્યાં હતાં. અને એને માટે, હિંદના વાઈસરોય, લોર્ડ ચેમ્સફર્ડ અને 'સેક્રેટરી ઓફ સ્ટેટ' ઈ.એસ.મોન્ટેગ્યુ સાથે એમની ચર્ચા થતી. સ્ત્રીઓનો પ્રતિનિધિ મંડળમાં હીરાબાઈ પણ ત્યારે સભ્ય હતાં.

હીરાબાઈ તાતાનાં પુત્રી મીઠાં જમશેદલામ (1898) પણ બાળપણથી રાષ્ટ્રવાદી હતાં. 'ઈમ્સ ઓફ કોર્ટ' લંડનમાંથી 'બેરિસ્ટર ઓફ લો' તરીકે બહાર પડનાર મીઠાંલામ સૌથી પહેલાં હિંદી સ્ત્રી હતાં. 1924માં સ્વદેશ આવ્યા પછી, ભુલાભાઈ દેસાઈ સાથે, મુંબઈ હાઈકોર્ટમાં વકીલ તરીકે એમણે કામ શરૂ કર્યું.

'ઓલ ઈન્ડિયા વિમેન્સ કોન્ફરન્સ' સાથે 40 વર્ષથી તેઓ સંકળાયેલાં છે. 'કોન્ફરન્સ'નાં પ્રમુખ તરીકે, 1960માં ચૂંટાયાં. 1950ના દસકામાં 'હિંદુ કોડબિલ' અને બીજા કાનૂનો ઘડવામાં એમની મદદ હતી. આજે પણ, મહારાષ્ટ્ર સ્ટેટ કાઉન્સિલ' નાં સભ્ય તરીકે ફાળો આપે છે. 1962માં એમને પદ્મભૂષણ મળ્યું.

સર હોમી મોદીના પુત્ર, પિલુ મોદી સિવાય, બીજા કોઈ પારસીનું નામ 1970ના દશકામાં રાજકારણમાં સંભળાતું નથી. પિલુ' 'સ્વતંત્ર' પક્ષના સક્રિય સભ્ય હતા. અને પછી, 'ભારતીય લોકદળ'ની સ્થાપના કરી. આ પક્ષો લોકપક્ષ, સંસ્થાકીય કૉંગ્રેસ, જનસંઘ અને સંયુક્ત સમાજવાદી પક્ષ સાથે ભળી જનતા પક્ષ બન્યા. માર્ચ 1977માં જનતાપક્ષ સત્તા પર આવ્યો અને 1978માં પિલુ મોદી રાજ્યસભાના સભ્ય બન્યા.[9]

દેશની આઝાદી માટે, સ્વતંત્રતા મળ્યા પહેલાં, પારસીઓએ, એમની નાની વસ્તીના પ્રમાણમાં સુંદર ફાળો આપ્યો, એ હકીકત છે.

1 ઈ. કુલ્કે, 'ધ પારસીઝ ઈન ઈન્ડિયા', દિલ્હી, 1974, પૃ 160

2 આર.પી મસાની.'દાદાભાઈ નવરોજી : ધ ગ્રાન્ડ ઓલ્ડ મેન ઓફ ઈન્ડિયા' લંડન, 1938, પૃ 25

3 કુલ્કે દ્વારા ઉધ્ધૃત, (ઉપરોક્ત) પૃ 92

4 મસાની, (ઉપરોક્ત) પૃ 278-279

5 કુલ્કે દ્વારા ઉધ્ધૃત, (ઉપરોક્ત) પૃ 180

6 જે.એન.સાહની, 'ધ લિડ ઓફ : ફિફ્ટી યર્સ ઓફ ઈન્ડિયન પોલિટિક્સ', 1921-1971, દિલ્હી, 1971,પૃ 121-122

7 'જમશેદ નસરવાનજીઃ અ મેમોરિયમ' કરાંચી, 1954,પૃ 115

8 'ઉપરોક્ત' પૃ 19

9 માર્ચ 1977ની સામાન્ય ચૂંટણીએ આ કથન નકાર્યું છે.

# 7. વેપાર ઉદ્યોગ

1661 બ્રેગાન્ઝાની ઈનફન્ટા કેથરિનાનાં લગ્ન ઈંગ્લેન્ડના રાજા ચાર્લ્સ બીજા સાથે થયાં ત્યારે પોર્ટુગીઝોએ મુંબઈ અંગ્રેજોને આણામાં આપ્યું. એ વખત, વણકર, મુકાદમ અને સુથારોની મુંબઈમાં ખાસ જરૂર હતી. મુંબઈના પહેલા અંગ્રેજ ગવર્નર જેરલ્ડ ઓંઝિએરેની સુરતથી કારીગરો બોલાવ્યા.

ગોદીઓ અને વહાણો બાંધવાની પારસીઓએ સૌ પ્રથમ શરૂઆત કરી અને ખ્યાતિ પણ મેળવી. 1700માં ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ તાપી નદી ઉપર ગોદી બાંધી. એની સંભાળ લવજી નસરવાનજી વાડિયા (1702-1704) જેવા પારસીઓને હાથ હતી. વાડિયાનો મુખ્ય વ્યવસાય મુકાદમીનો અને વહાણો બાંધવાનો હતો.

લવજીએ કંપનીની પાંત્રીસ વર્ષ નોકરી કરી હતી. એટલે કંપનીએ એમને સુરતથી ત્રણ ગોદીઓ બાંધવા -1754, 1762 અને 1765-મુંબઈ બોલાવ્યા. ચાલીસ વર્ષ આ વ્યવસાય વાડિયા કુટુંબમાં રહ્યો. લવજીના પુત્રો અને પૌત્રો પણ પ્રસંગોપાત અંગ્રેજો માટે વહાણ અને ગોદી બાંધકામનું કામ કરતા હતા.

જમશેદજી બમનજી વાડિયાએ (1756-1821) 'બ્રિટિશ રોયલ નેવી' માટે નાની મોટી મનવારો બાંધી હતી. ઈસ્ટ ઈન્ડિયા કંપની માટે પણ એમણે વેપારી જહાજો બાંધ્યાં. એમના પુત્ર નવરોજી જમશેદજી વાડિયાએ (1774-1860) 'નવરિનો'ના યુદ્ધમાં ઊતરેલું 'ફ્લેગશિપ'(ગ્રીસ 1827) અને ચાર્યાસી તોપો ગોઠવાય એવું 2,239 ટનનું 'એશિયા' જહાજ બાંધ્યું હતું. કુલ્લે દોઢસો વર્ષ -1885 લગી વહાણ ઉદ્યોગ વાડિયા કુટુંબના હાથમાં રહ્યો.

અર્દશિર ખરશેતજી વાડિયાએ (1888-1877) એન્જિનિયર તરીકે તાલીમ લીધી હતી. 'સ્ટીમ એન્જિન' બાંધવાની પહેલ એમણે કરી. મુંબઈ શહેરને 'ગેસની બત્તીઓ પણ એમણે જ આપી. 1841માં રોયલ સોસાયટીના 'ફેલો' તરીકે એમની પસંદગી કરવામાં આવી હતી. આવું માન મેળવનાર અર્દશિર પહેલા હિંદી હતા.

મુંબઈમાં સફળતા મળ્યા પછી હિંદના બીજા ભાગોમાં પણ, પારસીઓ ઉદ્યોગ અર્થે ગયા. માણેકજી નવરોજી શેઠે માઈસોરમાં પેઢી ખોલી માણેકજી 1730માં સુરતથી મુંબઈ આવી વસ્યા હતા. ત્યાર પછી કાલિકટ, મેંગ્લોર, કેનેનોર, સેરીગપટ્ટમ, કૂર્ગ, કોચિન, અલ્લેપી અને તેલિચેરી જેવાં સ્થળોએ પારસી વેપારીઓ પહોંચી ગયા.

પ્રતિષ્ઠિત પારસી વેપારીઓએ મદ્રાસમાં 1780 થી વસવાટ કર્યો હતો. ત્યાં 1790માં એમણે દખ્ખ પણ બંધાવ્યું હતું. ઊટાકામંડને હવાખાવાના સ્થળ તરીકે અંગ્રેજોએ વિકસાવ્યું ત્યારે પારસી વેપારીઓએ ત્યાં દુકાનો ખોલી અને હોટેલ ઉદ્યોગ શરૂ કર્યો.

હિંદમાં વેપારમાં યશ મળતાં એમણે ચીન અને બર્મા સાથે વેપાર શરૂ કર્યો. બનાજી લીમજી (1654-1734) સુરતથી 1690માં મુંબઇ આવ્યા. અને કમાયા પણ સારું. એમના વશંજ ફરામજી કાવસજી બનાજીએ (1767-1852) બર્મા અને ચીન સાથે વેપાર કર્યો. અઢળક ધન કમાયા અને ચાલીસ વહાણોના માલિક પણ બન્યા. ફરામજી ખેતીના પણ શોખીન હતા. મુંબઇ પાસે પવાઇમાં એમની ફળોની મોટી વાડી હતી. 1838માં એમણે રાણી વિક્ટોરિયાને કેરી ભેટ મોકલી હતી. મોઝેમ્બિકથી, રેશમના કીડા મંગાવી અને કેળવવાનો ઉદ્યોગ પણ ફરામજીએ કર્યો હતો. ગરીબો પ્રત્યે તેઓ દયાળુ હતા. અને અનાવૃષ્ટિ વખતે પાક કેવી રીતે લેવો એ વિષે દખ્ખણના ખેડૂતોને યોગ્ય સલાહ આપતા.

ફરામજીના નાનાભાઇ રૂસ્તમજી કાવસજી બનાજીએ (1792-1952) કલકત્તામાં વેપાર ખેડ્યો. અને 1838માં કાયમ માટે ત્યાં રહ્યા. બહુ મોટા વેપારી તરીકે એમણે ત્યાં નામના મેળવી હતી. અને, 'બાબુ રૂસ્તમજી' તરીકે ઓળખાતા.

1837માં 'કલકત્તા ડોકિંગ કંપની' ફરામજીએ ભાગીદારીમાં ખરીદી અને બીજી ત્રણ કંપનીઓ સ્થાપી 'સન ઇન્સ્યુરન્સ કંપની','પેપર મેન્યુફેકચરિંગ કંપની' અને'કોટન સ્ક્રૂ મેન્યુફેક્ચરિંગ કંપની' પોતાના પુત્રને એમણે વહાણ ઉદ્યોગમાં સ્થાયી કર્યો. તેઓ પણ સારું કમાયા. રૂસ્મતજી આધુનિક વિચારના હતા. સમાજમાં સ્ત્રીઓનું સ્થાન અને શિક્ષણ જેવા પ્રશ્નોમાં ફરામજીને સારો રસ હતો. રવીન્દ્રનાથ ટાગોરના પિતામહ દ્વારકાનાથ ટાગોર સાથે એમને ગાઢ મૈત્રી હતી.

હિરજી જીવનજીએ સૌથી પહેલા ચીનની મુસાફરી કરી, 1756. બીજા ઘણાં પારસીઓ ત્યાર પછી, વેપાર અર્થે ચીન ગયા. લગભગ સો વર્ષ -1756 થી 1856 -કેન્ટોન, મુદ્રાઓ હોંગકોંગ અને શાંઘાહાઇ સાથે એમનો સમૃદ્ધ વેપાર રહ્યો. પરંતુ 'નેનકિંગ'ના કરાર પછી (1842) પારસીઓ ચીન સાથેના વેપારમાં પાછળ પડવા લાગ્યા. આધુનિક વહાણો સાથે એમના જૂના વહાણો સ્પર્ધા કરી શક્યા નહિ.

એટલે રૂનો ધંધો વિકસાવવા તરફ પારસીઓએ લક્ષ આપ્યું. મોટા જથ્થામાં રૂ. લેંકેશાયર મોકલવું શરૂ કર્યું અને ત્યાંની મિલોમાં તૈયાર થતું કાપડ હિંદ લાવી વેપાર કરવો શરૂ કર્યો. સમય જતાં દેશમાં જ મિલો નાંખવાનું વિચાર્યું. આયાત નિકાસનું ખર્ચ પણ વધુ હતું. અને હિંદમાં મજૂરી ઓછી હતી. રૂનો પાક પુષ્કળ અને મુંબઇ જેવું બજાર પણ મળી રહે એમ હતું.

1851માં કાવસજી નાનાભાઇ દાવરે સૂતર કાંતવાનું કારખાનું નાંખ્યું અને ત્રણ

વર્ષ પછી મુંબઈમાં સ્ટીમથી ચાલતી સુતરાઉ કાપડની મિલ શરૂ કરી, 'બોમ્બે સ્પિનિંગ એન્ડ વીવિંગ કંપની'. 1857માં એક બીજી મિલ પણ દાવરે ઊભી કરી. અને પિટિટ કુટુંબે, 1858, 1860 અને 1861માં ત્રણ મિલો શરૂ કરી - 'ઓરિએન્ટલ મિલ્સ', માણેકજી પિટિટ મેન્યુફેક્ચરીંગ કંપની' અને 'રોયલ મિલ્સ' 1878 સુધીમાં પંદર સુતરાઉ કાપડની મિલો ઉત્પાદન કરતી હતી. એમાંની નવ મિલો પારસીઓના હાથમાં હતી. કુલ્કેના શબ્દોમાં વિજ્ઞાન અને અર્થશાસ્ત્રના અભ્યાસને લઈને અને વેપારમાં ખૂંપેલી એમની દૃષ્ટિને કારણે આવા આધુનિક ઉદ્યોગની શરૂઆત પારસીઓએ હિંદમાં કરી. ઉદ્યોગ વિકસાવવા એમની પાસે પૂરતું ધન પણ હતું. એટલા માટે એમને કાપડ ઉદ્યોગના પ્રણેતા કહેવામાં અતિશયોક્તિ નથી.

સર જમશેદજી જીજીભાઈ (1785-1859) સર દીનશા માણેકજી પિટિટ (1823-1901) અને સર કાવસજી જહાંગીર (1853-1934) જેવી સાહસિક વ્યક્તિઓને લઈને દેશમાં મિલ ઉદ્યોગનો વિકાસ થયો.

પાંચ સંતાનોમાં જમશેદજી સૌથી નાના. એમના પિતા જીજીભાઈ ચાનજીભાઈ, નવસારીના ગરીબ વણકર હતા. 1783માં જમશેદજીનું કુટુંબ મુંબઈ આવી ક્રોફર્ડ માર્કેટ પાછળ, યથા અહુ વરયો ગલીમાં એક પુરાણા મકાનમાં રહ્યું. આ ઘરમાં જમશેદજીનો જન્મ થયો. એમની વય સાત વર્ષની હતી. ત્યારે કુટુંબ પાછું નવસારી ગયું સોળ વર્ષના હતા ત્યારે, એમના પિતા ગુજરી ગયા. એટલે પગપાળા અને ગાડા વાટે 330 કિલોમીટરનું અંતર કાપી જમશેદજી મુંબઈ આવ્યા. એમના મામા, ફરામજી નસરવાનજી બાટલીવાલાએ એમને અહીં મદદ કરી . જીવનની શરૂઆત, જમશેદજીએ, બાટલીઓ ધોવાના કામથી કરી. પરંતુ થોડા જ સમયમાં ઉદ્યમી હોવાથી એમનાં એક સ્નેહી તબકને ત્યાં નામું લખવા રહ્યા અને પેઢી વતી ચીનની અનેક વાર મુસાફરી કરી. 1803 માં મામાની દીકરી સાથે લગ્ન કર્યું. જમશેદજીની વય ત્યારે વીસ વર્ષની અને એમના પત્ની આવાંબાઈની દસ વર્ષની હતી.

જમશેદજીની સમૃદ્ધિ વધવા માંડી. મદ્રાસ, બંગાળ, સિંગાપોર, થાઈલેન્ડ, ફિલીપાઈન્સ, ઈજિપ્ત અને ઈંગ્લેન્ડમાં શાખાઓ ખોલી. દરિયાકાંઠાના વેપાર માટે છ નાનાં વહાણો અને માલ હેરફેર માટે બીજાં સાત વહાણો એમણે ખરીદ્યાં હતાં.

જમશેદજી મુંબઈના પ્રતિષ્ઠિત શહેરી ગણાવા લાગ્યા. મુંબઈ પારસી પંચાયતના પહેલા ચાર ટ્રસ્ટીઓમાંના તેઓ એક હતા. પંચાયતનો વહીવટ કેવી રીતે કરવો એ વિષય ઉપર એમણે ગુજરાતીમાં એક પુસ્તક 'ખોલાસા-ઈ- પંચાયત' લખ્યું છે. 1849માં ત્રણ લાખ રૂપિયાનું દાન કરી જમશેદજી જીજીભાઈએ 'બેનવેલન્ટ ઈન્સ્ટિટ્યૂશન' સ્થાપ્યું. હાલ પણ આ સંસ્થા મુંબઈ, સુરત, નવસારી, ભરૂચ, વલસાડ, ઉદવાડા, અને બિલીમોરામાં સાર્વજનિક શાળાઓ ચલાવે છે. 'જમશેદજી જીજીભાઈ

ટ્રાન્સલેશન ફંડ' ની યોજના કરી. એશિયા અને યુરોપના પુરાણા ગ્રંથોનો ગુજરાતીમાં અનુવાદ વાચક વર્ગ સમક્ષ મૂકવાનો. આ સંસ્થાનો મૂળ હેતુ હતો. 'આતશઘરો' અને દખ્મા પણ એમણે બંધાવ્યાં અને પારસીઓ માટે ધાર્મિક ઉત્સવો ઊજવવા બંગલાઓ બાંધ્યા.

ગુજરાતની ગરીબ પ્રજા માટે જમશેદજીએ કૂવાઓ ખોદાવ્યા અને પુલો, ટાંકીઓ તથા ધર્મશાળાઓ બંધાવી આવાં સાર્વજનિક કાર્યો માટે દાન પણ એમણે ઘણું કર્યું. માંદાં-દૂબળાં ઢોરો માટે પાંજરાપોળો બંધાવી અને ધનિક વેપારીઓને સમજાવી, પાંજરાપોળોને આર્થિક સહાય મળે એવી વ્યવસ્થા કરી. આવા 'લાગા'ની રકમમાંથી અશક્ત ઢોરો માટે ચારો અને એમની માવજત કરવાનો આશય હતો. સુરતની મોટી આગમાં (1837) વીસ હજાર ઘરો, સેંકડો દુકાનો , મંદિરો અને બજારો નાશ પામ્યાં. જમશેદજીએ ત્યારે એક વહાણમાં જથ્થાબંધ ચોખા, દાળ, કાપડ અને અકેક રૂપિયાની નોટનાં ખોખાં ઉપરાંત બીજી કોમને પણ આ સહાય પૂરતી મળે એવી વ્યવસ્થા કરી. આયરલેન્ડમાં બટેટાનો દુકાળ પડ્યો-1846,ત્યારે પણ ભૂખે મરતી આયરિશ પ્રજાને આર્થિક સહાય આપી. એવી જ રીતે ભારે પૂરમાં સપડાયેલી ફ્રેંચ પ્રજાને નાણાની મદદ કરી. 1941માં જમશેદજીને 'સર' નો ખિતાબ આપવામાં આવ્યો.

પૂનામાં 'બંધ' તથા 'વોટર વર્કસ' બંધાવવા જમશેદજીએ નાણાં આપ્યાં. આ પહેલાં પૂનામાં આવી સગવડ નહોતી. 1845 માં બાંધકામ પૂરું થયું. અને ઓકટોબર 1850 થી પૂનાને પૂરતું પાણી મળવા લાગ્યું. આ વોટરવકર્સ ભારતનું પ્રથમ વોટર વકર્સ હતું.

જમશેદજીને, 1855 માં'ફ્રિડમ ઓફ ધ સીટી ઓફ લંડન'અને બે વર્ષ પછી 'બેરોનેટ'નો વંશ પરંપરા ગત ઇલકાબ મેળવ્યો.

15, એપ્રિલ 1859 ના દિવસે સર જમશેદજી જીજીભાઈનું અવસાન થયું ત્યારે માહિમ અને કુરલાના માછીમારોએ એમને ભાવભીની અંજલિ આપી હતી. હાથમાં ગલગોટાનાં ફૂલો સાથે પગપાળા માઇલોનું અંતર કાપી આ ગરીબ જનતા જમશેદજીની સ્મશાન યાત્રામાં હાજર રહી હતી. હ્દયસ્પર્શી આ ઘટના હતી. લેડી આવાંબાઈનું હૈયું ભરાઈ આવ્યું. પાયદસ્ત પછી માછીમારોને પોતાને ઘેર બોલાવી દરેક માછી સ્રીને એઓ ભેટ્યાં. થોડી જ વારમાં એમના ખોળામાં ઢગલો થઈ પડેલા ગલગોટા ઉપર એમના આંસુ નિસંકોચ વહેવા લાગ્યાં.

સર દિનશા પિટિટ પણ સાહસિક ઉદ્યોગપતિ હતા. એમના દાદા નસરવાનજી 1875 માં 'ડુબાસ' તરીકે 'ઇસ્ટ ઇન્ડિયા કંપની'ની નોકરીમાં મુંબઈ આવ્યા હતા. ફ્રેંચ ઇસ્ટ ઇન્ડિયા કંપનીને પણ એમની સેવાઓ નો લાભ મળતો હતો. નસરવાનજીનો બાંધો નાજુક હોવાથી ફ્રેંચો એમને 'લે પેટીટ પારસી'ના નામે બોલાવતા હતા. આની નોંધ પિટિટ કુટુંબના આલ્બમમાં છે. સમય જતાં કુળની અટક 'પિટિટ' પડી.

1819 માં નસરવાનજી એક પુત્ર માણેકજીને મૂકી ગુજરી ગયા. માણેકજીના મોટા પુત્ર દીનશાનો જન્મ 1823 માં થયો. પિતાએ શરૂઆતથી જ દીનશાને વેપારી નીતિ રીતિમાં પલોટિયા. દરિયો પૂરવા માટે સ્થપાયેલી 'કોલાબા લેન્ડ કંપની', 'ફાયર ઈન્સ્યુરન્સ કંપની' અને 'કોબાબા પ્રેસ' માં અનુભવ મેળવ્યો. 1848 માં ચીન સાથે વેપાર ખેડવા 2000 ટનનું 'ચાર્લ્સ ગ્રાંટ' નામનું વહાણ ખરીદ્યું. 1850 પછી પિટિટ કુટુંબે રૂના વેપારમાં ઝંપલાવ્યું.

1865 માં 'અમેરિકન સિવિલ વૉર ' ને અંતે મુંબઈના ઘણા વેપારીઓ અમેરિકા સાથેનાં રૂના વેપારમાં ખૂબ પૈસાદાર બનયાં પરિણામે, 'શૅર'નો ધંધો પણ મોટા પાયા ઉપર થવા માંડયો. શેર બજાર ભાંગી પડવાથી, અંતે ભયંકર પરિણામો પણ આવ્યાં. પિટિટ કુટુંબને ત્રીસ લાખ રૂપિયાની ખોટ ગઈ. એ જ પ્રમાણે કામા ભાઈઓ દાદાભાઈ નવરોજી અને બીજા ઘણાં પારસીઓએ ધન ગુમાવ્યું. છતાં કેટલાક સારી સ્થિતિનાં પારસીઓએ ભેગા મળી ભાંગી પડેલા ગરીબોને સહાય કરવામાં પાછી પાની ન કરી. થોડાં જ વર્ષોમાં મુંબઈ આઘાતમાંથી ફરી ઊભું થયું. 1870 અને 1875 વચ્ચે દીનશા અને એમના ભાઈ નસરવાનજી સત્તર મિલોના માલિક હતાં. બધી મિલો ધીકતો વેપાર કરતી હતી.

1875માં, મુંબઈ 'મિલ ઓનર્સ એસોસિએશન'ની સ્થાપના થઈ. દીનશા 'મેનેજિંગ કમિટી' ના સભ્ય તરીકે ચૂંટાયા. એ જ વર્ષમાં દીનશાની સહાયથી 'બોમ્બે નેટિવ સ્ટોક બ્રોકર્સ એસોસિએશન' અસ્તિત્વમાં આવ્યું. 'બ્રોકર હોલ બાંધવા એમણે પૈસા આપ્યા. 1899માં 'હોલ' બંધાઈ રહ્યો ત્યારે, એનું નામ 'સર દીનશા એમ. પિટિટ બ્રોકર્સ હોલ' આપવામાં આવ્યું. 'વિકટોરિયા જૂબિલી ટેકનિકલ ઇન્સ્ટિટ્યૂટ' માટે, દીનશાએ જમીન તથા મકાનો ભેટ આપ્યાં. લોર્ડ રે એ, 10, એપ્રિલ 1889 માં 'ઈન્સ્ટિટ્યૂટ'નું ઉદ્ઘાટન કર્યું હતું. અહમદનગરમાં દીનશાએ 'સ્કૂલ ઓફ ઇન્ડસ્ટ્રિઅલ આર્ટ' સ્થાપી- 1889 માં એમનું ઉદ્ઘાટન થયું. અને સિરૂરખાતે પૂના જિલ્લામાં 'ઇન્ડસ્ટ્રિઅલ સ્કૂલ' બાંધવા આર્થિક મદદ કરી.

ઈરાનમાં જરથોસ્તીઓ અને પારસી કોમનાં ગરીબોને માટે દીનશાએ મોટી રકમનું દાન કર્યું હતું. 5, મે 1901 ને દિવસે એમનું અવસાન થયું. ત્યારે ઈરાન, હોંગકોંગ અને હિંદના દરેક ભાગમાં ધાર્મિક વિધિઓ કરવામાં આવી હતી. મુંબઈના દક્ષિણ ભાગમાં ગડગ જેવા નાના ગામમાં ગુજજર અને લિંગાયતોએ એમના માનમાં દુકાનો બંધ રાખી હતી. દીનશાને તેઓ પિતાતુલ્ય ગણતાં.

મુંબઈમાં સર કાવસજી જહાંગીરે પણ ઉદ્યોગનાં વિકાસમાં આગવો ભાગ ભજવ્યો હતો. 1717 માં ત્રણ ભાઈઓ -મંચેરજી, હિરજી અને તેમુલજી જીવણજી નવસારીથી મુંબઈ આવ્યા હતા. હિરજીએ ચીન સાથે વેપાર કર્યો. અને ધનપ્રાપ્તિ થઈ. એમને પુત્ર ન હોવાથી પોતાની પુત્રીના મોટા દીકરા જહાંગીરને દત્તક લીધા. જહાંગીરનું લગ્ન

પિત્રાઈ મહેરબાઈ સાથે થયું. એમના બીજા પુત્ર કાવસજી જહાંગીરને ત્યાં 'બેરોનેટ'નો જન્મ થયો હતો.

આ કુળની અટક વિચિત્ર હતી 'રેડીમની'. પોતાના પિતાના સંસ્મરણમાં બેરોનેટે આ અટક કેવી રીતે પડી તેનો ઉલ્લેખ કર્યો છે :

'એમના કુટુંબે અનેક વાર ઈસ્ટ ઇન્ડિયા કંપનીને, આર્થિક ભીડમાંથી ઉગાર્યું હતું. અને એકવાર-કદાચ મરાઠાઓ સાથેની લડાઈ વખતે કેટલાય ગાડાં ભરી કંપનીને ચાંદીનું નાણું મોકલ્યું હતું.' 1

પહેલાં સર કાવસજી જેહાંગીર (1812-1878) અંગ્રેજ પેઢી, 'ડંકન ગીબ એન્ડ કંપની' માં કારકૂનનું કામ શીખવા રહ્યા. બીજી અંગ્રેજ કંપનીઓમાં અનુભવ મેળવી, 1846માં પોતાનો રૂનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો . 1865માં 'શેર બજાર ની કટોકટીમાં એમને પણ થોડીક ખોટ ગઈ હતી. 1860 માં એમની નિમણૂંક 'ઈન્કમટેક્ષ કમિશનર' તરીકે થઈ અને 1872 માં 'સર'નો ખિતાબ મળ્યો. એમણે કરેલા દાનની કોઈ સીમા નહોતી. કેટલાંક દવાખાનાં બંધાવ્યાં અને શિક્ષણ માટે મોટી રકમો આપી. પૂનામાં બંધાયેલી 'સર કાવસજી જેહાંગીર કૉલેજ' ને પણ આર્થિક મદદ આપી હતી. 1878માં એમનું અવસાન થયું ત્યારે પોતાના અંગત નોકરોને પણ સારો જેવો વારસો આપી ગયા હતા.

એમના દત્તક પુત્ર અને વારસદાર કાવસજી જેહાંગીરે એલફિન્સ્ટન કોલેજમાં શિક્ષણ લીધું હતું. અને પોતે પણ 1895 માં 'સર' બન્યા. અને 1908 માં, 'બેરોનેટ' આવું માન મેળવનાર તેઓ ત્રીજા હિંદી હતા. એમનો પણ, મુખ્ય વેપાર રૂ નો હતો. શિક્ષણ તથા બીજાં સામાજિક કાર્યો માટે દાન કર્યું. મુંબઈમાં, 'સર કાવસજી જેહાંગીર હૉલ' બંધાવ્યો અને લંડનમાં 'ઇમ્પીરિઅલ ઈન્સ્ટિટ્યૂટ' ના 'રેડીમની વિભાગ' માટે આર્થિક મદદ આપી.

બીજા 'બેરોનેટ' સર કાવસજી જેહાંગીરે (1879-1962) પણ કુળની પ્રણાલિકા જાળવી રાખી. કેટલીક 'બેંક' અને ઇન્સ્યોરન્સ કંપનીઓના એઓ પ્રમુખ હતા. અને 'તાતા'ના કેટલાક ખાતાઓનાં ડિરેક્ટર. 1930 માં એઓ , સેન્ટ્રલ લેજિસ્લેટિવ એસેમ્બિલ'ના સભ્ય ચૂંટાયા અને, પહેલી અને બીજી 'ગોળમેજી પરિષદ'માં ભાગ લીધો-1930-1931.

દાદાભાઈ નવરોજીની જેમ, જમશેદજી તાતાનો જન્મ પણ નવસારીના ધર્મગુરુકુળમાં થયો હતો. તીખા, ઉગ્ર સ્વભાવને કારણે એમની અટક 'તાતા' પડી. બી.એ. ની પરીક્ષા પાસ કર્યા પછી, જમશેદજીને 1864 માં વેપારનો અનુભવ મેળવવા ઈંગ્લેન્ડ મોકલવામાં આવ્યા. પરંતુ વીસ વર્ષની વયે જ્યારે તેઓ લંડન પહોંચ્યા ત્યારે, એમની પાસે એક પાઈ રહી નહોતી. 1865 માં શેરબજાર ભાંગ્યું ત્યારે બધું ધન ધોવાઈ ગયું. એમના અંગ્રેજ જીવનચરિત્રકારે આ પરિસ્થિતિની નોંધ લેતાં લખ્યું છે :

'લેણદારો અને બેન્કો પાસે પ્રમાણિકપણે અનેક નિખાલસતાથી આવી પડેલી પરિસ્થિતિનું ચિત્ર એમણે રજુ કર્યું. સૌના મન ઉપર આની અસર એટલી સુંદર થઈ કે એમણે માસિક વીસ પાઉન્ડનું વેતન જમશેદજીને બાંધી આપ્યું. અને 'લિક્વિડેટર' તરીકે પણ એમને જ નીમ્યાં.' 2

1868 માં રૂ ઉદ્યોગનો ઊંડો અભ્યાસ કરી જમશેદજી ફિરોઝશાહ મહેતા સાથે સ્વદેશ પાછા ફર્યા. ત્યાર પછી બન્ને જીવનભર મિત્રો રહ્યા.

જમશેદજીના પિતા નસરવાનજી, લશ્કરના 'કોન્ટ્રેક્ટર' હતાં. જનરલ રોબર્ટ નેપિયરની સરદારી નીચે અબિસિનિયામાં 'મગદલા એક્સ્પેડીશન' ગયું હતું ત્યારે એમને ચાલીસ લાખ રૂપિયાનો નફો થયો હતો. ત્યાર પછી નસરવાનજીએ, નિવૃત્તિ સ્વીકારી અને જમશેદજીએ રૂનો વેપાર વિકસાવવાની શરૂઆત કરી.

જમશેદજી ક્રાંતદર્શી હતા. એક એવી જગ્યાએ એમને મિલ ખરીદવી હતી. જયાં કાચો માલ, કોલસો અને પાણી સહેલાઈથી મળી શકે. જેથી વીજળી અને જળ શક્તિ પણ ઉત્પન્ન કરી શકાય. બીજું, નિકાસ માટે, બજાર પણ દૂર ન હોવું જોઈએ. નાગપુર ઉપર એમની પસંદગી ઊતરી. 1874 માં એમણે 'સેન્ટ્રલ ઇન્ડિયા સ્પિનિંગ, વીવિંગ એન્ડ મેન્યુફેકચરિંગ કંપની' સ્થાપી. પાછળથી, 1877 માં રાણી વિકટોરિયા ગાદી ઉપર આવ્યા ત્યારે રાણીના માનમાં કંપનીનું નામ 'એમપ્રેસ મિલ' રાખ્યું. 'એમપ્રેસમિલ' નો વિકાસ થયો. સાથે સાથે નાગપુરનો પણ સૂતર કાંતવા વણવા, બ્લીચ કરવા અને રંગવા છાપરીઓ નંખાઈ. અને 'જિનિંગ', 'પ્રેસીંગ' માટે કારખાનું બાંધવામાં આવ્યું. મોટી વખારો પણ બંધાઈ.

જમશેદજીના બે પુત્રો હતા દોરાબ અને રતન. દોરાબ અભ્યાસ માટે 'કેમ્બ્રિજ' ગયા. અને પિતા સાથે 1884માં જોડાયા. બે વર્ષ પછી, નસરવાનજી તાતાનું અવસાન થયું. 1887માં 'તાતાસન્સ'નું મંડાણ થયું. એમાં ત્રણ ભાગીદારો હતા. દોરાબ અને રતનજી દાદાભાઈ તાતા રતનજી, જમશેદજીના પિત્રાઈ ભાઈ હતા. અને, 'આર.ડી.' નાં ટૂંકા નામે ઓળખાતા જમશેદજીના પુત્ર રતન સાથે ભેળાઈ ન જાય એટલા માટે.

જોતજોતામાં જમશેદજી લાખોપતિ બન્યા. પરંતુ મિલકતના ઢગ ઉપર એશઆરામથી બેસી રહેવું એમના સ્વભાવની વિરુદ્ધ હતું. મુંબઈના વિકાસમાં જમશેદજીએ રસ લેવા માંડયાં સ્થાપત્ય કલામાં મુંબઈને એમણે નવી દિશા બતાવી. સાલસેટની ભેજવાળી જમીન પૂરી એનો વિકાસ કરવા મ્યુનિસિપાલિટી ને સૂચના કરી. અને વાંદ્રા, માહિમ, જુહુતારામાં આધુનિક બંગલાઓ બાંધવા પરવાનગી માગી મુંબઈને આધુનિક હોટેલ આપનાર જમશેદજી. 1898માં 'તાજ મહાલ હોટલ'નો પાયો નંખાયો. અને 1903માં વીસ મુસાફરોની સંખ્યાથી હોટેલનું ઉદઘાટન થયું. હોટેલ બાંધવાના ખર્ચમાં કોઈ કરકસર કરવામાં આવી નહોતી. શરૂઆતમાં ધંધો ખોટનો

નીવડ્યો. પરંતુ 1915 થી નફો થવા માંડયો અને ત્યાર પછી, આંકડો વધતો ગયો. 'તાજ' હિંદની સર્વશ્રેષ્ઠ આધુનિક હોટેલ છે. જમશેદજીએ હવે લક્ષ દરિયાકાંઠાના વેપાર તરફ દોડાવ્યું 'તાતાલાઈન'ની શરૂઆત થઈ. ઈંગ્લેન્ડ અને જર્મનથી ચાર વહાણો ખરીદ કર્યાં. એમનો આશય, ચીન સાથે રૂ નો વેપાર કરવાનો હતો. 'પેનિન્સ્યુલર એન્ડ ઓરિઅન્ટલ કંપની'એ 'તાતાલાઈન' સામે વિરોધ કર્યો. 'મરીન ઈન્શયુરન્સ' અધિકારીઓને છૂપી ફરિયાદ કરી કે 'તાતાલાઈન'નું એક વહાણ રૂ લઈ જવા દરિયાઈ સફર માટે યોગ્ય નથી. જમશેદજીએ આનો સખત વિરોધ કર્યો. અને એક પત્રિકા પણ લખી 'ધ વોર ઓફ ધ ફ્રેઈટસ' પરંતુ પરિણામ એમની તરફેણમાં ન આવ્યું. વર્ષ દિવસમાં, 'તાતાલાઈન' બંધ થઈ એને ઈંગ્લેન્ડથી ખરીદ કરેલાં બે વહાણો પાછાં મોકલાવી દેવામાં આવ્યાં.

'પેનિન્સ્યુલર કંપની'એ નક્કી કરેલા દર કરતાં વધુ દર લેવાની નીતિ ફરી શરૂ કરી. જાપાન પોતાના કરારને વળગી રહ્યું.

હિંદના વેપાર, ઉદ્યોગમાં જમશેદજીએ ત્રણ મુખ્ય ફાળા આપ્યા છે. એમની યાદ એટલા માટે, હંમેશ જળવાઈ રહેવાની. જમશેદજીએ લોખંડ અને પોલાદનો ઉદ્યોગનો જમશેદપુરમાં પાયો નાખ્યો. એ જ રીતે લોનાવલામાં જળશક્તિથી, વિદ્યુત ઉત્પન્ન કરવાનું એમનું 'સ્વપ્ન પણ સાકાર થયું' અને, બેંગ્લોરમાં 'ઈન્ડિયન ઈન્સ્ટિટ્યૂટ ઓફ સાયન્સ'ની સ્થાપના કરી એમણે હિંદને વૈજ્ઞાનિક પ્રયોગશાળાની ભેટ આપી.

'આર્થિક રાષ્ટ્રવાદ'ના જમશેદજી હિમાયતી હતા. એઓ માનતા કે આર્થિક સ્વતંત્રતા વિના હિંદની રાજકીય સ્વતંત્રતાનો કોઈ અર્થ નથી.

માઈસોરના દીવાન સર શેશાદ્રિ ઐયરની સલાહથી બેંગ્લોરમાં વૈજ્ઞાનિક પ્રયોગશાળા સ્થાપવા મહારાજાએ 300 એકર જમીન પ્રયોગશાળાનાં મકાનો માટે પાંચ લાખ રૂપિયા અને એના નિભાવ માટે વર્ષ દિવસે એક લાખ રૂપિયા, જમશેદજીને આપવા તૈયારી બતાવી. મહારાજાનું દાન જમશેદજીએ સ્વીકાર્યું. અને, પોતે પણ કોઈ પ્રકારના લાભ વિના, સરકારને ત્રીસ લાખ રૂપિયા આપવાનો નિર્ણય કર્યો. આવી ઉદારતાથી પ્રભાવિત થઈ, લોર્ડ કર્ઝને વિગતવાર ચર્ચા કરવા જમશેદજીને, 1899માં સિમલામાં મળવાનું આમંત્રણ આપ્યું. પરંતુ, સંસ્થા સ્થાપવામાં અનેક પ્રકારનો વિલંબ થયો. અંતે, જમશેદજીનાં અવસાન પછી, સાત વર્ષે 1911ના ફેબ્રુઆરી માસમાં, મહારાજાએ 'ઈન્સ્ટિટ્યૂટ'નો પાયો નાખ્યો. આવી 'ઈન્સ્ટિટ્યૂટ' સ્થાપવામાં, જમશેદજીનો હેતુ 'વિજ્ઞાન અને ઉદ્યોગની વિભિન્ન શાખાઓમાં શિક્ષણ આપવાનો અને સંશોધનની ભૂમિકા તૈયાર કરવાનો હતો. આવા પ્રકારનું સંશોધન અંતે દેશને ઉપયોગી નીવડે એવી એમની ઈચ્છા હતી.'

'ઇન્સ્ટિટ્યૂટ'માં સૌથી પહેલાં સુખડનું તેલ અને સાબુ બનાવવાનો પ્રયોગ થયો અને એ સફળ થતાં, માઈસોર સરકારે એક ઉદ્યોગ તરીકે અપનાવ્યો. ઉદ્યોગમાં વિજ્ઞાનના આવા ફાળાને પરિણામે કર્ણાટકમાં પાંચ કારખાનાં નંખાયા- બે સુખડમાંથી તેલ કાઢવા માટે એક સાબુ બનાવવા, એક સફેદ સીસું તૈયાર કરવા અને એક પેન્સિલ બનાવવા.

એક બીજી દિશામાં પણ, જમશેદજીએ લક્ષ દોડાવ્યું હતું. દેશમાં લોખંડ અને પોલાદના ઉદ્યોગને વિકસાવવાનો એમનો આશય હતો. ખાણ ઉદ્યોગને લગતા દરેક સરકારી હેવાલોનો એમણે અભ્યાસ કર્યો. 1902માં, આ ક્ષેત્રના નિષ્ણાતોનો સંપર્ક સાધવા પરદેશ ગયા. અમેરિકામાં, સી.એમ.વેલ્ડ. જેવી નિપુણ વ્યક્તિ એમને સાંપડી. વેલ્ડ, 'જ્યુલિયન કેનેડી' અને 'એક્સલ સેલિન એન્ડ કંપની' સાથે હતો. પ્રાથમિક અવલોકન માટે જમશેદજીએ વેલ્ડને હિંદ બોલાવ્યો. ત્રણ વ્યક્તિઓએ 1903માં શોધખોળ શરૂ કરી-દોરાબ તાતા એમના સગા શાપુરજી સકલાટવાલા અને વેલ્ડન.

જમશેદજીનું સ્વાસ્થ્ય હવે બગડતું હતું. બિહારમાં ડોંડી-લોહરા પાસ, ઢલ્લી અને રાજહરાની ટેકરીઓમાં કાચું લોઢું જડયું. તે પહેલાં 1904માં જર્મનીમાં જમશેદનું અવસાન થયું. નેવું મીટર ઊંચી નક્કર લોખંડની એક ટેકરીની શોધ વેલ્ડન કરી. અહીં પચ્ચીસ લાખ ટન કાચા લોઢાનો જથ્થો હતો. 67.5 ટકા ચોખ્ખું લોઢું એમાંથી નીકળે એવું અનુમાન હતું-બાકીનો ભાગ 'ફોસ્ફરસ'નો હતો. આ પ્રમાણે આંતરરાષ્ટ્રીય 'બેસ્મર' કરતાં થોડુંક ઓછું હતું.

આવી ચોંકાવનારી શોધના સમાચાર સર થોમસ હોલંડને જ્યારે મળ્યા ત્યારે જાતે ખાતરી કરવા તેઓ બિહાર પહોંચી ગયા. માર્ગમાં હજી ઘણી મુશ્કેલીઓ હતી. એ જ વખતે મયુરભંજના રાજાએ પણ પોતાનાં નાનકડા રાજ્યમાં શોધખોળ કરવા 'તાતા'ને આમંત્રણ આપ્યું. ત્રણે જણાએ ફરીવાર તપાસ શરૂ કરી. ગુરુમૈશિનીની ટેકરીમાં કાચા લોઢાનો મોટો જથ્થો જડ્યો. કેટલાક પ્રમાણમાં તો લોઢું સપાટી ઉપર જ હતું. લગભગ 900 મિટર ઊંચી આ ટેકરી હતી.-કાચા સોનાની ખાણ જેવી. ઓકંપદ અને બદામ પહાડ આગળ પણ લોખંડ જડ્યું. મયુરભંજ વળી દરિયા પાસે હતું. કોલસાની ખાણ પણ ત્યાં હતી. ઉપરાંત નિકાસ માટે 'પિગ આયર્ન' પડ્યું હતું. રેલવે અધિકારીઓની સહાય મળવાની પણ સંભાવના હતી.

સૌથી મોટી મુશ્કેલી આ ઉદ્યોગના વિકાસ માટે 1,630,000 પાઉન્ડની મોટી રકમ ભેગી કરવાની હતી. અંગ્રેજ મૂડીદારો પાસેથી આ રકમ ઉઘરાવવામાં ત્રણ વર્ષ નકામાં ગયાં. દેશની જ પ્રજા પાસેથી રકમ ઉઘરાવવાનું સૂચન થયું. બહુ રોમાંચક પરિણામ આવ્યું. એકસલ સેલિનના શબ્દોમાં :

'વહેલી સવારથી મોડી રાત લગી નાણાં રોકનારાઓનાં ટોળે ટોળાં 'તાતા' ઑફિસ ઉપર આવતાં ગયાં. યુવાન કે ઘરડાં, ગરીબ કે પૈસાદાર સ્ત્રી-પુરુષો બધા જ પોતાની નાની મોટી મૂડી લઈ આવ્યાં. ત્રણ જ અઠવાડિયાંમાં 1,630,000 પાઉન્ડની રકમ ઉદ્યોગ માટે મળી ગઇ. લગભગ 8,000 હિંદીઓએ નાણાં રોક્યાં હતાં. અને જ્યારે ચાલુ ખર્ચ માટે 'ડિબેંચર'નો પ્રશ્ન આવ્યો ત્યારે ગ્વાલિયરના મહારાજાએ 400,000 પાઉન્ડ આપ્યા.' [3]

27, ઓગસ્ટ 1907 ના દિવસે બધી રકમ મળી ગઇ હતી. કોઈ પણ પળે સાહસ શરૂ થવાની તૈયારીમાં હતું. અહીં એક અગત્યની વાત ભુલાવી ન જોઇએ. દેશની પ્રજાનો આવો અકથ્ય ઉત્સાહ 'સ્વદેશી' ની ચળવળને આભારી હતો. નાનાં કે મોટાં દરેકનાં હૃદયમાં દેશને માટે કંઈક કરી છૂટવાની ધગશ હતી. એટલે જ 'તાતા'ની માગણી ને પૂગી વળવા દેશની દરેક વ્યક્તિ બહાર પડી હતી.

'તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપની'ના ડિરેક્ટરોની પહેલી બોર્ડમાં ત્રણ પારસીઓ અને પાંચ હિન્દીઓ હતા. 'મેસર્સ જુલિયન કેનેડી, રોલિન એન્ડ કંપની'ના 'કન્સ્ટ્રકશન એન્જિનિયર' તરીકે રોકવામાં આવી. નકશા તૈયાર કરવામાં સાત અઠવાડિયાં લાગ્યાં.

કલકત્તાથી 335 કિલોમીટર દૂર સાકચી પસંદ કરવામાં આવ્યું. કાલિમતી રેલવે સ્ટેશન નજીક હતું. ઉદ્યોગના વિકાસ માટે સાકચી આસપાસ પુષ્કળ ખુલ્લી જમીન પડી હતી. અને ખોરાખાઈ તથા સુવર્ણરેખા નદીઓનું અખૂટ પાણી ત્યાં હતું. 27 ફેબ્રુઆરી 1908 ના દિવસે, પહેલી મેખ મારવાની વિધિ થઇ. અને ઓકટોબરમાં પાયો નંખાયો, પાણીના સંગ્રહ માટે મોટી ટાંકી બંધાઈ. અને ત્રણ વર્ષ પછી 2 ડિસેમ્બર 1911ના દિવસે પહેલી વાર કાચું લોખંડ ગાળવામાં આવ્યું. 'તાતાનગર' વસ્યું. પરંતુ 2 જાન્યુઆરી 1919 માં લોર્ડ એમ્સફર્ડ ત્યાં ગયા ત્યારે એમણે શહેરનું નામ જમશેદપુર આપ્યું.

જમશેદજીની ત્રીજી મોટી યોજના તાતા હાયડ્રો-ઇલેકટ્રીક વર્કસની હતી. સૌથી પહેલાં 1875માં કાપડ મિલો ચલાવવા મુંબઇમાં જળશક્તિનો ઉપયોગ કરવાનું જમશેદજીએ વિચાર્યું. જબલપુરના ધોધનો એમણે અભ્યાસ કર્યો. ત્યાં એઓ જમીન ખરીદવા ઇચ્છતા હતા. પણ સોદો પડી ભાંગ્યો. રોબર્ટ મિલરે 1897 માં એ વખતનાં પોર્તુગીઝ ભારતમાં આવેલા 'દૂધસાગર ધોધ' માટે જમશેદજી સાથે સાથે સિંડિકેટ રચવાનો પ્રસ્તાવ મૂકયો. જમશેદજી મિલર અને ગોસ્લિંગ-એક નિવૃત્ત એંજિનિયરની સિંડિકેટ બની.

યોજના ઉપર સિંડિકેટ વિચાર કરે તે પહેલાં, એક બીજી યોજનામાં ગોસ્લિંગે જમશેદજીનો રસ ઉત્પન્ન કર્યો. યોજના પ્રમાણે લોનાવલા પાસે પાણીનો પુરવઠો ભેગો કરવા એક વિસ્તારની રચના કરવાની હતી. ખીણના ઉપરવાસમાં સરોવરમાં પાણી

પેપોલીના ઘાટ નીચે પાણી વહેતું કરવું. બંધો પણ બાંધવા. અને એ પાણીનાં જથ્થામાંથી જળશક્તિ ઉત્પન્ન કરી મુંબઈની મિલો ચલાવવી.

'તાતા' એ શરૂ કરેલા કાર્યો પાર પાડવા જમશેદજીએ પોતાના પુત્ર -દોરાબને -મરણ પથારીએ હતા ત્યારે સૂચના કરી હતી. પિતાની ઇચ્છા પ્રમાણે દોરાબે 'હાઈડ્રો-ઈલેકટ્રીક વર્કસ' માટે 'સિંડિકેટ' રચી ત્રણ તળાવોની યોજના ઘડી -એક લોનાવલા પાસે વલવલ સરોવર પાસે અને ત્રીજું શિરાવત સરોવર પાસે. નિષ્ણાતોનો હેવાલ 1906માં તૈયાર થયો પરંતુ યોજના માટે દેશમાંથી કે ઇંગ્લેન્ડથી પૈસા ન મળ્યા. મુંબઈના ગવર્નર લોર્ડ સિડનહેમે આ યોજનાથી જનતાને થનારા લાભોની સમજણ આપી. ઉદારતાથી ફાળો આપવા વિનંતી કરી ત્યારે રકમ ભેગી થઇ.

7 નવેમ્બર 1910ના દિવસ 'તાતા હાઈડ્રો-ઈલેકટ્રીક સપ્લાય કંપની' રજિસ્ટર થઈ. 8, ફેબ્રુઆરી 1911, લોર્ડ સિડનહેમે-લોનાવલા બંધનું શિલારોપણ કર્યું. વલવલ બંધનું કામ 1912 માં શરૂ થયું. બન્ને બંધોમાં 1913 મા પાણી ભરાયું. શિરાવત બંધનું કામ 1920 લગી ચાલ્યું.

દરિયાની સપાટીથી 90 મિટર ઉપર, ખપોલીમાં જળશકિતનું વિદ્યુત શક્તિમાં પરિવર્તન કરવામાં આવ્યું. અને ત્યાંથી 95 કિલોમીટર દૂર પરેલ લગી લોખંડના ટાવરો દ્વારા પ્રવાહ લાવવામાં આવ્યો. મુંબઈમાં 'રિસીવિંગ સ્ટેશન' બંધાયું. મિલોને વીજળી મળવા માંડી.

'તાતા' ની આવી પ્રાથમિક સિદ્ધિના પરિણામે હિંદની રેલવેનું વીજળીકરણ કરવાની સૂચના પણ થઈ.

વીજળીકરણનો વિકાસ સાધવાનો 'તાતા' ના ડિરેક્ટરોએ વિચાર કર્યો. આંધ્ર, ભામા અને ભીમાની ખીણોમાં તપાસ કાર્ય કરવાની સરકારે રજા આપી. પરિણામે 1916માં 'આંધ્ર વેલિ પાવર સપ્લાય કંપની' સ્થપાઈ.

પોતાનું સ્વપ્ન સાકાર થતું જમશેદજી જોવા ન પામ્યા. પરંતુ, એમનો આત્મા આજે પણ નાનામાં નાના કામદારથી માંડી 'તાતા'ના મોટામા મોટા ડિરેક્ટરોને માર્ગદર્શન આપે છે. રાજકારણમાં જમશેદજીએ ખાસ ભાગ ભજવ્યો ન હતો. છતાં તેઓ દાદાભાઈ નવરોજી સાથે, 'બોમ્બે પ્રેસિડન્સિ એસોસિએશન'ના સંસ્થાપક હતા. મરણ પર્યંત, કોંગ્રેસના સભ્ય હતા. (1904) એમના જીવનચરિત્ર લેખકના શબ્દોમાં :

'રાજનીતિમાં એમણે કદી મહત્ત્વનો ભાગ ભજવ્યો ન હતો. જાહેર પ્રશ્નો ઉકેલવાનું અને ભાષણો કરવાનું એમણે બીજાઓ માટે રહેવા દીધું. પરંતુ દેશભક્ત તરીકે એમના વિચારો પ્રબળ હતા.' [4]

લોર્ડ કર્ઝનના વિચારો પ્રમાણે, 'આ પેઢીના કોઈપણ હિંદીએ વેપાર, ઉદ્યોગ માટે જમશેદજી તાતા કરતાં વધુ ફાળો આપ્યો નથી.'

જમશેદજીએ વિચારેલી ત્રણ યોજનાઓ સિવાય 'તાતાકંપની' એ બીજી ઘણી

દિશાઓમાં વિકાસ સાધ્યો છે. 'ટોમ્કો ' (1917) અને 'ટેલકો' (1945) બે મુખ્ય પ્રવૃત્તિઓ છે.

'ટેકનોલોજી' ના વિકાસ પછી 'તાતા' એ એક નવા જ ઉદ્યોગનો વિકાસ સાધ્યો 'સિવિલ એવિએશન' 1932માં, 'તાતા એર લાઈન્સ' શરૂ થઈ અને 1948 માં 'એર ઈન્ડિયા ઈન્ટર નેશનલ' 1953માં બન્નેનું રાષ્ટ્રીયકરણ થયું. નામ પણ બદલાયા- 'ઈન્ડિયન એરલાઈન્સ' અને 'એર ઈન્ડિયા લિમિટેડ' બન્ને 'એરલાઈન્સ' ના સંચાલન માટે 'તાતા કંપની' સરકાર સાથે સંકળાયેલી છે. જે.આર.ડી. તાતા પ્રમુખ છે.-1976, 1978 માં જનતા સરકારે બન્ને વિમાની સેવાનો સંયોગ કરીને તેના નિયામક તરીકે એરમાર્શલ પી.સી. લાલ ની નિયુક્તિ કરી.

'તાતા ઈન્સ્ટટ્યૂટ ઓફ સોશિયલ સાયન્સ' પણ 'તાતાએ સ્થાપી. સમાજશાસ્ત્રોના અભ્યાસ માટે દેશમાં આવી સંસ્થા સૌથી પહેલી સ્થાપવામાં આવી હતી. સામાજિક તથા ઔદ્યોગિક ક્ષેત્રોમાં ઉપયોગી નીવડે એવું જ્ઞાન સમાજશાસ્ત્ર અને સમાજકાર્યમાં અનુસ્નાતક વિદ્યાર્થીઓને અહીં આપવામાં આવે છે.

કેન્સરના નિવારણ અર્થે સંશોધન કરવા 'તાતા'એ મુંબઈમાં, એક પ્રયોગશાળા શરૂ કરી (1941)-'તાતા મેમોરિયલ હોસ્પિટલ ફોર કેન્સર '

ન્યુક્લિઅર સાયન્સ અને ગણિતમાં સંશોધન માટે 'તાતા ઈન્સ્ટિટ્યૂટ ઓફ ફન્ડામેન્ટલ રિસર્ચ' ની 1945 માં સ્થાપના થઈ. અણુ વૈજ્ઞાનિક ડો. હોમી ભાભા સંસ્થાના આત્મા હતા.

'1950 માં 'તાતા' એ કેટલાક ઉદ્યોગો પરદેશી પેઢીઓ સાથે મળી શરૂ કર્યા. લંડન અને ન્યૂયોર્કમાં કાર્યદક્ષતા અને ઝડપથી કામ કરવા 'કિલઅરિંગ હાઉસિંગ'ની યોજના કરી. અને ઉદ્યોગોમાં મદદરૂપ થઈ પડવા 'તાતા કન્સલટન્સિ સર્વિસ' શરૂ કરી.

બીજી કેટલીક નાની યોજનાઓમાં 'તાતા એગ્રીકલચરલ એન્ડ રૂરલ ટ્રેનિંગ ફોર ધ બ્લાઈન્ડ', 'તાતા બ્લડ બેંક એન્ડ ટ્રાન્સફયૂઝન સર્વિસ, 'તાતા ડિપાર્ટમેન્ટ ઓફ પ્લાસ્ટિક સર્જરી' અને 'રૂરલ વેલફેર બોર્ડ'નો સમાવેશ થાય છે.

'તાતા'નું છેલ્લું સાહસ 'નેશનલ સેંટર ફોર પરફોર્મિંગ આર્ટ્સ' છે. આ વિશે વધુ કલા અને સાહિત્યના પ્રકરણમાં કહ્યું છે.

'તાતા' પછી પારસીઓ મારફત ચાલતી 'ગોદરેજ લિમિટેડ' બીજી મોટી ઓદ્યોગિક સંસ્થા છે.

એના સંસ્થાપક અર્દશિર બરજોરજી ગોદરેજ (1867-19306)નો જન્મ મધ્યમ સ્થિતિના પારસી કુટુંબમાં થયો હતો. વકીલ તરીકે અર્દશીરે તાલીમ મેળવી અને એક સોલિસિટરની પેઢીમાં જોડાયા. કાયદાની કલમોમાં એમને રસ ન પડ્યો. એટલે

શસ્ત્રક્રિયાના હથિયારો સમારવાની દુકાન ખોલી. સારો યશ મળવાથી હથિયારો બનાવવાનું પોતે શરૂ કર્યું. ત્યાર પછી તાળાં તિજોરી વગેરે બનાવવાના ઉદ્યોગમાં પડ્યા.

આગથી બળે નહિ એવી તિજોરીઓ પહેલી ગોદરેજે બનાવી. 1944માં મુંબઈની ગોદીમાં સોનું, કપાસ અને દારૂગોળો લઈ જતા વહાણમાં આગ લાગી હતી ત્યારે ગોદરેજની કસોટી થઈ. બળી ગયેલી મતાના ઢગમાંથી ફક્ત ગોદરેજની તિજોરીમાં રહેલી મતા સહીસલામત રહી હતી.

તાળાં અને તિજોરીના વેપારમાં સફળતા મળ્યા પછી પોતાના ભાઈને-પીરોજશાહને -ધંધો સોંપી દીધો અને પોતે સાબુ, વનસ્પતિ તેલ, છાપવાની શાહી, બૂટપોલિશ બનાવવાનાં ઉદ્યોગો તરફ લક્ષ દોડાવ્યું. નાસિક પાસે બાગપતી જમીન ખરીદી સોયાબીનની ખેતી કરી. આમાંથી, મગફળીના તેલને શુદ્ધ કરવાની પ્રક્રિયા શરૂ થઈ. ગોદરેજનું 'વનસ્પતિ તેલ' જાણીતું છે. ત્યાર પછી 'કોસ્મેટિકસ'નો ઉદ્યોગ શરૂ કર્યો. અને સફળ થયા.

પરદેશી મૂડી વિના 1942 માં યાંત્રિક પ્રેસ અને 'બ્રેક' તૈયાર કરવામાં આવ્યાં. 1958માં હિંદી બનાવટનું 'રેફરીજરેટર' બજારમાં મુકાયું. 1963માં એક અમેરિકન પેઢી સાથે, 'ફોર્કલિફ્ટ ટ્રક' ગોદરેજે બનાવી . આજે ગોદરેજ ઉદ્યોગો માટે તેલના મિશ્રણવાળા રાસાયણો બનાવવામાં સૌથી આગળ છે.

1968માં, જોહોર બાહરૂ ખાતે, મલેશિયામાં ગોદરેજે, કારખાનું નાંખ્યું. ઑફિસ ફર્નિચર અને બીજી સોએક વસ્તુઓ ત્યાં બને છે.

બૅંક ઉદ્યોગમાં પણ પારસીઓએ પહેલ કરી હતી. વિકાજી (1781-1853) અને પેસ્તનજી મહેરજી (1799-1854)બે ભાઈઓએ 'બૅન્કિંગ'ની શરૂઆત કરી. એમનું મૂળ વતન તારાપોર. સરાફી અને મહેસૂલ ઉઘરાવવાનો એમનો વ્યવસાય એમની કીર્તિ હૈદ્રાબાદના નિઝામ નાસર-ઉદ-દૌલા સુધી પહોંચી હતી. નિઝામે ટંકશાળ સંભાળવાનું કામ એમને સોંપ્યું. 1840માં નિઝામની ટંકશાળમાંથી બહાર પડેલા સિક્કાઓ ઉપર 'પી. વી.' શબ્દો કોતરવામાં આવ્યા હતાં. એ સિક્કાઓ 'પેસ્તનશાહી સિક્કાઓ' તરીકે ઓળખાવા લાગ્યા. આવા બાવીસ લાખ સિક્કાઓ ચલણમાં હતા. એક પારસીના નામથી દેશમાં છપાયેલા સિક્કાઓનું આ પહેલું જ દૃષ્ટાંત હતું. આંખ આંજે એવી બન્ને ભાઈઓની સંપત્તિ હતી. એમણે નિઝામને એકતાલીસ લાખ રૂપિયા ઉછીના આપ્યા હતાં. નિઝામે દેવું પાછું વાળ્યું નહિ. બન્ને ભાઈઓએ 1851માં લંડનની પાર્લામેન્ટમાં ફરિયાદ નોંધાવી. અને નિષ્ફળ ગયા. અંતે બન્નેને નાદારી નોંધાવવી પડી. એકેક વર્ષને અંતરે બન્ને ભાઈઓ ગુજરી ગયા.

19 મી સદીની શરૂઆતમાં, પારસીઓએ સરાફીના ધંધામાં સારી જમાવટ કરી હતી. કપરા સમયમાં સરકારને પણ તેઓ નાણાં ધીરતા . 'ગ્લિમ્પિસઝ ઓફ ઓલ્ડ બોમ્બે' માં જેમ્સ ડગલાસે આની નોંધ લીધી છે, 1802 માં દાદાભાઈ પેસ્તનજી વાડિયા

જેવી સાત પ્રામાણિક વ્યક્તિઓએ 'નોર્ધર્નલોન' ની જવાબદારી ઉપાડી. ઘણા કટોકટીના સમયમાં સરકારને ઉગારી લીધી.[5] 1828માં જેહાંગીર અને નવરોજી નસરવાનજી વાડિયા નામના બે ભાઈઓએ સરાફીનો ખાનગી ધંધો શરૂ કર્યો હતો. એમના એક સ્નેહી ફરામજી કાવસજી વાડિયા 'બેંક ઑફ વેસ્ટર્ન ઇન્ડિયા' ના મંત્રી અને ટ્રસ્ટી હતા.

ઇસ્ટ ઈંડિયા કંપનીએ 1835માં એક સરખું ચલણી નાણું દાખલ કર્યું. 'બેન્કીંગ' નો આથી સારો વિકાસ થયો. 'સ્વદેશી' ચળવળની અસર પણ બેંક ઉદ્યોગ ઉપર ઘણી સારી થઈ. એને કારણે 1906 અને 1913 વચ્ચે બેંકોનો આંકડો નવ ઉપરથી અઢારે પહોંચ્યો હતો.

હિંદના બેંક ઉધોગમાં ક્રાંતિ લાવનાર સર સોરાબજી પોચખાનાવાલા(1881-1937) સાત ભાઈ બહેનોમાં સોરાબજી સૌથી નાના છ વર્ષના હતા ત્યારે પિતા ગુજરી ગયા. એમના મોટા ભાઈ 'ચાર્ટર્ડ બેંક'માં માસિક સો રૂપિયાના પગારે 'બુકકીપર' હતા. એમને બઢતી મળી ત્યારે સોરાબજીને બુકકીપરની જગ્યા મળી.

'બેંક ઑફ ઇન્ડિયા'ની સ્થાપના 1905માં થઈ બેંક શરૂ કરવામાં બધા હિંદીઓ હતા. મદદનીશ એકાઉન્ટન્ટ તરીકે સોરાબજીની નિમણૂંક થઈ. ત્યાં સોરાબજીએ સારા પ્રમાણમાં અનુભવ મેળવ્યો. બેંકનો મોટા ભાગનો વહીવટ એમના હાથમાં હતો. એટલે દરેક કોમનાં મોટા વ્યાપારીઓ નો એમને પરિચય થયો.

'મર્ચંટ્સ બેંકે' એ દરમિયાન મેનેજરની જગ્યા માટે જાહેર ખબર આપી. સોરાબજીએ અરજી કરી. એમને ખાતરી હતી કે પસંદગી એમના ઉપર ઊતરશે. બાર વર્ષના એમનો અનુભવ હતો. બે સારી બેંકોમાં એમણે કામ કર્યુ હતું. લંડનની 'બેંકર્સ ઇન્સ્ટિટ્યૂટ'ની પરીક્ષા પાસ કરનાર તેઓ એકલા જ હિંદી હતા. પરંતુ હિંદીઓને ત્યારે બેંકોમાં ઊંચી પદવી નહોતી આપવામાં આવતી. સોરાબજીને 'મેનેજર'ની જગ્યા ન મળી. હિંદી ડિરેકટર સર નવરોજી ગામડિયાએ એમને કહ્યું, 'તમારે માટે અહીં જગ્યા નથી. તમારી વય પણ હજી છવ્વીસ વર્ષની છે.'

સોરાબજી ઘણા નાસીપાસ થયા. આ યુવાને એક પ્રતિષ્ઠિત રૂના વેપારી કલ્યાણજી વર્ધમાન જેત્સી આગળ હૃદય ઠાલવ્યું. કલ્યાણજી સોરાબજીના મિત્ર હતા. સહાનુભૂતિપૂર્વક એમણે સોરાબજીની વાત સાંભળી એટલું જ નહિ પણ માત્ર હિંદીઓથી જ ચાલતી એક બેંક સ્થાપવામાં મદદ કરવાનું વચન આપ્યું. સોરાબજીનું આ એક સ્વપ્ન હતું. બે યુવાનોએ 'ઇસ્ટર્ન બેંકે' ખાલી કરેલી જગ્યા ભાડે રાખી. 'ઇસ્ટર્ન બેંક'ના એક પારસી કેશિયર, સોરાબજી વિકાજી સોરાબજીની સાથે જોડાયા હતા. નવી બેંકની સ્થાવર મિલકતમાં બે ટેબલ અને બે ખુરશી હતી.'બેંક ઑફ ઇન્ડિયા'ના એક અંગ્રેજ મેનેજરને આ વાત ઘણી હાસ્યસ્પદ લાગી. એણે સોરાબજીને બોલાવી મંગાવ્યા. આવું મૂર્ખાઇ ભરેલું પગલું ન લેવાની સલાહ આપી. સોરાબજી,

પોતાના નિર્ણયમાં મક્કમ હતા. અંગ્રેજ મેનેજરે, ફરી વિચાર કરવાની એમને ચોવીસ કલાકની મુદત આપી. સોરાબજી સમક્ષ બે પ્રશ્નો હતા. સ્વપ્ન પાછળ દોડવાનો અથવા બૅંકની નોકરી છોડવાનો. એમનું સ્વપ્ન સાકાર થતું જોતાં હોય તેમ શાંતિથી સોરાબજીએ કહ્યું,'બૅંકની નોકરીમાંથી હું નિવૃત્ત થવા માગું છું.' અંગ્રેજ અધિકારી માટે સોરાબજીનો ઉત્તર આશ્ચર્યજનક હતો. ફરી ઊંડો વિચાર કરવા એણે સોરાબજીને કહ્યું. પરંતુ સોરાબજીનો નિશ્ચય અચળ હતો.

બીજે દિવસે, સોરાબજીએ પોતાની બેન્કમાં જગ્યા લીધી. એક ખુરશી-ટેબલ ઉપર સોરાબજી. બીજી ઉપર સોરાબજી વિકાજી. સોરાબજી વિકાજીએ પણ પાંચસો રૂપિયાની નોકરી છોડી હતી. એક સ્વપ્નદ્રષ્ટાને મદદ કરવા વિકાજીનાં કુટુંબને પણ એમનું પગલું મૂર્ખાઇભર્યું લાગ્યું. વિકાજીની પડતી એમાં એમને દેખાઇ.

કલ્યાણજી, નવી બૅંક માટે' બોર્ડ ઓફ ડિરેક્ટર્સ' નીમવામાં અને એનું બંધારણ ઘડવામાં રોકાયેલા. સર ફિરોઝશાહ મહેતાએ પ્રમુખપદ સ્વીકાર્યું.

28 ડિસેમ્બર 1911, દસ ડિરેક્ટરોની પહેલી સભા મળી. આમાં, પાંચ હિંદુ, ચાર પારસી અને એક મુસ્લિમ ગૃહસ્થ હતા. સોરાબજી પોચખાનાવાલા 'મેનેજર' નિમાયા. બૅંક ખૂલ્યા પછી ત્રણ જ માસમાં વીસ લાખ રૂપિયાની થાપણ મળી.

બીજે વર્ષે 'બેન્કિંગ' ઉદ્યોગમાં ભયંકર ઓટ આવી. 1913 અને 1917 વચ્ચે, વિશ્વયુદ્ધ પહેલાને લઇને 87 બૅંકો ભાંગી પડી. સોરાબજીની નવી બૅંક 'ધ સેન્ટ્રલ બૅંક ઓફ ઇન્ડિયા' ઉગરી ગઇ. 1921માં સરકારની અનુમતિ પણ બૅંકને મળી. એટલે યુનિવર્સિટી અને મ્યુનિસિપાલીટી જેવી સંસ્થાઓએ પણ એમાં ખાતા ખોલ્યાં.

સોરાબજી સ્વદેશાભિમાની હતા. એમનું દર્શન રાષ્ટ્રીય હતું. 'તાતા ઓઇલ મિલ્સ'ને ફડચામાં જતી સોરાબજીએ ઉગારી. મિલનાં વહીવટમાં યોગ્ય ફેરફારો કર્યા. એનુ માળખું પણ સુધાર્યું. અને 'તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપની'ડિબેન્ચરો ઉપર વ્યાજ આપી શકી નહીં ત્યારે ડિરેક્ટરોએ સોરાબજીની સલાહ માંગી. પરિણામે લોખંડ અને પોલાદનો ઉદ્યોગ સદ્ધર પાયા ઉપર મુકાયો.

ભારે ફરજને કારણે, 'યુનિયન બેંક ઓફ ઇન્ડીયા' મુશ્કેલીમાં આવી પડી સોરાબજીએ થાપણ ઘટાડવાની બેંકને સલાહ આપી. દેવું ચૂકવ્યું. બેંકનું સંચાલન 'સેન્ટ્રલ બેંક' હસ્તક મુકાયું. સાહસિક પગલાંને પરિણામે દસ વર્ષમાં 'યુનિયન' બેંકની અડધી થાપણ 'સેન્ટ્રલ બેંક' પાસે હતી.

45 વર્ષ જૂની, 'અલાયન્સ બેંક ઓફ સિમલા' 1923માં ભાંગી. આની અસર અનેક શાખાઓ ધરાવતી 'તાતા ઇન્ડસ્ટ્રિઅલ બેંક' ઉપર થઇ. બન્ને બેંકોનો વહીવટ અંગ્રેજ અધિકારીઓના હાથમાં હતો. પરંતુ 'તાતા ઇન્ડસ્ટ્રિઅલ' બેંકની સઘળી થાપણ

હિંદીઓની હતી. બેંક સંકેલી લેવામાં આવી તો દેશને ઘણું નુકશાન થાય એમ હતું. સોરાબજીએ બેંકને 'સેન્ટ્રલ બેંક'સાથે જોડી દેવા સૂચન કર્યું. 'કેપિટલ' નામના છાપાએ, જોડાણ સહર્ષ વધાવી લીધું. હિંદી બેંકોના ઇતિહાસમાં નવા યુગનાં મંડાણ થયાં.

કાશ્મીર રાજ્યે સોરાબજીને 1930 માં 'સ્ટેટ બેંક ઓફ શ્રીનગર' શરૂ કરવા આમંત્રણ આપ્યું. સિલોનની સરકારે પણ 1934માં એમને બેંક ખોલવા આમંત્રણ આપ્યું હતું. યુનાઇટેડ પ્રોવિન્સ (ઉત્તર પ્રદેશ) ની સરકારે ઉદ્યોગમાં રોકવામાં આવતાં નાણાં પદ્ધતિમાં સુધારો સૂચવતો એક રિપોર્ટ તૈયાર કરવા એમને વિનંતી કરી.

'સેન્ટ્રલ બેન્ક' ની બધી વ્યવસ્થા હિંદીઓના હાથમાં હતી. સિપાઇથી માંડી ડિરેક્ટર અને પ્રમુખ સુધી. પરિણામે ઈર્ષ્યાનુંએ કારણ બની. બેંકને તોડી પાડવા અનેક અફવાઓ ઉડાવવામાં આવતી.'સેન્ટ્રલ બેંકે'નો ઉદય અનેક પ્રતિષ્ઠિત પારસી પ્રમુખોને આભારી છે. ફિરોઝશાહના અવસાન પછી, 1915-'તાતા' કંપનીના એ.જે.બિલિમોરિયા પ્રમુખ થયા (1915-1921). ત્યાર પછી, સર ફિરોઝ શેઠના આવ્યા (1921-1938) વચ્ચે ત્રણ વર્ષ 1925 થી 1928 સર રૂસ્તમ મસાણી પણ કામચલાઉ પ્રમુખ રહ્યા. લગભગ ત્રેવીસ વર્ષ સર હોમી મોદી પ્રમુખ હતા. 1938થી 1961 થોડાક સમય માટે હરિદાસ માધવદાસ (1941-1943) પ્રમુખ હતા. દીનશા ડી. સૅમર 1945અને 1952 વચ્ચે કામચલાઉ પ્રમુખ રહ્યા.

'સેન્ટ્રલ બેંક'ના ઉપપ્રમુખ, કુંવરજી ભાભાની કારકીર્દી ઉજ્જવળ હતી. સ્વતંત્રતા પહેલાં, વચગાળાની સરકારમાં એઓ ઉદ્યોગ ખાતામાંના 'સભ્ય' હતા અને પછી ઉદ્યોગ, ખનિજ અને વિદ્યુત અને વિદ્યુત શક્તિના પણ 'સભ્ય'હતા. આઝાદી પછી 1947માં સ્વતંત્ર ભારતના પહેલા ઉદ્યોગમંત્રી, કુંવરજી ભાભા હતા.

એ.ડી.શ્રોફે પણ 'બેંક' ઉદ્યોગમાં આગળ પડતો ભાગ ભજવ્યો. 1953માં સરકારની સંમતિથી રિઝર્વ બેંકે એમને 'શ્રોફ કમીટી'ના પ્રમુખ નીમ્યા હતા. કમિટિનું કાર્ય ખાનગી ઉદ્યોગોને બેંકો કેવી રીતે સહાય આપી શકે એ માટે સૂચના કરવાનું હતું. 'શ્રોફ કમિટિ'ના મોટા પ્રમાણનાં સૂચનો માન્ય રાખવામાં આવ્યાં.

બીજા પણ ઘણા પારસી સ્ત્રી-પુરૂષોએ, દેશમાં અને વિદેશમાં, બેન્કિંગમાં નામના મેળવી છે. 'રિઝર્વ બેંક ઓફ ઇન્ડિયા' ના ભૂતપૂર્વ, ડેપ્યુટી ગવર્નર, પરવેઝ દામરી 'વર્લ્ડ બેંક'ના મંત્રી છે. શેરનાઝ જાલ એન્જિનિયર એક બેંકની શાખામાં 'મેનેજર' નું સ્થાન મેળવનાર પહેલી પારસી સ્ત્રી છે. 'બેંક ઓફ ઇન્ડિયા'ની કોલાબા શાખાની શેરનાઝ 'મેનેજર'હતાં. અને 1976માં, પેરિસ શાખાના 'મેનેજર તરીકે એમની નિમણૂંક થઇ હતી. મુંબઇ અને લંડનમાં 'ગ્રીન્ડલે બેંક' માં ડોસાં પેન્ટિએ ઘણાં વર્ષ કામ કર્યું.

ઘડિયાળ સમારકામની કળામાં પણ પારસીઓ કુશળ હતા. સૂરતના એક રહેવાસી સોરાબજી કાવસજી ઘનજીશાને (1679-1772) બાદશાહ મહમ્મદ શાહે 1744 માં ઘડિયાળ સમું કરવા દિલ્હી બોલાવ્યો હતો. દિલ્હીના સુલતાન તરફથી આ ઘડિયાળ બાદશાહને ભેટ મળ્યું હતું. પોતા સાથે ઘનજીશાએ કાવસજી રૂસ્તમજી ઉદવાડા (1716-1781) ને મદદનીશ તરીકે લીધા. ઘડિયાળ સમું થયું. બાદશાહ તરફથી બન્નેને સારું ઈનામ મળ્યું. એ અંગ્રેજીમાં કહેવાય 'ધ લોર્ડ ઓફ ધ ઓશિપશિયસ અવર ક્લોક.' એમના બે પુત્રો ને બહેરામખાનો 'ધ લોર્ડ ઓફ પ્રોસ્પેરિટી', અને 'તાલેપારખા' 'ધ લોડ ઓફ ગુડ ફોરચ્યુન.' ના ખિતાબોની નવાજેશ થઈ. ઉદવાડાને 'મિરઝા ખુશરો બેગ' નો ઈલકાબ આપવામાં આવ્યો. આ ઈલકાબ એમના પુત્ર કૈયોજીને વારસામાં મળ્યો. પાછળથી ઉદવાડા કટુંબે પોતાની અટક 'મિરઝાં' રાખી. ઓગણીસમી સદીની વચ્ચે પારસીઓ ઘડિયાળ વેચવા અને સમારવાની ઘણી દુકાનો ચલાવતા હતા. આજે પણ આ વ્યવસાયમાં 'ડી.આર.પંડોલ એન્ડ સન્સ' જેવા કેટલાક પારસીઓ છે.

ચશ્માના ઉદ્યોગ માં પણ પારસીઓએ પહેલ કરી 'બાલીવાલ એન્ડ હોમી' 'દીનશા એમ. દસ્તુર' ની કંપની વર્ષો જૂની છે.

કેટરિંગ ના વ્યવસાયમાં પારસીઓ આગળ હતાં. લગ્ન, નવજોત જેવા પ્રસંગોએ, મિજબાનીઓનો પ્રબંધ કરનાર અનેક પારસીઓ હતાં. 'સ્પેન્સર એન્ડ કંપની' 'ઈન્ડિયન રેલવે' ના કેટરર હતા. આ કંપનીએ પાછળથી હોટેલો ચલાવવાનું કામ હાથમાં લીધું હતું. મદ્રાસ, બેંગ્લોર, તથા ઉતાકામંડ સ્પેનસર 'મોટી મોટી હોટેલો ચલાવે છે.'

પારસીઓએ આ સદીની શરૂઆત માં 'કેનિંગ' ના ઉદ્યોગમાં અખતરો શરૂ કર્યો. ડૉ. દારબદીનશા રાઈટરે (1863-1935) 1909માં ખાંડનું પડ ચઢાવી કિવનીનની ગોળીઓ -'ટીફલા' બનાવવી શરૂ કરી. આમા સફળતા મળવાથી દાદરમાં મીઠી ગોળીઓ બનાવવાનું કારખાનું નાંખ્યું અને બીજું એક કારખાનું 1923માં કલકત્તામાં કર્યું. એમના અવસાન પછી પુત્રોએ 'કેનિંગ' ઉદ્યોગ શરૂ કર્યો. 'મુરબ્બા, અથાણાં અને બીજી અનેક વસ્તુઓ આ કારખાનાઓમાં બનવા માંડી, ઉદ્યોગમાં સફળતા મળતાં પારસીઓની પસંદગીની મીઠી વાનગી 'મલીદો' 'ધાનશાક દાળ' વગેરે બનાવ્યા. 'ડી.પી.' ની બનાવટો પણ એટલી જ લોકપ્રિય છે.

દૂધની ડેરીનો વિકાસ પણ હિંદીમાં પારસીઓ એ કર્યો. બીજા વિશ્વયુદ્ધ વખતે અમદાવાદ પાસે આણંદમાં કોઠવાલા ભાઈઓએ 'ડેરી'નું સંચાલન કર્યું. પેસ્તનજી પોલસનનું નામ (1875-1962) [6] 'ડેરી ઉદ્યોગ' માં જાણીતું છે. પોલસનની મૂળ અટક 'દલાલ' પરંતુ, એમનું હુલામણું નામ 'પોલી' હોવાથી એમની 'ડેરી' માં બનતી

વસ્તુઓ 'પોલસન' નામે બજારમાં ઓળખાવા માંડી. નાનકડું ગામડું છોડી તેર વર્ષની વયે, પોલસન નસીબ અજમાવવા મુંબઈ આવ્યા. ફ્રેંચ નમૂના પ્રમાણે 'ચિકરી' માંથી કોફી પાઉડર બનાવી પડીકા વેચવાથી શરૂઆત કરી. 1910 માં શરૂ કરેલા આ ઉદ્યોગનો ઘણો વિકાસ થયો. ક્રોફડ માર્કેટથી શરૂ થઈ જનરલ પોસ્ટ ઓફિસ પાછળ પોલસનનો ઉદ્યોગ સ્થિર થયો. એ 'બોઅર' યુદ્ધ અને પહેલા વિશ્વયુદ્ધ વખતે પોલસનની 'ફ્રેંચ કોફી' અંગ્રેજી સિપાઈઓ માટે, જથ્થાબંધ જતી. લશ્કર તરફથી સારા માખણની માંગ પણ આવી. પોલસને એક નવા ઉદ્યોગમાં ઝંપલાવ્યું. જરૂરી યંત્રો ઈંગ્લેન્ડથી આવ્યાં, ડેનમાર્કથી નિપૂર્ણ કારીગરો પણ આવ્યા. આણંદમાં 'મોડેલ ડેરી' નો પાયો નંખાયો. રોજનું 14 મિલીયન કિલોગ્રામ માખણ 'ડેરી' માંથી બહાર પડતું -1943. લશ્કર માટે પનીર પણ બનતું.

પોલસનની 'ફ્રેંચ કોફી' અમેરિકન લશ્કરમાં ખૂબ વખણાઈ. પરિણામે કોફી બનાવવાનાં યંત્રો પરદેશથી લાવવામાં અમેરિકન સરકારે મદદ કરી. એ જ પ્રમાણે મોટા પ્રમાણમાં અમેરિકન લશ્કરને કોફી પૂરી પાડવા માટે વિશાળ સગવડ પણ કરી આપી. 3,790કિલો ગ્રામ કોફી રોજ ભૂંજી શકાય એવાં યંત્રો પોલસને મંગાવ્યાં. અને કોફી ભરવા 'ટિન' બનાવવાનાં યંત્રો પણ.

1945 માં સરકારે મુંબઈને દૂધ પુરું પાડવાનું કામ પોલસને સોંપ્યું. આણંદ ડેરી રોજનું 8,000 કિલોગ્રામ દૂધ પૂરું પાડતી હતી. 1946 માં આ આંક 123,000 કિલોગ્રામ ઉપર પહોંચ્યો હતો. બિહાર સરકારની માગણીથી ત્યાં પણ પોલસને ડેરી ઉદ્યોગ પગભર કર્યો.

ચાલીસ લાખ રૂપિયાનું સાર્વજનિક દાન પોલસને કર્યું હતું. કેટલાક શહેરોમાં દવાખાનાં બંધાવ્યાં, આણંદમાં 'ક્રિશ્ચિયન મિશન હોસ્પિટલ' બંધાવી. એક 'પારસી વોર્ડ'ની વ્યવસ્થા ત્યાં કરી. ખેડા જિલ્લામાં ગરીબો માટે કૂવાઓ બંધાવ્યા.

ઘણા પારસીઓ એન્જિનિયર અને આર્કિટેક્ટ તરીકે બહાર પડ્યા છે. શાપુરજી પાલનજી મિસ્ત્રીનું નામ એમાં આગળ પડતું છે. (1887-1975) [7] ચૌદ વર્ષની વયે શાપુરજી 'પાલનજી લિટલવુડ એન્ડ કંપની' સાથે કામ શીખવા રહ્યા. સૌથી પહેલું કામ ચોપાટી ઉપર ફૂટપાથ બાંધવાનું હતું. નવ માસની સખત મજૂરી પછી એમને બે હજાર રૂપિયા મળ્યા. કામ શીખતાં કમાવા લાગ્યા. પેઢીનો વિકાસ પણ થયો સખ્યાબંધ કામદારોને અને પાંચસો એન્જિનિયરો સાથે મુંબઈમાં કેટલીક સુંદર ઈમારતો એમણે ખડી કરી. 1950 ના દસકામાં કલ્યાણ ખાતે સૌથી પહેલી રેયોન ફેકટરી શાપુરજીએ બાંધી. મસ્કતમાં ઓમાનનાં સુલતાન માટે મહેલ બાંધ્યો. એક ભારતીય કંપનીએ વિદેશમાં કરેલું આ પહેલું મોટું નિર્માણ કાર્ય હતું.

ઔદ્યોગિક વિકાસમાં , એમ. એન. દસ્તુરનો ફાળો ઘણો છે. (1916) [8] કલકત્તામાં 'દસ્તુરકો' અને ડુસલડોર્ક (જેર્મનિ) માં 'દસ્તુર એંજિનિયરિંગ ઇન્ટરનેશનલ' સ્થાપી. 1938 થી 1945 સુધી દસ્તુર 'તાતા આર્યન એન્ડ સ્ટીલ કંપની ' સાથે જમશેદપુર હતા. 'ડુપ્લે પ્લાન્ટ' માટે પોલાદ બનાવવાની ભઠ્ઠીઓ બનાવવાનો અનુભવ એમને મળ્યો. ત્યાર પછી 'મેસેચ્યુસેટસ ઇન્સ્ટિટ્યૂટ ઓફ ટેકનોલોજી' માં જોડાયા અને 1949 માં 'ડૉક્ટરેટ' મેળવી બીજાં છ વર્ષ, એક અમેરિકન પેઢી સાથે દસ્તુરે ગાળ્યાં. અમેરિકા ઉપરાંત યુરોપ અને લેટિન અમેરિકામાં લોખડ અને પોલાદ ઉદ્યોગની યોજનાઓ આ પેઢી ને હાથ હતી.

દસ્તુર ના જીવનમાં 1954 માં પલટો આવ્યો. 'માઇસોર આયર્ન એન્ડ સ્ટીલ વર્કસ'ના વિકાસ માટે અમેરિકન પેઢી વતી દસ્તુર હિંદ આવ્યા હતા. ભારત સરકારનાં કેટલાક અધિકારીઓને ત્યારે મળવાનું થયું. દસ્તુરનું લક્ષ એમણે લોખંડ ઉદ્યોગ ભારતમાંજ કેટલો વિકાસ માગે છે એ તરફ દોર્યું. જવાહરલાલ નહેરુ સાથે દસ્તુરની મુલાકાત ગોઠવાઇ. પંડિતજીએ દસ્તુરને પરદેશમાં ઘણા મોટા પગારની નોકરી છોડી હિંદમાં એક સલાહ આપનારી સંસ્થા સ્થાપવા સમજાવ્યા. કલકત્તામાં 'દસ્તુરકો'ની શરૂઆત થઇ-1955 માત્ર બે જ માણસો ત્યારે કંપની માં હતા. પંરતુ 1946 માં કંપની સાથે 800 નિષ્ણાંતો કામ કરતા હતા. કંપનીની થાપણ બે લાખ રૂપિયા ઉપરથી વધી છ લાખ સિત્તોતેર હજાર ઉપર પહોંચી હતી. કાર્યદક્ષતા તથા વિનિમય સાચવવા માટે એને ત્યાં જ સ્થગિત કરવામાં આવી.

અમેરિકા, ઇંગ્લેન્ડ, જર્મની કે જર્મનના નિષ્ણાંતોને જોડે (ઓરિસા) માં 'ફેરો મેગેનિઝ'નું કારખાનું નાંખવાનો કોન્ટ્રાકટ ન આપતાં 'તાતા' એ 'દસ્તુરકો'ને આપ્યો હતો. ખુલ્લી હરીફાઇમાં દસ્તુરને આ કોન્ટ્રાકટ મળ્યો હતો. 'બોકારો' સ્ટીલ પ્લાન્ટ નાખવા ભારત સરકારે પણ 1958માં રિપોર્ટ તૈયાર કરવા 'દસ્તુરકો'ને આમંત્રણ આપ્યું હતું. બે વર્ષ પછી, 'હિંદુસ્તાન સ્ટીલ લિમીટેડ' માટે 'દુર્ગાપુર એલોપ સ્ટીલ પ્લાન્ટ' નાંખવા 'દસ્તુરકો' એ રિપોર્ટ તૈયાર કર્યો હતો. 1964 માં સોવિયેટ યુનિયન સાથે મળી 'બોકારો સ્ટીલ પ્લાન્ટ'નું બાંધકામ 'દસ્તુરકો' એ કર્યું.

1959-1961 અને 1969 માં દિલ્હી, મુંબઇ, મદ્રાસ અને ડુસલડર્ફમાં 'કંપની'એ શાખાઓ ખોલી.

દક્ષિણ ભારતમાં સાલેમ વિશાખાપટ્ટનમ અને બીજાં સ્થળોએ એલોય, સ્ટીલ, સ્પંજ આર્યન વગેરેનો કારખાનાંઓની જરૂરિયાત ઊભી થતાં મદ્રાસની ઓફિસ વિસ્તૃત કરવામાં આવી.

યુનાઇટેડ નેશન્સ જેવી આંતરરાષ્ટ્રીય સંસ્થા અને એની વિભિન્ન એજન્સીઓ તથા કમિશનોએ પણ 'દસ્તુરકો' નો ઉપયોગ કર્યો. લેટિન અમેરિકા, હિંદ, થાઇલેંડ,

ઈરાન અને મધ્ય પૂર્વમાં યુનેસ્કો, યુ. એન. ઈન્ડસ્ટ્રિઅલ ડેવલપમેન્ટ ઓર્ગેનાઈઝેશન, યુ. એન. ઈકોનોમિક કમિશને જુદી જુદી યોજનાઓ માટે 'દસ્તુરકો'ને રોકી લોખંડના કારખાનાંઓને લઈને ઉપસ્થિત થતા પ્રદૂષણના પ્રશ્ન હલ કરવા 'દસ્તુરકો' એ એક અભ્યાસપૂર્ણ લેખ તૈયાર કર્યો. (1974) યુનાઈટેડ નેશન્સે પણ, લોખંડ અને પોલાદના ઉદ્યોગો ઉપર તૈયાર કરેલી માહિતી નો ઉપયોગ બીજા વિકાસ પામતાં દેશોમાં કર્યો. શ્રીલંકા, મોરિશિયસ, મોરક્કો, નેપાલ, સિરિયા, થાઈલેન્ડ, યુગોસ્લાવિયા જેવા દેશોમાં 'દસ્તુરકો' એ પ્રાથમિક તપાસ પછી કેટલાક રિપોર્ટ તૈયાર કર્યા. અને 'બોમ્બે બર્મા ટ્રેડિંગ કંપની' માટે માહિતી ભેગી કરી.

પારસી સ્ત્રીઓનો વેપાર ઉદ્યોગ ક્ષેત્રમાં ફાળો છે. પેરિન મિસ્ત્રીએ 1936માં આર્કિટેક્ટની પરીક્ષા પાસ કરી. ત્યાર પછી પોતાના પિતાની કંપનીમાં 'મેસર્સ-મિસ્ત્રી એન્ડ ભેદવાર પેરિન જોડાઈ. થોડા જ સમય પછી, કંપનીમાં ભાગીદાર બની એર માર્શલ એન્જિનિયરની પત્ની ગુલ એન્જિનિયર 'સેલવેલ' એજન્સિની ડિરેકટર છે. મુંબઈની એક પ્રખ્યાત જાહેર ખબરની એજન્સીની ડિરેક્ટર છે. મુંબઈની એક પ્રખ્યાત જાહેરખબરોની એજન્સી-'ઈન્ટર પબ્લિસીટી'ની ડિરેકટર નરગિસ વાડિયા 9 છે. લગભગ વીસ વર્ષથી એના પતિ સાથે નરગિસ 'ઈન્ટર પબ્લિસીટી' ચલાવે છે. એની સ્થાપના પણ એણે જ કરી હતી. થોડાંક વર્ષો પહેલા 'એડવર્ટાઈઝીંગ એન્જિન્યર્સ એસોસિએશન'ની પ્રમુખ તરીકે નરગિશ ચૂંટાઈ હતી. 49 કંપનીઓની બનેલી આ સંસ્થા દેશની 70 થી વધુ ટકા જાહેર ખબરો માટે જવાબદાર છે.

નેલી શેઠના 10 એ અમદાવાદમાં 'નેશનલ ઈન્સ્ટિટ્યૂટ ઓફ ડિઝાઈન'માં 'ટેકસટાઈલ ડિઝાઈન' ના વિકાસમાં સારો ફાળો આપ્યો. હાલ, 'બોમ્બે ડાઈન્ગ એન્ડ મેન્યુફેકચરિંગ કંપની'માં નેલી 'ડિઝાઈન' વિભાગની અધિકારી છે. અને આંધ્ર પ્રદેશની 'કલમકારી' જેવી ભુંસાઈ જતી કળાને નવજીવન આપવા આજે નેલી પોતાની શક્તિ અને મેધાનો ઉપયોગ કરી રહી છે.

'તાતા કંપની'- એ પણ સ્ત્રીઓને પ્રોત્સાહન આપ્યું છે. અને શક્તિ પ્રમાણે સારા ઊંચા દરજજા પણ એમને આપ્યા છે. બહેરોઝ જે.એમ. ખરશેદજી ત્રીસ વર્ષ, 'તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપની'ની મંત્રી હતી. એની નિવૃત્તિ પછી એ જ કામ માટે, કંપનીને બે વ્યકિતઓ રોકવી પડી. સુના બાટલીવાલ પણ એના અકાળ મરણ પહેલાં 'તાતા'માં સારી જગ્યા ઉપર હતી. 25 થી વધારે વર્ષ થયા ગુલકાવસજી કંપની સાથે કાયદા વિષે સલાહકાર છે.

એક જ પ્રકરણમાં પારસીઓએ ફાળો આપ્યો હોય એવા દરેક ઉદ્યોગ કે વેપારનો ઉલ્લેખ થઈ શકે નહિ. પરંતું બની શકે એટલા વિસ્તારથી આવા ફાળાનો નિર્દેશ કરવા પ્રયત્ન કર્યો છે.

1 જે.કાવસજી જહાંગીર, 'લાઈફ ઓફ સર કાવસજી જહાંગીર', કે.ટી. સી. એસ. આઈ., લંડન, 1890, પૃ 8

2 એફ.આર. હેરિસ,'જમશેદજી નસરવાનજી ટાટા', મુંબઈ, (2જી આવૃત્તિ) 1958, પૃ 10

3 (ઉપરોક્ત), પૃ 190

4 (ઉપરોક્ત), પૃ 253

5 આર.પી.મસાની દ્વારા ઉદ્ધૃત, 'એન.એમ.વાડિયા એન્ડ હિઝ ફાઉન્ડેશન' મુંબઈ 1961, પૃ 23

6 'પાર્સિયાના' (સં.) જહાંગીર આર પટેલ, મુંબઈ, માર્ચ, 1975, પૃ 31

7 (ઉપરોકત) પૃ 32 ફૂટનોટ

8 'દસ્તરકો': ટોટલ એન્જિનિયરીંગ : લિસ્ટ ઓફ અસાઈનમેન્ટ (ફોરેન)પ્રકાશન-એન.એમ.દસ્તુર એન્ડ કં.(પ્રા.) લિ. કલકત્તા, યુ.એન.ડોક્યુમેન્ટ નં. આઈ.ડી./ડબલ્યુ.જી. 146/50,/ મે ક.1973(યુનિડો)પણ જુઓ જે 'થર્ડ ઈન્ટરીજિયનલ સીમ્પોઝિયમ ઓન ધ આયર્ન એન્ડ સ્ટીલ ઈન્ડસ્ટ્રી બ્રાઝિલિયા, બ્રાઝિલ, ઓકટોબર 1421, 1973 વખતે પ્રગટ કરવામાં આવેલો.

9 'પર્શિયાન'મે 1976. પૃ 19 ફૂટનોટ

10 ઉપરોક્ત પૃ 42.

# 8. વ્યવસાયો

હિંદના વેપાર ઉદ્યોગમાં જે રીતે પારસીઓએ ફાળો આપ્યો તે જ પ્રમાણે જુદા જુદા વ્યવસાયોમાં પણ એમનો સતત ફાળો રહ્યો છે.

ઘણા પારસીઓ વકીલાતમાં પડ્યા અને કેટલાકોએ એમાં નામના પણ મેળવી. સર દીનશા એફ. મુલ્લા(1868-1974)નું નામ સૌ કોઈ જાણે છે.

દાદાભાઈ નવરોજીની જેમ દીનશાનો જન્મ પણ ધર્મગુરુ કુળમાં થયો હતો. એમના પિતાનું નામ ફરદૂનજી કાવસજી મુલ્લાં અને માતાનું સૂનાબાઈ. 'જે. જે. ઈન્સ્ટિટ્યૂટ'માં ફરદનજી શિક્ષક હતા. અને પાછળથી પ્રિન્સિપાલ બન્યા. દીનશાનું શિક્ષણ પણ 'જે.જે.ઈન્સ્ટિટ્યૂટ'માં અને પછી એલફિન્સ્ટન કોલેજમાં 1895માં 'લો'ની પરીક્ષા પસાર કરી દીનશા સોલિસિટર થયા. અને એક વર્ષ પછી 'મુલ્લા એન્ડ હીરાલાલ' કંપની કાઢી. વકીલાતના ક્ષેત્રમાં હાલ આ કંપની 'મુલ્લાં એન્ડ મૂલ્લાં'ના નામથી પ્રખ્યાત છે.

નાનપણથી સૂફી કવિઓની અસર દીનશા ઉપર ઘણી હતી. હફિઝ શેખ સાદી જેવા સૂફી કવિઓની કૃતિઓના અંગ્રેજી અનુવાદ માત્ર ત્રેવીસ વર્ષની વયે, એમણે કર્યા હતા. 1891. એમા 'ધ સેવન્ટી-ફાઈવ ઓડ્ઝ ઓફ હફિઝ' શેખ સાદીનું 'તળબાત' અને'અખલાકે મોહસીનિ' મુખ્ય કૃતિઓ હતી.

1900માં દિનશાએ 'કોમેન્ટ્રિ ઓન ધ કોડ ઓફ સિવિલ પ્રોસીજર' બહાર પાડી. આ પુસ્તક તરત જ કાયદાના અભ્યાસીઓ માટે ઉપયોગી નીવડ્યું. વિદ્યાર્થીઓ માટે ખાસ પ્રતની માંગ થઈ. 'કોમેન્ટ્રી'ની તેરમી આવૃત્તિ 1965માં બે ભાગમાં છપાઈ હતી. 1900માં દીનશાએ ફરદૂનજી અને ભિખઈજી ફરાકાની પુત્રી જરબાઈ સાથે લગ્ન કર્યું.

સર ફ્રેડરિક પોલક સાથે 'ઈન્ડિયન કોન્ટ્રક્ટ એક્ટ' દીનશાએ બહાર પાડ્યો. પહેલાં 1905માં બહાર પડેલ આ પુસ્તકની નવમી આવૃત્તિ 1972 માં છપાઈ અને, આખા દેશમાં પ્રખ્યાત થઈ. બીજા અનેક અભ્યાસપૂર્ણ ગ્રંથો ત્યાર પછી બહાર પડ્યા-'પ્રિન્સિપલ ઓફ મોહમેડન લો,' (1906) 'પ્રિન્સિપલ ઓફ હિંદુ લો'(1912) વગેરે. 'મોહમેડન લો'ની 17મી આવૃત્તિ 1972માં અને,'હિંદુ લો'ની 14મી આવૃત્તિ 1974માં છપાઈ.

1909માં મુંબઈ હાઈકોર્ટના ન્યાયાધીશ તથા ભવિષ્યના મુખ્ય ન્યાયાધીશ સર લોરેન્સ જેનકિન્સે દીનશાને 'એડવોકેટ' તરીકે નામ નોંધવા સૂચન કર્યું. તરત જ દીનશાની નિમણૂંક 'ટ્રિબ્યૂનલ ઓફ અપીલ'ના પ્રમુખ તરીકે થઈ. 1922માં મુંબઈ હાઈકોર્ટના વધારાના ન્યાયાધીશ નિમાયા. થોડાક વર્ષો પછી દીનશાએ ફરી વકીલાત શરૂ કરી. 1928માં ગવર્નર જનરલની 'એક્ઝિક્યુટિવ કાઉન્સિલ'ના 'લો મેમ્બર' તરીકે પસંદગી થઈ. 'સી.આઈ.ઈ.'નો ઈલકાબ મળ્યો. મુંબઈના 'એડવોકેટ જનરલ' તરીકે પણ સર દીનશાએ ઘણી વાર કામ કર્યું હતું.

1930માં ઈંગ્લેન્ડની 'પ્રિવિ કાઉન્સિલ'ની 'જ્યુડિશયલ કમિટિ'ના સભ્ય બનવાનું અનુપમ માન મળ્યું. એ જ વર્ષમાં એમને 'સર'નો ખિતાબ પણ અપાયો. દીનશાએ. લંડનમાં ઘર વસાવ્યું. ત્યાં પતિ-પત્નીએ એમના સહવાસમાં આવનાર દરેક વ્યક્તિનું હૃદય જીતી લીધું. મુંબઈ યુનિવર્સિટીએ, સર દીનશાને ડૉકટર ઓફ લોઝ'ની માનદ્ ડિગ્રી આપી. 1933માં સર દીનશાનું અવસાન થયું.

સર દીનશાના જન્મ પછી સાત વર્ષે ગરીબ મોબેદ કુટુંબમાં એક બીજા પ્રતિષ્ઠિત ધારાશાસ્ત્રી સર જમશેદજી કાંગાનો જન્મ થયો (1875-1969). ચોરાણું વર્ષના લાંબા આયુષ્યમાં મુંબઈના વકીલાતના ક્ષેત્રમાં એમણે પાંસઠ વર્ષ સેવા આપી 1903માં મુંબઈની હાઈકોર્ટના એડવોકેટ તરીકે જમશેદજીએ નામ નોધાવ્યું. 1921માં એમની વિશેષ ન્યાયાધીશ તરીકે નિમણૂંક થઈ અને 1923માં કાયમી એડવોકેટ જનરલ તરીકે. આ સ્થાન ઉપર નિમાનારા તેઓ પહેલા હિન્દી હતા. 1935માં સાઠ વર્ષની વયે એમણે એ પદનો સ્વેચ્છાએ ત્યાગ કર્યો અને બાકીનું જીવન મુશ્કેલીમાં સલાહ માટે આવનાર લોકોને મદદ કરવામાં ગાળ્યું. જમશેદજી આવકવેરા કાયદાના નિષ્ણાત હતા. એ વિષય પર એમણે પ્રમાણિત પુસ્તકો પણ લખ્યાં છે. કાંગા ચેતનવંત અને મિલનસાર હતા. એમની ઊંચાઈ અને માથે જરથોસ્તી મોબેદની સફેદ પાઘડી સાથે એમની પ્રતિભા મુંબઈના વકીલોના વર્તુળમાં છાની રહેતી નહિ.

" સૌપ્રથમ તેઓ મોબેદ હતા" એ ભુલવું ન જોઈએ. એવી એમના પિતાની ઈચ્છાને માન આપવા તેઓ આવી પાઘડી પહેરતા હતા. પુત્રે એ વાત હંમેશાં યાદ રાખી. જમશેદજીને યાદ કરતાં એક યુવાન વકીલ કહે છે :'સર જમશેદજીની ચેમ્બરમાં હંમેશાં પ્રકાશ પથરાઈ રહેતો. પોતાથી વયમાં નાના વકીલોની સફળતાથી તેઓ રાજી થતા. સફળતાનો ઘમંડ ખાસ એમને લાગ્યો નહોતો. એમની વર્તણૂંક વિનય ભરી વળી નિરભિમાની અને બાળકના જેવી સરળતા નિષ્કપટતા એમણે જાળવી રાખી હતી.' 1953માં વડા ન્યાયાધીશ એમ. સી. ચાગલાએ બોમ્બે લૉ લાયબ્રેરીમાં જમશેદજીની છબીનું અનાવરણ કર્યું હતું. સર જમશેદજીના મૃત્યુ સમયે બોમ્બે બાર એસોસિએશને યોજેલી શોકસભામાં સરકારી વકીલ વી. એચ.

ગુમાસ્તેએ કહ્યું હતું : 'આજીવન અવિવાહિત રહેલા જમશેદજી પોતાની પાછળ કોઈ સંતાનો કે આશ્રિતો મૂકી ગયા નથી. જેમને આપણો શોક સંદેશ મોકલી શકીએ પરંતુ તેથી યે મોટો પરિવાર તેઓ નામાંકિત જુનિયર વકીલોનો મૂકી ગયા છે. એમના મૃત્યુથી એ સૌને ખરેખર આઘાત લાગ્યો છે. તેઓ એમને હંમેશા યાદ કરશે'. [1]

સર જમશેદજીના એક મિત્ર અને સમકાલીન સર નોશેરવાન પી.એન્જિનિયરે (1884-1970) પણ વકીલાતના ધંધામાં નામના મેળવી. એમનો જન્મ પણ એક ગરીબ પારસી કુટુંબમાં થયો હતો. બેરામજી જીજીભોય ચેરિટેબલ ઇન્સ્ટિટ્યૂટમાં અને એલ્ફિન્સ્ટન કૉલેજમાં નોશેરવાને શિક્ષણ લીધું. અને અલભ્ય એવી દક્ષિણા ફેલોશિપ મેળવી. વકીલ તરીકેની લાયકાત મેળવી લીધા છતાં બોમ્બે બારમાં જોડાવા માટે એમની પાસે પૈસા નહોતા. એટલે કુટુંબને પોષવા કમાવા એમણે એક એટર્નીનું કામ હાથ ધર્યું. એટર્ની તરીકેની એમની નોંધપાત્ર કામગીરીએ એડવોકેટ જનરલ 'સર' થોમસ સ્ટ્રેન્ગમેનનું ધ્યાન ખેંચ્યું.1922માં સર નોશેરવાનને એમણે બોમ્બે બારમાં જોડાવા સમજાવ્યા. 1936માં મુંબઈ હાઈકોર્ટના તેઓ ન્યાયાધીશ નિમાયા. પરંતુ બે જ વર્ષમાં રાજીનામું આપી ફરી પાછા બારમાં જોડાયાં. 1942માં મુંબઈના એડવોકેટ જનરલ તરીકે નોશેરવાનની નિમણૂંક થઈ અને 1945માં એમને સરનો ઈલકાબ એનાયત થયો. પાંચ વર્ષ સુધી સર નોશરવાને એડવોકેટ જનરલનું પદ સંભાળ્યું. ઉગ્રપણે ચર્ચાયેલા આઝાદ હિન્દ ફોજના મુકદમામાં એમણે અંગ્રેજો વતી બ્રીફ સ્વીકારી. પરંતુ ગૌરવ અને નિષ્પક્ષભાવે એમણે મુકદ્દમો ચલાવ્યો.' સર નોશરવાનના વિરોધીઓએ પણ ત્યારે આ ઘટના આભાર અને પ્રશંસાપૂર્વક સ્વીકારી હતી. પોતાનો અણગમો દર્શાવતાં ત્યારે એમણે કહ્યું હતું કે : ''અપ્રિય ઉદેશો તરફ જયાં જાહેર જનતાનું સાવ અનિચ્છનીય રીતે ધ્યાન ખેંચાય ત્યારે બારની સ્વતંત્રતા અને મુક્ત વલણને પુરવાર કરવાનો સમય આવી લાગ્યો છે.' સર નોશેરવાન સંસ્કારી અને સુશીલ સજ્જન હતા. રમતગમતનો ખાસ તો ક્રિકેટ અને ટેનિસનો એમને શોખ હતો. અને એ બન્ને રમતોમાં તેઓ કુશળ હતા. ગરીબીનાં વર્ષો દરમિયાન એમને સંઘર્ષ કરવો પડયો હતો. એટલે સર નેશેરવાનને યુવાનો અને યુવતીઓને રહેવા-જમવાની સગવડ હોય અને ઉચ્ચ કોટિનું શિક્ષણ મળી શકે એવી ગરીબ વિદ્યાર્થીઓ માટેની એક શિક્ષણ સંસ્થા સ્થાપવાની જરૂર જણાઈ. જિંદગીનાં છેલ્લાં દસ વર્ષ (1960-1970) દરમિયાન એમણે-આર્થ્રાઈટિસની સખત પીડા ભોગવી. અને કાયમ પીડા રહેવા છતાં પોતાના મુકદ્દમાઓની દલીલો એમણે ઊભા ઊભા જ કરી. મૃત્યુના અગિયાર મહિના પહેલાં સર નોશરવાનને એક અકસ્માત નડ્યો હતો. જેને કારણે એમને પથારીવશ રહેવું પડ્યું. ખૂબ પીડા વેઠવી પડી. મૃત્યુ ત્યારે એમને માટે આભારરૂપ નીવડ્યું. [2]

આજના ધારાશાસ્ત્રીઓમાં બે નોંધપાત્ર વ્યક્તિઓ છે. હોરમસજી એમ. સીરવાઈ (1906) અને નાની પાલખીવાલા (1920).

નવસારીના નસરવાનજી સીરવાઈ તે હોરમસજીના દાદા થતા હતા. ગયા સૈકામાં વડોદરાના દરબારમાં તેઓ રાજવૈદ્ય હતા. માતાના સંબંધે તેઓ સુરતના વાડિયા માસ્ટર બિલ્ડર્સના વંશજ છે. અમુક અંશે ચારિત્ર્યની અખંડતા તેમ જ વડવાઓની દૃઢતા અને તેજસ્વિતા એમની કામગીરીમાં જોવા મળે છે. તત્ત્વજ્ઞાન અને કાયદાશાસ્ત્રમાં એમણે મુંબઈ યુનિવર્સિટીની સ્નાતકની ડિગ્રી મેળવી અને 1932માં મુંબઈ હાઈકોર્ટમાં એડવોકેટ તરીકે નામ નોંધાવ્યું. 1939 થી 1943 સુધી તેઓ મુંબઈ યુનિવર્સિટીની પહેલી એલ.એલ.બી. પરીક્ષાના પરીક્ષક તેમ જ પરીક્ષક બોર્ડના અધ્યક્ષ હતા. 1969માં મુંબઈની વર્ગર્મેન્ટ લો કોલેજમાં ઓનરરી પ્રોફેસર તરીકે એમની નિમણૂંક થઈ. 1957-1974 દરમ્યાન મુંબઈના અને પછી મહારાષ્ટ્રના એડવોકેટ જનરલનું પદ એમણે સંભાળ્યું અને ચોથી (દિલ્હીમાં) તથા પાંચમી (એડિનબરોમાં) કોમનવેલ્થ લો કોન્ફરન્સમાં ભાગ લીધો. કાનૂની અધિકારીઓ અને ન્યાયાધીશોનું સ્થાન (ધ પ્લેસ ઓફ ઓફિસર્સ એન્ડ મિનિસ્ટર્સ ઓફ જસ્ટિસ) એ વિષય પર સીરવાઈએ આપેલું વ્યાખ્યાન ખૂબ પ્રશંસા પામ્યું હતું. એમનાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોમાં એમનો સૌથી મોટો ફાળો બંધારણીય કાયદાના ક્ષેત્રમાં છે. સીરવાઈનું 'કોન્સ્ટિટ્યૂશન ઓફ ઈન્ડિયા', 1967માં પ્રકટ થયું. 1968માં તેનું પુનર્મુદ્રણ થયું અને 1975-'76માં વિસ્તૃત સુધારેલી આવૃત્તિ બે ભાગોમાં બહાર પડી. ભારત અને વિદેશમાં આ પુસ્તકને શ્રેષ્ઠ કોટિમાં મૂકી સમીક્ષકોએ એની ગણના ભારતના બંધારણ વિષે લખાયેલા એક માત્ર આધારભૂત ગ્રંથ તરીકે કરી છે. તાજેતરની ઘટનાઓની બંધારણીય દૃષ્ટિએ છણાવટ કરતો આ પુસ્તકનો ત્રીજો ભાગ 1979માં પ્રકટ થયો. સીરબાઈનો મેકિસકો યુનિવર્સિટીની માગણીથી લખાયેલો એક નિબંધ "ભારતમાં સમવાયતંત્ર" (ફેડરાલિઝમ ઈન ઈન્ડિયા), એ જ યુનિવર્સિટીએ સ્પેનિશ ભાષામાં પ્રકટ કર્યો. 1975-'77દરમિયાન ભારતમાં લાદવામાં આવેલી કટોકટીની ટીકા, 'ધ ઈમર્જન્સી, ફ્યૂગર સેફગાર્ડઝ એન્ડ હેબિયસ કોપર્સ કેસ : એ ક્રિટિસિઝમ' નામે 1978માં થઈ. 1970માં એમને સર ચીમનલાલ સેતલવડ વ્યાખ્યાનો માટે મુંબઈ યુનિવર્સિટી તરફથી આમંત્રણ મળ્યું. વિષય હતો "ભારતના બંધારણમાં ન્યાયતંત્રનું સ્થાન" (ધ પોઝિશન ઓફ જ્યુડિશિયરી અંડર ધ કોન્સ્ટિટ્યૂશન ઓફ ઈન્ડિયા) આ વ્યાખ્યાનો યુનિવર્સિટી તરફથી પ્રકટ થયાં છે. 1972માં ભારતનાં રાષ્ટ્રપતિ દ્વારા સીરવાઈને 'પદ્મવિભૂષણ'નો ઈલકાબ આપવામાં આવ્યો હતો. તત્વજ્ઞાન અને કાયદાશાસ્ત્રમાં સીરવાઈને રસ છે. ઉપરાંત અંગ્રેજી સાહિત્યમાં પણ તેઓ ઊંડો રસ ધરાવે છે. અંગ્રેજી ભાષાના મહાન સાહિત્યકારોની

કૃતિઓમાંથી અવતરણો ટાંકી પોતાનાં કુટુંબીજનોને તેમ જ મિત્રોને તેઓ આનંદ આપે છે.

હોમી સીરવાઈ ભારતના બંધારણીય કાયદાના નિષ્ણાત છે તો નાની પાલખીવાલાનું મહત્ત્વનું પુસ્તક, 'ધ લો એન્ડ પ્રેકિટસ ઓફ ઈન્કમટેક્સ (7મી આવૃત્તિ, પુનર્મુદ્રણ 1977). ગરીબ પારસી ઘરમાં નાની જન્મ્યા હતા. અંગ્રેજી ઓનર્સ સાથે મુંબઈ યુનિવર્સિટીમાંથી બી.એ. કર્યું અને ત્યાર પછી એલ.એલ.બી. ની અને મુંબઈ હાઈકોર્ટની એડવોકેટ (ઓરિજિનલ વિભાગની)ની પરીક્ષાઓ પ્રથમ વર્ગમાં પસાર કરી. 1943- '44માં તેઓ (મુંબઈની) ગવર્નેન્ટ લો કોલેજમાં પ્રોફેસર હતા. અને કલકત્તા યુનિવર્સિટીમાં ટાગોર-પ્રોફેસર ઓફ લો હતા. પહેલા અને બીજા કાનૂની (લો) કમિશનના પાલખીવાળા સભ્ય હતા. (1955 અને 1958) ન્યૂયોર્કની પોલિટિકલ સાયન્સ એકેડેમીના માનદ સભ્ય તરીકે 1975માં એમની વરણી થઈ હતી. ત્રણ વર્ષ પછી પ્રિન્સ્ટન યુનિવર્સિટી તરફથી ઓનરરી એલ.એલ.બી. ની ડિગ્રી એમને આપવામાં આવી હતી. માર્ચ 1977માં જનતા સરકાર સત્તા પર આવી ત્યારે અમેરિકામાં ભારતના રાજદૂત તરીકે પાલખીવાલાની નિમણૂંક કરવામાં આવી. નાની પાલખીવાલા ટાટા સન્સ લિમિટેડના સિનિયર ડાયરેક્ટર ટાટા એન્જિનિયરીંગ એન્ડ લોકોમોટિવ કંપનીના ચેરમેન અને ટાટા આયર્ન એન્ડ સ્ટીલ કંપનીના ડેપ્યુટી ચેરમેન છે. ભારતની સૌથી મોટી સિમેન્ટ કંપની એસોસિયેટેડ સિમેન્ટ કંપનીના તેમ જ ભારતની સૌથી મોટી વ્યાપારી કંપની વોલ્ટાઝ લિમિટેડના પણ તેઓ અધ્યક્ષ છે. સંયુકત રાષ્ટ્રસંઘે કચ્છના કેટલાક પ્રદેશો પર પાકિસ્તાને કરેલા દાવા અંગે ફેસલો કરવા માટે એક ખાસ અદાલત (ટ્રિબ્યુનલ) નીમી ત્યારે નાની એ અદાલત સમક્ષ ભારતના વકીલ હતા (1964-'67). એ પ્રદેશો ઉપર પાકિસ્તાનના 90 ટકા દાવાને નકારી કાઢવામાં આવ્યો હતો. બાંગલાદેશની રચના થઈ તે પહેલાં ભારત સરકારે પાકિસ્તાનને ભારતની સીમા પરથી વિમાન લઈ જવાની પરવાનગી આપવાનો ઈન્કાર કર્યો હતો. પાકિસ્તાને ઈન્ટરનેશનલ સિવિલ એવિયેશન ઓર્ગેનિઝેશન સમક્ષ ફરિયાદ કરી. ત્યારે પણ નાનીએ ભારતનો કેસ રજૂ કર્યો હતો. કટોકટી દરમિયાન તેઓ અનેક કિસ્સાઓમાં વ્યકિતના મૂળભૂત અધિકારો માટે લડ્યા. આવકવેરા અંગેના એમના પ્રમાણિત પુસ્તક ઉપરાંત નાની હાર્વર્ડ યુનિવર્સિટી તરફથી વર્લ્ડ ટેક્સ શ્રેણીમાં પ્રકાશિત થયેલા પુસ્તક ટેકસેશન ઇન ઇન્ડિયાના પણ સહ-લેખક છે. એમનું પુસ્તક ધ હાઇએસ્ટ ટેકસ્ડ નેશન ભારતના કરવેરાના માળખાનો અભ્યાસ છે. જ્યારે 'અવર કોન્સ્ટિટ્યૂશન ડિફેસ્ડ એન્ડ ડિફાઈલ્ડ'માં ભારતના બંધારણનાં મુખ્ય લક્ષણો તેમ જ તેમાં થયેલા તાજેતરના સુધારાઓની પાલખીવાલાએ ચર્ચા કરી છે. જયપ્રકાશ

નારાયણે 1977માં ભારતમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો. નાનીએ જૂન 1977માં જયપ્રકાશ નારાયણ ઇન્સ્ટિટ્યૂશનની સ્થાપના કરી અને એ ઇન્સ્ટીટ્યૂશનને પાંચ લાખ પાંત્રીસ હજાર રૂપિયા દાનમાં આપ્યા. આ રકમ ધ લો એન્ડ પ્રેક્ટિસ ઓફ ઇન્કમટેક્સની સાતમી આવૃત્તિની કમાણીની હતી.

રાષ્ટ્રીય તેમ જ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે નામના મેળવનાર ધારાશાસ્ત્રીઓની નવતર પેઢીમાં બે નામોનો ઉલ્લેખ થવો જોઈએ. ફલી એસ. નરીમાન (1929) અને સોલી જે. સોરાબજી (1930).

ફલીનો જન્મ તો રંગૂનમાં પણ એમણે શિક્ષણ ભારતમાં લીધું. અર્થશાસ્ત્ર અને ઇતિહાસના વિષયો સાથે બી.એ.ની ડિગ્રી મેળવી ત્યાર પછી મુંબઈ યુનિવર્સિટીની કાયદાની પરીક્ષાઓ પસાર કરી. નાની પાલખીવાલાની જેમ તેઓ પણ પહેલી એલ.એલ.બી.ની પરીક્ષામાં પહેલા વર્ગમાં આવ્યા અને રોમન કાયદા તથા સામાન્ય ન્યાયશાસ્ત્રના એમના પેપર માટે 'કિન્લોક ફોર્બ્સ સુવર્ણચન્દ્રક' તેમ જ બીજાં કેટલાંક પારિતોષિકો મેળવ્યાં. 1940માં બાર કાઉન્સિલની પરીક્ષામાં પણ પહેલા આવ્યા. અને સર ચીમનલાલ સેતલવડ જ્યુબિલી મેમોરિયલ પારિતોષિક મેળવ્યું. એ જ વર્ષે મુંબઈની હાઈકોર્ટમાં એડવોકેટ તરીકે નામ નોંધાવ્યું. 1958માં સુપ્રીમ કોર્ટના એડવોકેટ તરીકે એમણે નામ નોંધાવ્યું અને માર્ચ 1971માં મુખ્ય ન્યાયાધીશ દ્વારા એમને સીનિયર એડવોકેટનું પદ આપવામાં આવ્યું. 1972માં ભારતના વિશેષ સૉલિસિટર જનરલ તરીકે ફલી નરીમાનની નિમણૂંક થઈ. પરંતુ ભારતનાં પ્રધાનમંત્રી શ્રીમતી ઇન્દિરા ગાંધીએ કટોકટીની જાહેરાત કરી તેના થોડા મહિના પહેલાં નરીમાને એ પદેથી નિવૃત્ત થવા માટે અરજી કરી. કેટલીક આંતરરાષ્ટ્રીય-પરિષદોમાં દિલ્હીમાં મળેલી કોમનવેલ્થ લો કોન્ફરન્સ (1971) અને ઇન્ટરનેશનલ લો એસોસિએશનની કોન્ફરન્સ (1974-'75) માડ્રિડ ખાતેની કોન્ફરન્સ 1976 અને સ્ટોકોહોમમાં ભરાયેલી ઇન્ટરનેશનલ બાર એસોસિએશનની કોન્ફરન્સ(1976)માં નરીમાને સક્રિય ભાગ લીધો હતો. તેમ જ મેક્સિકોમાં ભરાયેલી 6ઠ્ઠી ઇન્ટરનેશનલ આર્બિટ્રેશનમાં કોંગ્રેસની પહેલી કાર્યવાહી બેઠકના (1978) તેઓ અધ્યક્ષ હતા. 1975થી નરીમાન ભારતના બાર અસોસિયેશનના ઉપ-પ્રમુખ છે. જૂન 1977માં ભારત સરકારે 1956ના કંપની ધારા ઇજારદારી અને નિયંત્રિત વ્યાપારને લગતા ધારાના અમલ અંગે નીમેલી નિષ્ણાત સમિતિના સભ્ય પદે એમની નિમણૂંક કરવામાં આવી હતી. 1958ના તપાસ ધારા હેઠળ 1978માં ભારત સરકારે નીમેલા પ્રેસ કમિશનના પણ નરીમાન સભ્ય હતા. ફલીએ સામૂહિક ચર્ચાઓમાં ભાગ લીધો છે. તેમ જ રેડિયો તથા દૂરદર્શન પર એમની મુલાકાતો લેવાઈ છે. સરકારની નીતિઓને સામાન્ય જનતા માટે સ્પષ્ટ કરવા એમણે હંમેશાં સ્વતંત્ર વલણ અપનાવ્યું છે.

મધ્યમ વર્ગના પારસી કુટુંબમાં જન્મેલા સોલી સોરાબજીએ અર્થશાસ્ત્રના વિષયમાં ઓનર્સ લઈને 1950માં મુંબઈ યુનિવર્સિટીની બી.એ.ની ડિગ્રી લીધી. 1952 એમણે એલ.એલ.બી.ની ડિગ્રી મેળવી. અને ફલી નરીમાનની જેમ રોમન લો અને ન્યાયશાસ્ત્રમાં મેળવેલી સિદ્ધિને માટે 'કિન્લોક ફોર્બ્સ સુવર્ણચન્દ્રક' પ્રાપ્ત કર્યો. 1953માં સોરાબજીએ વકીલાત શરૂ કરી અને 1971માં સુપ્રિમ કોર્ટના એડવોકેટ તરીકે નામ નોંધાવ્યું. સોલી એમના નાગરિક સ્વાતંત્ર્ય અને મૂળભુત અધિકારોના ખાસ તો કટોકટીના સમય દરમિયાન કરેલા બચાવ માટે જાણીતા છે ત્યારે ગેરકાયદે રોકી રાખવામાં આવેલા અટકાયતીઓની મુક્તિ તેમજ અખબારી સ્વાતંત્ર્ય માટે સોરાબજીએ વિનામૂલ્યે સેવા આપી હતી. એપ્રિલ 1977માં જનતા સરકાર સત્તા પર આવી ત્યારે એમની નિમણૂંક વિશેષ સોલિસિટર જનરલ તરીકે કરવામાં આવી. એમણે બે પુસ્તકો લખ્યાં-'ધ લો ઓફ પ્રેસ સેન્સરશિપ ઇન ઇન્ડિયા' (1976) અને 'ધ ઇમર્જન્સી, સેન્સરશિપ એન્ડ ધ પ્રેસ ઇન ઇન્ડિયા.' ભારતના બાર એસોસિએશનના તેઓ ઉપ-પ્રમુખ છે. માનવ અધિકારોના પ્રોત્સાહન અને રક્ષણ અર્થે 1978માં જીનીવામાં યોજાયેલી રાષ્ટ્રીય અને સ્થાનિક સંસ્થાઓ અંગેના સેમિનારમાં ભારતીય પ્રતિનિધિ મંડળની સોરાબજીએ આગેવાની લીધી હતી.

એક મધ્યમ વર્ગના પારસી કુટુંબનાં છ બાળકોમાં રૂસ્તમ છેલ્લા. ચમકતી આંખોવાળા અને ચતુર તરીકે નિશાળ અને કોલેજમાં દીપી ઊઠ્યા. 'લો'ની ડિગ્રી મેળવી માસિક સો રૂપિયાના પગારે કલાર્ક તરીકે 'મ્યુનિસિપલ કોર્પોરેશન' માં જોડાયો. 1902માં ઓફિસ મેનેજર થયા. મની જેહવાડિયા સાથે લગ્ન કર્યું. ચંચળ મહત્ત્વાકાંક્ષી રૂસ્તમ માટે મની જેહવાડિયા આદર્શ પત્ની હતાં. 1908માં રૂસ્તમ મ્યુનિસિપાલિટીના સેક્રેટરી નિમાયા.

સર ફિરોઝશાહ મહેતાની સૂચનાથી એમણે બે પુસ્તકોનું સંકલન કર્યું -ઇન્ડેક્સ ટુ પ્રોસીડિંગ્સ 1873-1912અને હેન્ડબુક ઓન લો એન્ડ પ્રોસીજર એફ કોર્પોરેશન. બન્ને પુસ્તકો ઉપયોગી નીવડયાં. 1912માં સર રૂસ્તમ ડેપ્યુટી મ્યુનિસિપલ કમિશનર અને 1922માં મ્યુનિસિપલ કમિશનર નિમાયા. સિવિલ સર્વિસના અંગ્રેજને હંમેશાં આ જગ્યા આપવામાં આવતી. રૂસ્તમ પહેલાં હિંદી કમિશનર હતા. મ્યુનિસિપાલીટીના લાંબા અનુભવને પરિણામે રૂસ્તમે બે સુધારા કર્યા. એક મતાધિકારની સીમા વધારી અને બીજો મ્યુનિસિપલ કમિટીઓમાં સુધારણા કરી.

મ્યુનિસિપલ કમિશનર થયા પછી સર રૂસ્તમે રાજીનામું આપ્યું. 'સેંટ્રલ બેંક'માં 'મેનેજિંગ ડિરેક્ટર'ની એમને જગ્યા મળી. 'બેંકિંગ'ના અભ્યાસ માટે એમને ઇંગ્લેન્ડ મોકલવામાં આવ્યા. લંડનથી આવ્યા પછી ત્રણ વર્ષ સુધી (1925-1928) સેન્ટ્રલ બેંક સાથે 'મેનેજિંગ ડિરેક્ટર' તરીકે રહ્યા.

ત્યાર પછીના દસ વર્ષ સર રૂસ્તમે સાહિત્યિક પ્રવૃત્તિઓ અને સમાજ સુધારા પાછળ ગાળ્યો. એચ. ડબલ્યુ. બ્રાયન્ટ સાથે એમણે 'બોમ્બે વિજિલન્સ એસોસિએશન' સ્થાપી. આના પરિણામે 1923અને 1938માં 'બોમ્બે પ્રિવેન્શન ઓફ પ્રોસ્ટિટ્યૂશન એક્ટ્સ' ઘડવામાં આવ્યા. એ જ પ્રમાણે પશ્ચિમ હિંદમાં રૂસ્તમે 'સોસાયટિ ફોર ધ પ્રોટેકશન ઓફ ચિલ્ડ્રન' ની સ્થાપના કરી. આમાં, સર. જૉન વોર્ડલો મિલ્નેએ એમને મદદ કરી. 'બોમ્બે એડલ્ટ એજયુકેશન સોસાયટી' ને પણ એમણે વ્યવસ્થિત પાયા ઉપર મૂકી.

બીજા વિશ્વયુદ્ધ વખતે સર રૂસ્તમની વરણી મુંબઇ વિદ્યાપીઠના ઉપકુલપતિ તરીકે થઈ ત્યારે વિદ્યાપીઠમાં ઘણા સુધારા કર્યા અને 1941માં, પહેલું, 'ગુજરાત પ્રિહિસ્ટીરિક" ઍડમિડિશન યોજ્યું. 1943 માં સરકારે 'એડસમિડિશન'ને મળતી આર્થિક સહાય ખેંચી લીધી ત્યારે સંશોધનમાટે 'તાતા એજયુકેશનલ ટ્રસ્ટ' પાસે એમણે મદદ માગી. ગુજરાતમાં પુરાતત્ત્વના વિષયમાં સંશોધનની પરંપરા સર રૂસ્તમને આભારી છે. પરિણામે છેલ્લા કેટલાક વર્ષોમાં એ દિશામાં ઘણું સારું કામ થયું છે.

'નેશનલ વૉર ફન્ટ' ના નેતા અને 'ગ્રો મોર ફૂડ' જેવી ચળવળના પ્રમુખ તરીકે પણ સર રૂસ્તમે ફાળો આપ્યો હતો. 1944માં મુંબઇ વિદ્યાપીઠમાં તથા પૂનાની મુંબઈ વિદ્યાપીઠ સાથે સંકળાયેલી કાલેજમાં એમણે 'ઇન્ટરનેશનલ ફેલોશિપ એન્ડ અંડરસ્ટેન્ડિંગ' જેવા વિષય ઉપર વ્યાખ્યાનો ગોઠવ્યાં. દેશમાં એક અજોડ સંસ્થા સ્થાપવા, સર રૂસ્તમ ઈચ્છતા હતા.-'ઇન્ડિયન ઇન્સ્ટિટ્યૂટ ફોર એજ્યુકેશનલ એન્ડ કલ્ચરલ કો-ઓપરેશન' જ્યાં હિંદના કોઇ પણ ભાગમાંથી, જુદા જુદા ક્ષેત્રોમાં કામ કરતી વ્યક્તિઓ ભેગી મળી સહકારથી સાર્વજનિક હેતુ સાધી શકે. પરંતુ એમને સફળતા મળી નહિ. સર રૂસ્તમને, ઇતિહાસ, નાગરિકશાસ્ત્ર, સાહિત્ય, ગણિત અને ભૂગોળ મારફત વિશ્વબંધુત્વની ભાવના કેવી રીતે કેળવાય એ વિષય ઉપર લેખમાળા લખવાનું આમંત્રણ મળ્યું. યુનેસ્કોએ આ નિબંધોનું પ્રકાશન કર્યું. 'એજયુકેશન ફોર ધ વર્લ્ડ અંડરસ્ટેન્ડિંગ' (1954). આ પુસ્તકની વધારે માંગ હોવાથી હાર્વડ યુનિવર્સિટીએ 1970માં કાચા પૂંઠાની પ્રત છાપી.

સર રૂસ્તમ, 7 વર્ષ, (1930 થી 1936 ) 'રોયલ એશિયાટિક સોસાયટી'ના પ્રમુખ રહ્યા. એમની સેવાઓ માટે 'સોસાયટી' તરફથી રૂપાનો ચંદ્રક ભેટ આપવામાં આવ્યો હતો. સર રૂસ્તમના જીવનની આ એક સર્વોચ્ચ પળ હતી.

રૂસ્તમ લેખક પણ હતા. ગુજરાતીમાં એમણે પાંચ નવલકથાઓ અને બે શાળાપયોગી પુસ્તકો લખ્યાં હતાં. અંગ્રેજીમાં એમનું પહેલું પુસ્તક 'ચાઇલ્ડ પ્રોટેક્શન' ગુજરાતી નવલકથાઓ, 'બોધલુ' અને 'અબિસિન્યાનો હબસી' રમૂજી છે. જ્યારે

'ચંદ્રચાલ' 'રઝિયા બેગમ' અને 'ભાઈ કે ભરથાર' ઓગણીસમી સદીનાં હિંદુનું નિરૂપણ કરે છે. એમનું એક પુસ્તક 'ફોલ્કલોર ઓફ વેલ્સ' ઘણું પ્રખ્યાત થયું. ફ્રેંચ ભાષામાં એનો રિવ્યુ'દ લિસ્ત્વાર દે રલિઝિયો'(1931) નામના સામયિકમાં અનુવાદ થયો. અને એક ફ્રેંચ સામયિકમાં પણ પ્રગટ થયું. (1931). 1924 માં, ફરિદુદ્દીન અત્તરના 'કોન્ફરન્સ ઓફ બર્ડઝ'નો અંગ્રેજી અનુવાદ પરદેશમાં પણ વખણાયો. જિનીવાની વિશ્વવિદ્યાલયે પાઠ્યપુસ્તક તરીકે માન્ય રાખ્યું. સૂફીવાદ ઉપર આ પુસ્તક છે. હૉલેન્ડની 'સર્વિસ પબ્લિશિંગ કંપની' એ ડચ ભાષામાંએનો અનુવાદ છાપ્યો. જર્મનીમાં પણ આ પુસ્તકનો અભ્યાસ થતો હતો.

સર રૂસ્તમનાં બીજાં બે પુસ્તકો-'કોર્ટ પોએટસ ઓફ ઇન્ડિયા એન્ડ ઇરાન' (1938) અને 'ઝેરાસ્ટ્રિઅનિઝમઃ રિલિજન ઓફ ધ ગુડ લાઇફ' (1954) પણ વખણાયા. 'દાદાભાઈ નવરોજી 'હિંદના દાદા'નું જીવનચરિત્ર એમણે 1939 માં લખ્યું. આ પુસ્તકે એમને સારી કીર્તિ અપાવી. એવી જ રીતે એમનું 'બ્રિટન એન્ડ ઇન્ડિયા' એક નિખાલસ પુસ્તક પણ વાચકોએ અપનાવ્યું. શરૂઆતમાં સર રૂસ્તમે લખેલાં બે પુસ્તકો-'એવોલ્યુશન ઓફ લોકલ સેલ્ફ ગર્વનમેન્ટ ઇન બોમ્બે' અને 'હિસ્ટરી ઓફ લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇન ઇન્ડિયા' નો આજે પણ ઉપયોગ થાય છે.

સર રૂસ્તમ 1912માં સ્થપાયેલી 'કે. આર. કામા' ઓરિએન્ટલ ઇન્સ્ટિટ્યૂટના પહેલા માનદમંત્રી હતા. એની સંચાલક સમિતિના સભ્ય અને ટ્રસ્ટી પણ એમને નીમ્યા હતા. 'ઇન્સ્ટિટ્યૂટ'ને સારા આર્થિક પાયા ઉપર મૂકનાર સર રૂસ્તમનું. એકાણું વર્ષે અવસાન થયું. જીવનની છેલ્લી પળો સુધી એઓ કાર્યરત રહ્યા.

ડૉ. જાલ બલસારાનો જન્મ ગુજરાતના વલસાડ ગામમાં થયો હતો (1899). 1917માં મેટ્રિકની પરીક્ષા આપી ત્યાં સુધી ગામમાં જ રહ્યા. અંગ્રેજી અને સંસ્કૃત ભાષાઓ સાથે 1921માં સ્નાતક થયા. 'જે. જે. જરથોસ્તી મદ્રેસા' માંથી અવસ્તા અને પહેલવી ભાષાઓમાં 'ડિપ્લોમા' મેળવી 1924માં વકીલ તરીકે બહાર પડ્યા. અને સમાજશાસ્ત્રના અભ્યાસ માટે 1925માં લંડન ગયા. ત્યાંથી 'ડોક્ટરેટ' મેળવી, 1930માં પાછા આવ્યા ત્યારે એમની નિમણૂંક 'પારસી પંચાયત'ના જોડિયા મંત્રી તરીકે થઈ.

જાલે અગિયાર વર્ષ પંચાયતમાં કામ કર્યું અને કેટલાક સુધારાઓ પણ કર્યા. એક 'સેન્ટ્રલ રજિસ્ટર'નું સંકલન કર્યું. 'કો ઓર્ડિનેટિંગ કમિટી'ઓ નીમી અને, ગરીબ પારસીઓ માટે સસ્તાં ભાડાનાં ઘરો બાંધવાના પ્રશ્ન ઉપર રિપોર્ટ તૈયાર કર્યો. પરિણામે, પંચાયતે 'ગામડિયા' અને 'કેપન કોલોની' બાંધવા નાણાં મંજૂર કર્યા. કુટુંબ નિયોજન દાખલ કર્યું અને, સામાજિક પ્રશ્નો ઉપર સલાહ આપવા યોજના કરી.

1941માં ડૉ. બલસારાની નિમણૂંક 'ડેપ્યુટી મ્યુનિસિપલ કાઉન્સેલર' તરીકે થઈ ત્યારે કામદારોના હિતમાં એમણે ઘણા સુધારા કર્યા. શહેરને કેટલીક સગવડો પૂરી

પાડવા પણ યોજનાઓ ઘડી. 'બોમ્બે સિટિઝનશિપ સીરીઝ' ના જાલ તંત્રી હતા. 1948 માં એમણે એક પુસ્તિકા લખી 'બોમ્બે અ સિટિ ઇન ધ મેકિંગ'.

1948માં ડૉ. બલસારાએ પશ્ચિમ યુરોપ અને અમેરિકાનાં બત્રીસ શહેરોનો પ્રવાસ કર્યો. એક વર્ષ પછી પાછા આવ્યા ત્યારે મુંબઈ મ્યુનિસિપાલિટીના કમિશનરને એક રિપોર્ટ આપ્યો.

1949માં 'યુનાઇટેડ નેશન્સ સોશિયલ બ્યૂરો 'એ ડૉ.બલસારાની નિમણૂંક એશિયા તથા દૂર પૂર્વના દેશોના પ્રતિનિધિ તરીકે કરી. એમનું મુખ્ય મથક બેંકોક હતુ. પ્રાદેશિક પ્રતિનિધિની આવી રીતે પહેલી જ વાર નિમણૂંક કરવામાં આવી હતી. એમની મુખ્ય ફરજ એશિયાના દેશો વચ્ચે યુ. એન. નાં સામાજિક કલ્યાણ કાર્યો સંઘટિત કરી મિત્રતા સાધવાની હતી. અને યુ.એન. તરફથી પરદેશમાં અભ્યાસ માટે શિષ્યવૃત્તિઓ માટે યોગ્ય વ્યક્તિઓને પસંદ કરવાની પણ હતી. 1952માં ડૉ. બલસારા બર્મા ગયા 'યુ.એન.સોશિયલ સર્વિસિઝ મિશનના નેતા તરીકે એમને નીમવામાં આવ્યા. 1953માં એમણે રિપોર્ટ આપ્યો.. બર્મા સરકારે આ રિપોર્ટનો અમલ કરવા ડૉ. બલસારાની માગણી કરી. યુ.એન. વેલ્ફેર કન્સલટન્ટ' તરીકે.

1957 માં, ડૉ. બલસારાએ 'યુ.એન.' છોડયું. સ્વદેશ આવ્યા પછી એમની નિમણૂક 'સેન્ટ્રલ સોશિયલ વેલ્ફેર બોર્ડના સભ્ય તરીકે થઇ અને ત્યાર પછી એક નિષ્ણાત સલાહકાર તરીકે.

1960માં 'પ્લેનિંગ કમિશન 'સાથે ડૉ. બલસારાએ કામ કર્યુ. ત્રીજી પંચવર્ષીય યોજનામાં 'સોશિયલ વેલ્ફેર'ના વિભાગ માટે સૂચનાઓ એમને તૈયાર કરવાની હતી. શહેરના ગંદા વિસ્તારો દૂર કરવા અને મ્યુનિસિપાલિટીની સેવાઓનું સંકલન કરવાની એક સમિતિના એઓ પ્રમુખ હતા. 1961માં શહેરી વિકાસના પ્રશ્નો ઉપર એક રિપોર્ટ તૈયાર કર્યો. 1964માં 'પ્રોબ્લેમ્સ ઓફ રેપિડ અરબનાઇઝેશન ઇન ઇન્ડિયા' નામે આ રિપોર્ટ પ્રગટ થયો. 1963માં 'બોમ્બે સિવિક ટ્રસ્ટ'ની એમણે રચના કરી. અને 1973 લગી એના પ્રમુખ રહ્યા. મુંબઈ જેવા ઝડપથી વિકાસ પામતાં શહેરનાં પ્રશ્નોનો 'ટ્રસ્ટ'ને અભ્યાસ કરવાનો હતો. 'મેસ એન્ડ એડલ્ટ એજયુકેશન ઇન ઇન્ડિયા' નામની ડૉ. બલસારાએ લખેલ એક પુસ્તિકાએ સર રૂસ્તમ મસાણીનું લક્ષ દોર્યુ. પરિણામે 'બોમ્બે એડલ્ટ એજ્યુકેશન સોસાયટી'અસ્તિત્વમાં આવી. થોડાક સમય પછી આવી સંસ્થાઓ દેશનાં બીજાં ભાગોમાં પણ સ્થપાઇ 1946માં ડૉ. કુમારઅપ્પા સાથે 'ઇન્ડિયન કાઉન્સિલ ઓફ સોશિયલ વેલ્ફેર'નો ડૉ. બલસારાએ પાયો નાખ્યો. સમય વીતતાં 'કાઉન્સિલ'નું જોડાણ 'ઇન્ટરનેશનલ કાઉન્સિલ ફોર સોશિયલ વેલ્ફેર' સાથે થયું. શરૂઆતથી જ ડૉ. બલસારા 'કાઉન્સિલ'ના માનદમંત્રી રહ્યા.

વડોદરાની 'એમ.એસ. યુનિવર્સિટીના ડૉ. બલસારા પ્રોફેસર અને વેલ્સની સ્વોનસી યુનિવર્સિટી કોલેજ ના 'લીવર શૂમ ફેલો' હતા.

પારસી સ્ત્રીઓએ પણ સામાજિક કાર્યોમાં રસ લીધો છે. લેડી હીરાબાઈ કાવસજી જેહાંગીર (1894-1976) અનેક સંસ્થાઓ સાથે સંકળાયેલાં હતાં. 1946 થી 1966 લગી 'પારસી પંચાયત'નાં તેઓ ટ્રસ્ટી હતાં. 'પંચાયત'ના દોઢસો વર્ષ જૂના ઈતિહાસમાં ટ્રસ્ટી તરીકે ચૂંટાઇ આવનાર હીરાબાઈ પહેલાં સ્ત્રી હતાં. 1975 'પંચાયત'ના પ્રમુખ તરીકે એમની વરણી થઈ. આમાં પણ એમણે પહેલ કરી. 'ઇરાનિયન ગોરાસ્ટ્રિયન ટ્રસ્ટ'ના હીરાબાઈ 'સભ્ય' હતાં. ગરીબ પારસીઓ માટે મુબઈ શહેરમાં ઓછા દરના ઘરોની યોજનામાં એમણે આગળ પડતો ભાગ ભજવ્યો. ગામડાઓમાં 'બાલગૃહો'ની દેખરેખ રાખી અને નવસારી, વડોદરા, ગણદેવી વગેરે સ્થળોએ એમનાં કુટુંબ તરફથી સ્થપાયેલી હાઈસ્કૂલોની કમિટી ઉપર એમણે યોગ્ય ફાળો આપ્યો. મુંબઈ અને બીજા શહેરોમાં કુટુંબ નિયોજન માટેનાં 'ક્લિનિક'ની વ્યવસ્થા કરી. નવસારીની, 'સર કાવસજી, જહાંગીર મદ્રેસા'નાં અધ્યક્ષ તરીકે 1967માં ચૂંટાયાં. કુટુંબના ટ્રસ્ટમાંથી 'મહેરજી રાણા' લાઈબ્રેરીને હજારો રૂપિયાનું દાન કર્યું. 'ઝોરાસ્ટ્રિયન ફિઝિકલ કલ્ચર એન્ડ હેલ્થ સોસાયટીના પ્રમુખપદે પણ લેડી હીરાબાઈ હતાં. 'જામે જમશેદ'ના અધિપતિએ એમનાં અવસાન સમયે લખ્યું હતું એમના મૃત્યુથી પારસી ઈતિહાસનો એક યુગ આથમી ગયો છે.'

લેડી હીરાબાઈના મોટા પુત્ર જહાંગીરનું મૃત્યુ યુવાન વયે અકસ્માતને કારણે લંડનમાં થયું હતું. એની સ્મૃતિમાં એમણે 'જહાંગીર આર્ટ ગેલરી' બંધાવી.

સામાજિક ક્ષેત્રે દીનબાઈ પાટક (1874-1963)નું પ્રદાન વીસરાય એવું નથી. નવરોજી અને શિરિનબાઈ પાટકનાં તેઓ મોટાં પુત્રી. મુંબઈમાં પ્લેગ વખતે (1895-1905) પાટક કુટુંબે સંખ્યાબંધ વ્યકિતઓને કટોકટીના પ્રસંગે ઊભી કરેલી કેમ્પોમાં ખસેડવા મદદ કરી હતી. એટલું જ નહિ પણ, જાનની પરવા કર્યા વિના કુટુંબના બધા સભ્યોએ પ્લેગમાં સપડાયેલા દર્દીઓની સેવા કરી. દીનબાઈનાં બહેન ગુલબાઈએ નર્સ તરીકે પ્લેગની હોસ્પિટલમાં સેવા આપી હતી. દીનબાઈનાં માતુશ્રીએ 1899માં સ્ત્રીઓ માટે પોતાના ઘરમાં હસ્તઉદ્યોગનો વર્ગ શરૂ કર્યો. મોટા પ્રમાણમાં સ્ત્રીઓ આનો લાભ લેવા લાગી. એટલે 1913માં 'શ્રી જરથોસ્તી મંડળ'ની સ્થાપના થઈ શિરીન એમ ખરસેતજી મંડળના પ્રમુખ ચૂંટાયા અને દીનબાઈ મંત્રી બન્યાં. પચાસ વર્ષ 1963 સુધી-દીનબાઈએ મંત્રીપદ સંભાળ્યું. 1917માં 'મંડળ'ની ઈમારત બંધાઈ ત્યારે એને ત્યાં ખસેડવામાં આવ્યું. નામ પણ બદલાયું 'ઇન્ડસ્ટ્રિયલ હોમ ફોર પારસી વીમેન' લેડી નવાજબાઈ તાતાએ 1928માં 'મલિક બિલ્ડીગ' ખરીદ્યું ત્યારે મંડળનું નામ ફરી બદલાયું, 'સર રતન તાતા ઈન્ડસ્ટ્રીયલ ઈન્સ્ટિટ્યૂટ ફોર પારસી વીમેન' 'ઈન્સ્ટિટ્યૂટ' સિવાય, દીનબાઈએ ત્રણ ટેકનિકલ ઈન્સ્ટિટ્યૂટ સ્થાપી 'આર.એચ.પાટક ઈન્સ્ટિટ્યૂટ ફોર મેન', 'આર.એચ.પાટક ઈન્સ્ટિટ્યૂટ ફોર વીમેન' અને સાન્તાક્રુઝમાં 'પાટક પોલિટેકનિક' 1938માં દીનબાઈ 1925ના હિંદી વારસા કાયદામાં સુધારા કરવા

નિમાયેલી કમિટીનાં સભ્ય તરીકે ચૂંટાયાં. ખાસ કરી આ કાયદામાં વસિયતનામું કર્યા વિના ગુજરી ગયેલા પારસીઓના વારસો માટે સુધારાની જરૂર હતી.

89 વર્ષની વયે દીનબાઈ ગુજરી ગયાં ત્યાં લગી તેઓ અનેક કુટુંબોને આર્થિક મદદ કરતાં અને તેમને દાન પર આધાર ન રાખી સ્ત્રીઓને પોતાના પગ પર ઊભા રહેતાં શીખવ્યું.

મેરી કલ્બવાલા જાધવનું નામ (1909-1975) [3] મદ્રાસ અને નીલગિરિમાં ઘરગથ્થુ બન્યું છે. ઘણા પારસી ઘરોમાં પણ એમનું નામ જાણીતું છે. મેરી રૂસ્તમજી પટેલ નીલગિરિમાં મોટાં થઈ. એમનાં મા લગ્ન પહેલાં ઘણાં વર્ષો ઈંગ્લેન્ડમાં રહ્યાં હતાં. ગરીબોને મદદ કરવાનો વારસો મેરીને મા પાસેથી મળ્યો. "અમે નાનાં હતાં ત્યારે મા અમને ગરીબ પ્રજાને મદદ કરવા મોકલતાં, એટલે કોઈ દિવસ અમને એવું નથી લાગ્યું કે અમે કોઈ ખાસ કાર્ય કરીએ છીએ." પરિણામે નિર્ધનની સેવા મેરી માટે સહજ થઈ પડી અઢાર વર્ષની વયે મેરીનું લગ્ન નોગી ફિરોઝ હલ્લાવાલા સાથે થયું. આનંદી અને સુખી યુગલ હતું. પરંતુ, અચાનક હૃદયરોગને લઈને નોગીનું મૃત્યુ થયું. ત્યારથી, ગરીબોની સેવા માટે મેરીએ પોતાનું જીવન અર્પણ કરી દીધું. સૌનાં હૃદય પણ જીતી લીધાં. 1946માં 'મદ્રાસ લેજિસ્લેટિવ કાઉન્સીલ'ના સભ્ય ચૂંટાયાં. 1972 સુધી 'કાઉન્સિલ'ના સભ્ય રહ્યાં. મદ્રાસના 'શરિફ' તરીકે પણ તેઓ ચૂંટાયાં હતાં. 'મેજિસ્ટ્રેટ' તરીકે પણ મેરીએ સેવા આપી. 1935માં 'જીવેનાઈલ કોર્ટ'ના પ્રમુખ હતાં. ત્યારે અનેક બાલ ગુનેગારને એમની સમક્ષ રજૂ કરવામાં આવતા. આવાં કમનસીબ બાળકો માટે, કંઈક કરી છૂટવાની મેરીને તમન્ના થઈ. એમની આસપાસનું વાતાવરણ સુધારવાનો વિચાર આવ્યો. 1950માં, નવ બાલગુનેગારો માટે એક 'ગૃહ'ની યોજના કરી. હાલ આ ગૃહમાં બાલ ગુનેગારો માટે વ્યવસ્થા છે. અહીં, એમને શિક્ષણ આપવામાં આવે છે. છોકરાઓના 'ગૃહ'ની સ્થાપના પછી એક દિવસ બે અનાથ બાળકો મેરી સામે આવી ઊભા રહ્યાં. આ પ્રસંગનું મેરીએ વર્ણન કર્યું છે.

'ગણેશ પાંચ વર્ષનો હતો અને રાણી છ એક વર્ષની હશે. બહેનના ગળે હાથ વીંટાળી ગણેશ મારી સામે ઊભો હતો. ગણેશને તો હું 'ગૃહ'માં રાખી શકું પણ રાણી માટે મારી પાસે વ્યવસ્થા નહોતી. એટલે એને રાખવા ખાસ કન્યાઓ માટેનાં 'ગૃહ' નો પણ મેં વિચાર કર્યો છે અને છેવટે તેમણે તે પણ ખોલ્યું.'

મેરીએ એક બીજું 'ગૃહ' શરૂ કર્યું-'આખન ગૃહ' હાલ ત્યાં 300 કન્યાઓ રહે છે. અને ઉદ્યોગમાં ગુંથાયેલાં છે. 'ગૃહ'માં છાપખાનું, કારખાનું, સીવણ વિભાગ અને 'બેકાર' વિભાગ છે. એક બીજો વિભાગ પણ ત્યાં કામ કરે છે. 'ન્યુટ્રિશન ઓન વીલ્સ' પૌષ્ટિક ખોરાક બનાવતો આ વિભાગ રોજ 4,000 બાળકોને ગરીબ વિસ્તારોમાં ખોરાક પૂરો પાડે છે.

ઓગણીસ વર્ષ વિધવા રહ્યા પછી મેરીએ મેજર ચંદ્રકાન્ત કે. જાધવ સાથે લગ્ન કર્યું. 1972માં, મેજર જાધવનું અવસાન થયું. બે વર્ષ પછી મેરીનો એકનો એક પુત્ર પણ ગુજરી ગયો. હસતે મોંએ, એમણે આવા અંગત ઘા ઝીલ્યા અને પોતાનું કાર્ય

જારી રાખ્યું. એક છેલ્લો ઘા હજી બાકી હતો. એમનો એક પગ અને સાથળનો ઉપરનો ભાગ કેન્સરના કારણે કાપવો પડ્યો. આવાં દુ:ખમાં પણ આ ખૂબસૂરત સ્ત્રી હસતે મોંએ કહેતી,'હવે હું હળવાશ અનુભવું છું. પરંતુ હવે જિજીવિષાનો અંત આવ્યો હતો. 'પદ્મવિભૂષણ' માટે પસંદગી થઇ એના ખબર એમને આપવામાં આવ્યા ત્યારે, અત્યંત નમ્રભાવે એમણે કહ્યું,'હવે આ બધું માનપાન કોણ જોવા બાકી રહ્યું છે.' ફેબ્રુઆરી-1975 માં, મેરીનું અવસાન થયું પરંતુ અસંખ્ય વ્યક્તિઓ, જેમને માટે મેરીનું સ્થાન, 'મા' જેવું હતું, જેમને મેરી માટે અનહદ પ્રેમ હતો જે લોકોએ એમની સાથે રહી કામ કર્યું હતું તેમને માટે તો મેરી આજે પણ 'જીવંત' છે. મૃત્યુ એમને હતાશ કરી શક્યું નથી. વાયુ એમની સુવાસ નષ્ટ કરી શકે એમ નથી.

ડૉ. જાલ બલસારાની જેમ પેરિન વખારિયા, (1923) એક નિષ્ણાત સામાજિક કાર્યકર્તા છે. 13 વર્ષની વયે મેટ્રીક થઇ અને 16 વર્ષની વયે સ્નાતક થઇ. 1939માં માનસશાસ્ત્ર અને ફિલસૂફી જેવા વિષયો સાથે મુંબઇ યુનિવર્સિટીમાંથી પેરિન બહાર પડી. વધુ અભ્યાસ માટે અમેરિકા ગઇ. 1947માં કોલંબિયા યુનિવર્સિટીમાંથી 'માસ્ટર' ની ડિગ્રી મેળવી. અને 1950માં 'ન્યૂયોર્ક સ્ટેટ યુનિવર્સિટી' તરફથી 'ડોકટરેટ' મેળવી. 'યુનાઇટેડ નેશન્સ' પેરિનને રોકવા તૈયાર હતું. પરંતુ 'એમ.એસ. યુનિવર્સિટીનાં ઉપ-કુલપતિ હંસાબેન મહેતાએ પેરિનને વડોદરામાં 'સ્કૂલ ઓફ સોશિયલ વર્ક' શરૂ કરવા સમજાવી. 'ડીન' તરીકે પેરિનની નિમણૂંક થઇ. સાત વર્ષ પેરિને વડોદરામાં કામ કર્યું, (1950 થી 1957). ત્યાર પછી પેરિન 'યુ.એન'માં ઇકોનોમિક એન્ડ સોશિયલ કાઉન્સિલ'ના 'સોશિયલ અફેર્સ ઓફિસર' તરીકે હતી, 1957થી 1975. ડિરેકટર તરીકે પણ 'યુ.એન'માં પેરિને કામ કર્યું. 1973માં એક વર્ષની રજા ઉપર હતી ત્યારે હૈદ્રાબાદમાં 'નિઝામિયા વિમેન્સ એજયુકેશનલ ટ્રસ્ટી'ના ડિરેકટર તરીકે એની નિમણૂંક થઇ.

કેતાયૂન કામા, પેરિન વખારિયાની સમકાલીન હતી. 'સ્પીચ થેરપિસ્ટ' તરીકે બહાર પડી મૂંગાં-બહેરાં બાળકો માટે મુંબઇમાં સારી સેવા આપી. કેતાયૂન'જુવેનાઇલ કોર્ટ' ની માનદ્ મેજીસ્ટ્રેટ હતી અને ટર્કીમાં એક યોજના ઉપર 'યુનિસેફ સાથે કામ કર્યું.

શાળાઓ અને વિદ્યાપીઠનાં શિક્ષણ માટે પારસીઓએ સારો ફાળો આપ્યો છે. ઓગણીસમી સદીની અધવચથી વીસમી સદીના પહેલાં વીસ વર્ષ લગી, એમણે અનેક નિશાળો ખોલી હતી. ખાસ કરીને મુંબઇમાં પરંતુ નવસારી, સુરત, ભરૂચ જેવાં સ્થળોએ પણ જયાં પારસીઓ વસતા હતા ત્યાં એમણે શાળાઓ ખોલી. નાની 'ટેકનિકલ' સંસ્થાઓ અને કારખાનાં પણ એમણે સ્થાપ્યાં. સુરતની 'ટેકનિકલ સ્કૂલ' ની જેમ આ શાળાઓએ સારો વિકાસ સાધ્યો હતો.

કન્યાઓ માટેની સૌથી પહેલી શાળા 'ગ્રીન હાઇસ્કૂલ' (1888). નીડર અને સાહસિક બચુબાઈ અર્દશીર મુસ (1853-1946) આ કન્યાશાળાનાં પ્રિન્સિપાલ હતાં. 1932માં એમને 10,000રૂપિયાની થેલી ભેટ આપવામાં આવી હતી. બચુબાઈએ રકમ કન્યાઓની કેળવણી માટે ટ્રસ્ટીઓને પાછી આપી. શિક્ષણ ક્ષેત્રમાં એમની સેવાઓ માટે અંગ્રેજ સરકારે 1942માં 'કેસરે હિંદ' નો સુવર્ણચંદ્રક આપ્યો હતો. અને વિદ્યાર્થીઓએ સોનાનું 'કાસ્કેટ' ભેટ આપ્યું હતું. કેટલીક રકમ પણ ભેટ આપી હતી. જે એમણે મુંબઈ પ્રાંતમાં ગ્રામ કન્યા આનાં શિક્ષણ માટે પાછી આપી. 97વર્ષની વયે એમનું અવસાન થયું ત્યાં સુધી બચુબાઈ શિક્ષણ ક્ષેત્રમાં સેવા આપતાં રહ્યા. 'ગ્રીન સ્કૂલ' એનું કાર્ય હજુ કરે છે.

છોકરાઓ માટે મુંબઈમાં સૌથી પહેલી સ્કૂલ 'મઝગાંવ સ્કૂલ' સ્થપાઈ. એના સ્થાપક, એક ગરીબ જરથોસ્તી ગૃહસ્થ, દોરાબજી બી. કાંગા (1860-1932) [4] હતા. વિદ્યાર્થીઓના આ પ્રિય ગુરુને 'દાદા' ઉપનામ આપવામાં આવ્યું હતું. એટલે કાંગા માસ્તર, દાદાભાઈ માસ્તર તરીકે ઓળખાતા. 19 વર્ષની વયે એમણે શાળા શરૂ કરી હતી. અને 53 વર્ષના થયા ત્યાં સુધી' એકનિષ્ઠાથી સેવા કરી દાદાભાઈ માસ્તરે, પોતે ગરીબ રહીને પણ સ્કૂલની પાઈએ પાઈ કમાણી સ્કૂલના જ વિકાસમાં વાપરી, મઝગાંવ સ્કૂલ પણ હજી ચાલે છે.

જાલભાઈ ભરડાએ (1864-1921) [5] 'ન્યૂ હાઈસ્કૂલ' સ્થાપી. જાલભાઈ, ખગોળશાસ્ત્રના અભ્યાસી હતાં. મુંબઈ વિશ્વવિદ્યાલયની 'સેનેટ'ના સભ્ય પણ હતા. 1891 માં એમના મિત્ર કીકાબાઈ બી. મેર્ઝબાન (1867-1933) સાથે 'ન્યૂ હાઈસ્કૂલ' શરૂ કરી. શરૂઆતથીજ સ્કૂલ પ્રતિષ્ઠા જમાવી. ત્રીસીમાં એક વેળા 'ન્યૂ હાઈસ્કૂલ'માં, 2,600 વિદ્યાર્થીઓ ભણતા હતાં. જાલભાઈના અવસાન પછી સ્કૂલનું નામ 'ભરડા ન્યૂ હાઈસ્કુલ' પાડવામાં આવ્યું.

પીરોઝશા એન. મહેતા એ 1944માં 'બોયઝ ટાઉન' પબ્લિક સ્કૂલની નાસિકમાં સ્થાપના કરી. આ પ્રકારની આ પહેલી પારસી પબ્લિક સ્કૂલ હતી. ધર્મિષ્ઠ હતા. અને જાતમહેનતથી એક ઉદ્યોગપતિ તરીકે આગળ વધ્યા હતા. [6] પીરોઝશાહ (1877-1956) 'ભરડા ન્યૂ હાઈસ્કૂલ'માંથી મેટ્રીક થયા પછી 'વિકટોરિયા જ્યુબિલી ટેકનિકલ ઈન્સ્ટિટ્યૂટ'માં જોડાયા. રોજ સાંજે પિતાની મિલ ઉપર કામ શીખવા જતા. 'ટેકનિકલ, ઈન્સ્ટિટ્યૂટ'માંથી પરીક્ષા પાસ કર્યા પછી બે વર્ષ એમને મેન્ચેસ્ટર મોકલવામાં આવ્યા ત્યાં સિટી એન્ડ ગિલ્ડ'ની પરીક્ષા પાસ કરી, હિંદ આવ્યા પછી, પોતાનો ધંધો શરૂ કર્યો. સારી ધનપ્રાપ્તિ થઈ. પીરોઝશાહએ 'મિ.એન.મહેતા' કેળવણી ટ્રસ્ટ સ્થાપ્યું. નાસિકની પારસી બોર્ડિંગ સ્કૂલ વેચવાની હતી. ત્યારે પીરોજશાએ મિલકત ખરીદ કરી પબ્લિક સ્કૂલ' બનાવી.

મંદ બુદ્ધિનાં બાળકો માટે જાઇ એચ. વકીલે 1944માં, સૌથી પહેલી સ્કૂલ, પોતાના ઘરમાં શરૂ કરી. સ્કૂલનું નામ 'હોમ ફોર ચિલ્ડ્રન ઇન નીડ ઓફ સ્પેશલ કેર' રાખ્યું. જેથી બાળકો જ્યારે આ નિશાળમાંથી બહાર પડે ત્યારે સમાજ એમને સમદૃષ્ટિએ જોઇ શકે. જવાહરલાલ નહેરુ અને બીજી વ્યક્તિઓની સહાયથી આ નાની સ્કૂલનો સરસ વિકાસ થયો. લગભગ 300 બાળકો હાલ આ સ્કૂલનો લાભ લે છે. કેટલાક નવા વિભાગો પણ એમાં ઉમેરાયા છે. 'નર્સરી' વિભાગ, યુવક-યુવતીઓને ઉદ્યોગો શીખવવાનો વિભાગ એમને રહેવા માટે 'બોર્ડિંગ' ઉપરાંત મંદ બુદ્ધિનાં બાળકોને શિક્ષણ આપવાની ખાસ પદ્ધતિઓના અભ્યાસ માટે, એક 'ટ્રેનિંગ' સેન્ટરની પણ વ્યવસ્થા છે. મહારાષ્ટ્ર સરકારે આ 'સેન્ટર'ને માન્ય રાખ્યું છે. દેશના બીજા ભાગોમાંથી અનેક શિક્ષકો આ પદ્ધતિઓનો અભ્યાસ કરવા અહીં આવે છે. વળી આ ક્ષેત્રમાં સંશોધન માટે 'શ્રીમતી મોતીબાઇ ઠાકરસી ઇન્સ્ટિટ્યૂટ' સ્કૂલ સાથે સંકળાયેલી છે. 1969માં, સ્કૂલે પચ્ચીસ વર્ષ પૂરાં કર્યાં. 1976માં જાઇ વકીલને 'પદ્મશ્રી' નો ઇલકાબ મળ્યો.

અંધ અને અપંગ વ્યક્તિઓ માટે આપણે ત્યાં એક સુંદર સંસ્થા 'હેપી હોમ એન્ડ સ્કૂલ ફોર ધ બ્લાઇન્ડ' વર્લિ ઉપર છે. સ્કૂલની પ્રિન્સિપાલ, મહેશ જે. બનાજી (1943) મુંબઇ યુનિવર્સિટીમાંથી 1964માં ગ્રેજયુએટ થઇ. ત્યાર પછી 'ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યૂટ ફોર ટીચર્સ ઓફ ધ બ્લાઇન્ડ'માંથી, દૃષ્ટિહીનોને શીખવવા માટે 'ડિપ્લોમા' મેળવ્યો. મુખ્યત્વે આ 'હોમ'ની સ્થાપના ગુનેગાર બાળકો અને આંધળા ભિખારી, છોકરાઓને વસાવવા માટે થઇ હતી. 1925-1948થી 'હોમ'માં અનાથ અને આંધળા ભિખારી યુવાનોને શિક્ષણ આપવાની યોજના શરૂ થઇ. સોએક યુવાનો 'હોમ'માં રહે છે. મહેર 1969થી પ્રિન્સિપાલ છે. અને વારંવાર દેશપરદેશમાં યોજાતી કોન્ફરન્સોમાં હાજરી આપી આ પ્રકારની ખાસ શિક્ષણ પદ્ધતિમાં આવતા નવા પ્રવાહોના સંપર્કમાં રહે છે. મહેરે બે પુસ્તકો પણ લખ્યાં છે. 'સાઇટ કન્ઝર્વેશન ઇન ડેવલપિંગ કન્ટ્રિઝ' (1974) અને 'આઇ કન્ડિશન્સ એન્ડ આઇ હેલ્થ ઓફ બ્લાઇન્ડ સ્કૂલ ચિલ્ડ્રન' (1976).

આગેવાન સ્ત્રી કેળવણીકારોમાં બે નામો ગણાવી શકાય : એમી બી.એચ. જે. રૂસ્તમજી (1896-1976) અને મીઠા આર. ચોકસી (1901) 'ગ્રીન કોલેજ' કેમ્બ્રિજમાંથી 1922માં એમી ગ્રેજયુએટ થયાં. હિંદ આવ્યા પછી 'ઇન્ડિયન એજયુકેશનલ સર્વિસ'માં જોડાયાં અને થોડા જ સમયમાં 'ઇન્સ્પેકટ્રેસ ઓફ સ્કૂલ્સ' તરીકે નિમણૂંક થઇ. મુંબઇની 'સેકંડરી ટ્રેનિંગ કોલેજ'ના પહેલા સ્ત્રી પ્રિન્સિપાલ નિમાયાં. ઇન્ટરનેશનલ ફેડરેશન ઓફ યુનિવર્સિટી વિમેન'ના ઉપ પ્રમુખ (1956-૫૯) તરીકે પહેલીવાર એશિયાઇ દેશોમાં એમની ચૂંટણી થઇ. ચાળીસમાં અક્ષરજ્ઞાનની ચળવળમાં એમીએ પાયાનું કામ કર્યું. બાળપુસ્તકાલયોની એમણે યોજના કરી અને

સમાજમાં સ્ત્રીઓનું સ્થાન સુધારવા સતત પ્રયત્ન કર્યા. મુંબઈ મહિલા સ્નાતક સંઘે તેમના નામથી આંતરરાષ્ટ્રિય સ્કોલરશીપની સ્થાપના કરી. અને છાત્રાલય સાથે નામ જોડ્યું.

મીઠા આર. ચોકસીની દૃષ્ટિ ચપળ અને એક પણ વાર પરદેશ ન જવા છતાં અંગ્રેજી ભાષા ઉપરનું એમનું પ્રભુત્વ અસાધારણ શાળા અને યુનિવર્સિટીમાં મીઠા હંમેશ પહેલાં વર્ગમાં પાસ થયાં અને મુંબઈ યુનિવર્સિટીની 'દક્ષિણ ફેલોશિપ' મેળવી, ઘણાં વર્ષે વિલ્સન કોલેજમાં અધ્યાપક તરીકે રહયાં. પરંતુ મીઠાને મન શાળાનું શિક્ષણ પાયારૂપ હતું. એટલે કૉલેજ છોડી નિશાળમાં શીખવવાનું એમણે વધુ પંસદ કર્યું 'ન્યૂ ઈરા હાઈસ્કૂલ'માં અંગ્રેજી વિભાગનાં મુખ્ય શિક્ષક નિમાયાં. આધુનિક શિક્ષણ પદ્ધતિ અપનાવનાર 'ન્યૂ ઈરા' સૌથી પહેલી સ્કૂલ હતી. મુંબઈ પ્રાંતમાં આઝાદી પહેલાનાં થોડાં વર્ષોમાં બીજા વિશ્વયુદ્ધ વખતે રેડિયો ઉપર શાળાઓ માટેના કાર્યક્રમો શરૂ કરનાર મીઠા ચોકસી. મુંબઈ શહેર અને આસપાસનાં ગામડાઓને આવરી લેતા આ કાર્યક્રમોનું સંચાલન એમણે ઘણાં વર્ષે કર્યું. બાળકો માટે 'બર્ડઝ એન્ડ ધેર ફેમિલિઝ' (1973), 'અને વન્સ અપોન અ ટાઈપ' (1974), જેવાં કેટલાંક સુંદર પુસ્તકો પણ એમણે લખ્યાં. વાર્તાઓ અને દંતકથાઓ દ્વારા હિંદનો ઈતિહાસ શીખવવાનો પ્રયાસ 'વન્સ અપોન અ ટાઈમ' જેવાં પુસ્તક મારફત કરવામાં આવ્યો. મુંબઈ અને દિલ્હીમાં અંગ્રેજી શીખવવા યોગ્ય પદ્ધતિ નક્કી કરવા નિમાયેલી કમિટીઓ સાથે પણ મીઠાં સંકળાયેલાં હતાં. પાઠ્ય પુસ્તકો નક્કી કરવામાં અને તૈયાર કરવામાં એમણે ઘણી મદદ કરી છે.

જનસંચાર ક્ષેત્રમાં મહેરા મસાણીએ કીર્તિ મેળવી છે. મહેરા સર રૂસ્તમ મસાણીનાં પુત્રી 1934માં મુંબઈ યુનિવર્સિટીમાંથી પહેલા વર્ગમાં ગ્રેજયુએટ થયાં પછી લંડન યુનિવર્સિટીમાંથી 'બી.એસ.સી.'ની ડિગ્રી મેળવી. 1938માં લંડનથી આવ્યા પછી, ઓલ ઈન્ડિયા રેડિયોમાં પ્રોગ્રામ એસિસ્ટન્ટ તરીકે જોડાયા. 1948માં સ્ટેશન ડિરેક્ટર થયાં અને ત્યારબાદ એકસટર્નલ સર્વિસિઝ'ના ડિરેક્ટર. 1967માં 'ડેપ્યુટી ડિરેક્ટર જનરલ' તરીકે એમની નિમણૂંક થઈ 'માસ કમ્યુનિકેશન'ના કેટલાક પ્રશ્નો ઉપર એમણે કેટલાક લેખો અને બે પુસ્તકો લખ્યાં છે. ઘણા વર્ષોથી મહેરા મસાણી 'ઈન્ટરનેશનલ બ્રોડકાસ્ટ ઈન્સ્ટિટ્યૂટ'ના સભ્ય છે. 1973માં આ સંસ્થાનાં ટ્રસ્ટી નિમાયાં અને 1975માં ઉપ-પ્રમુખ તરીકે ચૂંટાયા.

દેશના નકશા બનાવવા કે મોજણી કરવામાં એક પારસી કર્નલ જમશેદ એ. એફ. દલાલે (1917) નામના મેળવી છે. હૈદ્રાબાદના 'સેંટર ફોર સર્વે ટ્રેનિં ગ એન્ડ મેપ પ્રોડકશન', અને 'સર્વેઅર જનરલ ઓફ ઈન્ડિયા' (1969-1971) ના જમશેદ સંસ્થાપક-ડિરેકટર હતા.

લશ્કરમાં પણ પારસીઓનો ફાળો છે. એમણે પ્રતિષ્ઠા પણ મેળવી છે. જ્યારે 'મેડિકલ ડિરેક્ટર' નિર્માણ થયું ત્યારે આર્મડ ફોર સિઝ મેડિકલ સર્વિસિઝ'ના ડિરેક્ટર જનરલ તરીકે જનરલ માસ્ટરની નિમણૂંક થઇ હતી.

હિંદના હવાઈ દળમાં ચાર એન્જિનિયર ભાઇઓએ ઘણું માન મેળવ્યું છે. અસ્પિ એન્જિનિયર અને જે.આર.ડી. તાતા બન્નેએ એકલા હિંદ-યુ.કે. વચ્ચે ઉડ્ડયન કર્યું હતું. 'એર ફોર્સ'માં આસ્પિ એન્જિનિયરે ઘણી સારી કીર્તિ મેળવી અને 'એર ચીફ માર્શલ'નો હોદ્દો પણ મેળવ્યો. ઇરાનમાં હિંદના રાજદૂત તરીકે પણ તેમની નિમણૂંક થઇ હતી. અને પછી 'ઇન્ડો-ઇરાનિયન ઓઇલ કંપની' ના ડિરેકટર નિમાયા. એમના ભાઈ મિનુ 'એર માર્શલ' તરીકે હવાઈ સેનામાંથી નિવૃત્ત થયા. ઘણું માન અને ઇનામો મિનુએ મેળવ્યાં છે. ત્રીજા ભાઈ જાંગ 'તાતા એર લાઇન્સ'માં જોડાયા. અને પછી હિંદ હવાઈસેનામાં જયાં સાહસિક વૃત્તિ અને શૂરાતન માટે નામાંકિત થયા. ગુજરાતમાં પ્લેન તૂટી પડવાથી એમનું મૃત્યુ થયું. સૌથી નાનાભાઇ રોની પણ 'એર માર્શલ' તરીકે નિવૃત્ત થયા. એમણે પણ મિનુ જેટલુ જ માન મેળવ્યું. આવાં બહાદુર સંતાનો માટે, એમનામાં ગૌરવ અનુભવતાં. પરંતુ, પુત્રોના હવાઈ અનુભવોથી તેઓ એટલાં જ ડરતાં. વરલી ઉપર જ્યારે તેઓ રહેતાં હતાં ત્યારે, મિનુ ઘણીવાર મને ચીડવતા 'હમણાં પ્લેન સાથે હું તમને ઘરમાં મળવા આવું છું.' પણ પુત્રને ઊડતો જોવા બહાર આવવાને બદલે તેઓ ઘરના એક ખૂણામાં સંતાઇ જઇ ઇશ્વરને યાદ કરવા બેસી જતાં. [7]

હિંદની નૌકાસેનામાં એડમિરલ જાલ ખરસેતજી (1919) [8] જેવી વ્યક્તિઓએ ખ્યાતિ મેળવી છે.

'નેવલ ચીફ ઓફ સ્ટાફ' તરીકે 1976માં એમની નિમણૂંક થઇ. આવું માન મેળવવા ખરસેતજી પહેલાં જ પારસી છે. એમને 'પરમ વિશિષ્ટ સેવા ચંદ્રક' પણ આપવામાં આવ્યો છે.

1935માં 'ટ્રેનિંગશિપ ડફરિન' ઉપર ખરસેતજી જોડાયા. બે વર્ષ પછી પહેલા વર્ગમાં પરીક્ષા પસાર કરી અને 'રોયલ ઇન્ડિયન નેવી' સાથે જોડાયા. બીજા વિશ્વયુદ્ધ વખતે 'બ્રિટિશ રોયલ નેવી' સાથે યુદ્ધનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં ખરસેતજી હતા. 1941માં હિંદ પાછા આવ્યા. હિંદી નૌકાદળનાં ઘણાં જહાજો ઉપર ખરસેતજીએ ફરજ બજાવી છે. 1944માં 'એચ.એમ.આઇ.એસ.બોમ્બે'ની સરદારી કરી. આ જહાજનું મુખ્ય કામ નૌકાદળનું રક્ષણ કરવાનું અને 'સબમરીનો નો સામનો કરવાનું હતું. ખરસેતજીએ હાઇડ્રોગ્રાફી'નો ખાસ અભ્યાસ કર્યો છે. મલેશિયામાં મિત્ર દેશોના નૌકાદળ માટે દરિયાના પ્રવાહનો અભ્યાસ કરી દરિયાઇ પ્રવાહને વાળવા રોકાયેલા એક ખાસ દળ

સાથે ખરસેતજીએ કામગીરી બજાવા હતા. અને સાથે સાથે, 'સર્વેઅર-ઇન-ચાર્જ' પણ હતા. 1954માં 'ફેલોશિપ''આઇ.એન.એસ.દિલ્હી' ઉપર સહાયક કમાન્ડર હતો. ભારત સરકારે 'ચીફ હાઇડ્રોગ્રાફર' તરીકે એમને નીમ્યા, 1955. 'એર ક્રાફ્ટ કેરીઅર' આઇ.એન.એસ. વિક્રાંત ઉપરાંત બીજાં ઘણા જહાજોની સરદારી ખરસેતજીએ કરી છે. વોશિંગટનમાં હિંદના પહેલા 'નેવલ એટશે' હતા. 1969માં નેવલસ્ટાફના 'વાઇસ-ચીફ' નિમાયા અને 1973માં વેસ્ટર્ન નવલ કમાન્ડના, 'ફલેગ ઓફિસર કમાન્ડિંગ-ઇન-'ચીફ' થયા. હાલ ખરસેતજી 'નેવલ ચીફ ઓફ સ્ટાફ-નૌકા સેનાના વડા છે.

હિંદી લશ્કરના માજી વડા, સામ માણેકશા (1914) ના નામથી સૌ કોઇ પરિચિત છે. 1971માં પાકિસ્તાન સાથે થયેલાં યુદ્ધમાં દેશનું કુશળતાથી રક્ષણ કરવા માટે અને સુખદ પરિણામ લાવવા માટે ભારત સરકારે સામને 'ફીલ્ડ માર્શલ'નું પદ આપ્યું. આ માન મેળવવા માટે સામ પહેલા હિંદી છે.

માણેકશાનો જન્મ અમૃતસરમાં. ડોકટર અને શ્રીમતી એચ.પી. માણેકશાનાં સંતાનોમાં સામ પાંચમા. 1932માં 'ઇન્ડિયન મિલિટરી એકડમી'માં દાખલ થયા. બે વર્ષ પછી એમને 'કમિશન' મળ્યું અને પોતાના 'યુનિટ' 'ફ્રન્ટિઅર ફોર્સિઝ રેજિમન્ટ'માં જોડાયા. એ પહેલાં એક વર્ષ સામે 'રોયલ સ્કોટસ' સાથે ગાળ્યું હતું. 1939 અને 1941વચ્ચે નોર્થ વેસ્ટ ફ્રન્ટિઅરમાં 'એહમદ ઝઇ ઓપરેશન્સ'માં માણેકશાએ ભાગ લીધો બીજા વિશ્વયુદ્ધમાં જ્યારે જર્મનિઝ ઊતર્યા ત્યારે ગંભીર રીતે ઘાયલ પણ થયા હતા. અને બહાદુરી માટે એમને 'મિલટરિ ક્રોસ' મળ્યો હતો. સાજા થયા પછી એમની નિમણૂંક 'રાઝમક બ્રિગેડ'ના બ્રિગેડ મેજર તરીકે થઇ. ત્યાર પછી એક વર્ષ કોટાની 'સ્ટાફ કોલેજ'ના શિક્ષક નિમાયા. ત્યાંથી બીજા વિશ્વયુદ્ધમાં બર્મામાં પોતાની 'રેજિમેન્ટ' સાથે સક્રિય ફાળો આપ્યો. ફ્રેંચ ઇન્ડો-ચાયનામાં ઓકયોપેશન સૈન્યો 'સિનિયર સ્ટાફ ઓફિસર' હતા અને મિત્ર દેશોનાં સૈન્ય સાથે જર્મનના યુદ્ધકેદીઓની જવાબદારી માણેકશાને શિર હતી.

1945માં હિંદ પાછા ફર્યા પછી 'આર્મી હેડકવાર્ટર્સ'માં 'મિલિટરી ઓપરેશન્સ ડિરેકટરેટ'ના મુખ્ય 'જી.એસ.ઓ'. નિમાયા. લશ્કરની હિલચાલ ઉપર દેખરેખ રાખવાનું વ્યવસ્થા કરવાનું અને ભાવિ ઘડવાનું ત્યારે માણેકશાનું કામ હતું.

હિંદ સ્વતંત્ર થયા પછી માણેકશાને 'બ્રિગ્રેડીઅર'નો હોદ્દો મળ્યો. માણેકશા 1957માં 'મેજર જનરલ' અને 1963માં 'લેફ્ટેનન જનરલ' બન્યા. 1964-1969 પહેલાં 'વેસ્ટર્ન આર્મી'ની અને પછી 'ઇસ્ટર્ન આર્મિ'ની સરદારી માણેકશાને આપવામાં આવી. નાગા અને મિઝો બળવાખોરોને કાબૂમાં રાખવાની જવાબદારી માણેકશાની હતી. એમની કાર્યદક્ષતા માટે ભારત સરકારે, 1968માં 'પદ્મભૂષણ'નો ઇલકાબ

આપ્યો. 1969માં, માણેકશા 'જનરલ' બન્યા. લશ્કરના વડા તરીકે એમની નિમણૂંક થઈ. 1971માં પાકિસ્તાન સાથેના યુદ્ધમાં જીત મેળવવા માટે જાન્યુઆરી 1972માં 'પદ્મવિભૂષણ' અને પહેલી જાન્યુઆરી 1973નાં દિવસે ભારત સરકારે સામ માણેકશાને 'ફીલ્ડ માર્શલ'નું પદ આપી અનુપમ માન આપ્યું.

રમતગમતનાં મેદાનમાં પારસીઓએ આગળ પડતો ભાગ લીધો છે. એમણે સૌથી પહેલી ક્રિકેટ કલબ 1974માં સ્થાપી હતી. દરેક કોમની વ્યક્તિ આમાં ભાગ લઈ શકતી હતી. બે 'ટીમે' ઈંગ્લેન્ડનો પ્રવાસ પણ કર્યો હતો. અને ત્યાં ક્રિકેટ સ્પર્ધામાં ભાગ લીધો હતો. ડૉ. એમ. ઈ. પાવરીનું નામ આ ક્ષેત્રમાં મુખ્ય છે. પારસી ક્રિકેટ 'ટીમ' ના ચોવીસ વર્ષ તેઓ કેપ્ટન રહ્યા અને 'ટીમ' સાથે 28 વર્ષ ક્રિકેટ રમ્યા. ક્રિકેટ ઉપર એક પુસ્તક પણ પાવરીએ લખ્યું છે. 1985માં પાવરી મિડલ સેક્સ કાઉન્ટી' સાથે પણ ક્રિકેટ ખેલ્યા હતા. એક અચ્છા ક્રિકેટર ઉપરાંત પાવરી સમાજસેવક પણ હતા. ઘણી સંસ્થાઓને એમણે મદદ કરી હતી. પાવરીએ કેપ્ટન તરીકે નિવૃત્તિ લીધા પછી હોમી ડી. કાંગાએ પારસી 'ટીમ' ની સરદારી લીધી હતી.

આપણા સમયમાં પોલી ઉમરીગર, નરી કોન્ટ્રૅકટર, રૂસી મોદી, ફરોખ એન્જિનિયર અને રૂસી સુરતીનાં નામો ક્રિકેટમાં મોખરે છે. બે યુવાન પારસી મહિલાઓનો ક્રિકેટર તરીકે નિર્દેશ થવો જોઈએ ડાયના એદલજી અને શિરીન કોન્ટ્રૅકટર. 1976માં ડાયના ન્યૂઝિલેન્ડ સામે હિંદની મહિલાઓ સાથે ક્રિકેટ રમી હતી. અને કલકત્તાની શિરિન કોન્ટ્રૅકટરને 'બેટિંગ' માટે રાષ્ટ્ર તરફથી ઇનામ મળ્યું હતું.

'હોકી'માં પણ પારસીઓ પ્રણેતા હતા. હોકીની રમત માટે એક 'પારસી પાયોનિયર્સ' નામનું મંડળ અસ્તિત્વમાં આવ્યું અને મુંબઈ તથા પૂના ખાતે 'આગાખાન ટુર્નામેન્ટ' રમી હોકી ઉપરનો પોતાનો કાબૂ દાખવ્યો હતો. અને 1920માં 'ચે શાયર' રેજિમેન્ટને એમણે હરાવી હતી. વ્યાયામની રમતો માટે પારસીઓએ મુંબઈમાં બે મુખ્ય સંસ્થાઓ સ્થાપી હતી. પુરુષ અને સ્ત્રીઓ માટે 1880ના દસકામાં 'ઝોરાસ્ટ્રિઅન ફિઝિકલ કલ્ચર' એન્ડ 'હેલ્થ લીગ' અસ્તિત્વમાં આવ્યા. એ જ વખતે સર દીનશા પિટિટે પોતાની વ્યાયામશાળા ખોલી. બન્ને સંસ્થાઓ સરસ ચાલતી હતી. 1940 અને 1950ના દસકામાં બે મહિલાઓએ વ્યાયામમાં કીર્તિ પ્રાપ્ત કરી હતી- બાનુ ગઝદર અને રોશન મિસ્ત્રી. દોડવાની રમતમાં રોશન મિસ્ત્રીએ પ્રથમ સ્થાન મેળવ્યું હતું. 1951માં દિલ્હીમાં રમાયેલી પહેલી 'એશિયન' રમતોમાં બન્ને મહિલાઓએ ભાગ લીધો હતો.

1935 સુધી બી.સી.ગઝદર (જન્મ : 1877) વ્યાયામની રમતોમાં ભાગ લેતા હતા. ત્યારે એમની વય 58 વર્ષની હતી. મુંબઈ, ઈંગ્લેન્ડ અને અમેરિકામાં એમણે

સોનાના ચંદ્રકો જીત્યા હતા. એન.બી.ભરૂચાનું નામ શારીરિક વિકાસ અને ભારે વજન ઉપાડવાના પ્રયોગો માટે જાણીતું છે.

1930 અને 1950ની વચ્ચે લગભગ વીસ વર્ષ સુધી પારસીઓ 'બોક્સિંગ'માં સારો રસ ધરાવતા હતા. પરંતુ ત્યાર પછી આ રમતમાં એમનો રસ ઓસરી ગયો. ફૂલી બિલીમોરિયાનું નામ બોકસિંગમાં આગળ પડતું હતું. હિંદ, લંકા દેશ, બર્મા અને સિંગાપોરમાં આ રમતમાં 'મોદી બેલ્ટ' મેળવ્યો હતો.

એક વખતે પારસીઓ 'સ્કવૉશ' જેવી રમત પણ રમતા હતા. હિંદમાં આ રમત આવ્યા પછી માર્કર કુટુંબની ત્રણ વ્યક્તિઓ-પિતા, પુત્ર અને પૌત્ર-ઘણા વર્ષો લગી સ્કવૉશની પ્રતિસ્પર્ધામાં ઇનામો જીતી ગઈ હતી. 1903 અને 1911 વચ્ચે જમશેદજી એમ. માર્કર વિજેતા હતા. અને 1975માં દિનશા ફિરોજ પંડોલે હિંદ તરફથી, ઓસ્ટ્રેલિઆમાં રમાયેલી 'સ્કવૉશ'ની આંતરરાષ્ટ્રીય રમતમાં ભાગ લીધો હતો. 'ટેનિસ'માં સ્વ. જીમી મહેતાનું નામ વિશ્વવિખ્યાત છે. 'ડેવિસકપ' વિમ્બલડન અને ફોરેસ્ટ હીલ ખાતે રમાયેલી રમતોમાં જીમીએ ચાલીસીમાં ભાગ લીધો હતો.

ટેબલ ટેનિસમાં કાપડિયા ભાઈઓનાં નામ જાણીતા હતાં. હાલ ફરોખ ખોદાયજીએ ઘણા સૌ કોઈ જાણીતું છે. ફરોખે ઘણા ચંદ્રકો મેળવ્યા છે.-'અર્જુન પારિતોષિક' પણ (1967), એની પત્ની કેટી ચાર્જમેનને આ જ પારિતોષિક 1971માં મળ્યું હતું.

1868માં અંગ્રેજોએ આપણા દેશમાં પેનિ ફાર્ફિગ સાઈકલ પ્રચલિત કરી હતી. પારસીઓએ એનો પણ ઉપયોગ કર્યો. 'પારસી સાઈક્લિસ્ટ કલબ'ની સ્થાપના થઈ રૂસ્તમ ભમગરા, જાલ બાપાસોલા, અને અદી હકીમ જેવા સાહસિક સાઈક્લિસ્ટો ઈરાન, ઈરાક, સિરિયા અને સિનાઈનાં રણો ઓળંગી અસલની આવી સાઈકલ ઉપર વિશ્વના બાવન દેશોની મુસાફરી કરી આવ્યા હતા. બધા મળી સાડા ચાર વર્ષ એમને લાગ્યાં હતા.

સાઈકલની જગ્યા આજે મોટરકારે લીધી છે. મોટરકારની સ્પર્ધામાં પારસીઓએ ઘણો ઉત્સાહ બતાવ્યો છે. કેટી દારાયૂસ ભાંઠેના જેવી સ્ત્રી પણ 'કાર' સ્પર્ધામાં રસ ધરાવે છે.

તરવાની કળા અને 'વૉટર પોલો' જેવી રમતમાં દાદી અને ફરામરોઝ સી. ગોલવાલા જેવા બે ભાઈઓએ પારસીઓમાં રસ ઉત્પન્ન કર્યો. 'વિકટોરિયા સ્વમિંગ બાથ'ના તેઓ માલિક હતા. 1896માં 'ગોલવાલા બાથ ફકત પારસીઓ માટે જ ખોલવામાં આવ્યો હતો. પરંતુ ચાર વર્ષ પછી એને સાર્વજનિક સંસ્થા તરીકે જાહેર કરવામાં આવ્યો. ડોલી નાઝિર જેવા ઘણા સુંદર તરવૈયાઓ 'બાથ'માં તૈયાર થયા હતા. 1942માં, હેપસિન્કમાં થયેલી 'ઓલેમ્પિક' રમતોમાં ડોલી નાઝિરે ભારત

તરફથી 'ટ્રોફી'જીતી હતી. 1903માં ગોલવાલા ભાઈઓએ 'વોટર પોલો'ની રમત શરૂ કરી અને એક 'ટીમ' બનાવી. સમુદ્ર અને સહેલ પણ પારસીઓને રસ છે. કે. એમ. મિનોચહેર હોમજીએ એક કરતાં વધુ વખત "આર્મી" માં લાંબુ અંતર કાપવા માટે 'પ્રિન્સ ફિલિપ' હરાફ્રાઈ જીત્યા છે અને લૂટનન્ટ કમાન્ડર સોરાબ જમશેદ કોન્ટ્રેકટરને 1970માં નૌકા સ્પર્ધાની હરીફાઈ જીતવા માટે 'અર્જુન' ચંદ્રક મળ્યો હતો.

કુસ્તી તો હિંદની પુરાણી કલા છે. પરંતુ પારસીઓમાં 1870થી કુસ્તી પ્રચલિત થઈ. ફરામજી મહેરાવાનજી આરિયાએ 1875માં 'તાલીમખાનું સ્થાપી પારસીઓમાં કુસ્તી માટે રસ ઉત્પન્ન કર્યો. કોમમાં ઘણા સારા કુસ્તીબાજો ત્યારે હતા. એમાનાં બે નામો ખાસ ગણાવી શકાય–ઉસ્તાદ અર્દશિર રૂસ્તમજી સરકારી અને રૂસ્તમ(એકદસ્ત) બારિયા. માત્ર 28 વર્ષની વયે 'એક દસ્તે' હિંદના પ્રખર કુસ્તીબાજ ગંગારામ ચોબાને 1878માં પરાજિત કર્યો હતો.

ઉડ્ડયન કલામાં અસ્પિ એન્જિનિયર અને જે. આર.ડી. તાતાનાં નામો જાણીતાં છે. પરંતુ બે પારસી સ્ત્રીઓએ પણ આ કલામાં કીર્તિ મેળવી છે.- શિરીનબાઈ પિટિટ અને ભિખુ એસ.બાટલીવાલા બન્ને વિશ્વ વિજેતા નીવડ્યાં હતાં. ભિખુ, વ્યવસાયે બેરિસ્ટર હતી.

1 'બોમ્બે લો રીપોર્ટર' (એપ્રિલ 19691), વોલ્યુમ 71, પૃ. 2 3 - 2 9
2 'બોમ્બે લો રીપોર્ટર' (જુલાઈ 1970). વોલ્યુમ 72 પૃ. 85-89.
3 'પર્શિયાના' (સં.) જહાંગીર આર. પટેલ, મુંબઈ, ડિસેમ્બર, 1973, પૃ. 20 ફૂટનોટ અને જાન્યુઆરી 1975, પૃ. 38-39.
4 એચ. ડી. દારૂખાના વાલા, 'પારસી લસ્ટર ઓન ઈન્ડિયન ઓઈલ' મુંબઈ, 1939, વોલ્યુમા, પૃ. 283
5 (ઉપરોકત) પૃ. 274
6 'ધ મેન ઓફ ફેઈથ' અ બોયઝ ટાઉન પબ્લિકેશન, નાસિક, 1 9 6 9 , પૃ. 1-56
7 'પર્શિયાના', મે- 1974 , પૃ 37.
8 'પર્શિયાના', ફેબ્રુઆરી, 1976. પૃ. 9 ફૂટનોટ.

# 9. વિજ્ઞાન અને વૈદક (મેડિસિન)

એવી માન્યતા છે કે પારસીઓ ઉપર પશ્ચિમની ઘણી ઊંડી અસર પડી છે. આનાં નક્કર પરિણામરૂપે, વિજ્ઞાનમાં એમનો રસ વધુ કેળવાયો અને કોમને બે નામાંકિત વૈજ્ઞાનિકો મળ્યા. હોમી જહાંગીર ભાભા (1909-1966) [1] અને દારાશા નાસેરવાન વાડિયા (1883-1969) [2] ભાભાએ દેશમાં અણુ શકિત કેન્દ્ર સ્થાપી એનો વિકાસ સાધ્યો અને એ ક્ષેત્રમાં સંશોધન કરવાનાં કાર્યને વેગ આપ્યો. વાડિયા, ભૂસ્તરશાસ્ત્રી હતા. એમણે, હિંદમાં, ભૂસ્તરશાસ્ત્ર અને 'જિસો ફિઝિક્સ' ના અભ્યાસ માટે સૌથી પહેલી આધુનિક સંસ્થાઓ સ્થાપી.

જહાંગીર એચ. ભાભા અને મહેરબાઈ ફરામજી પાંડેના બે પુત્રોમાં હોમી ભાભા મોટા હતા. ભાભાનાં માતૃ શ્રી સર દીનશા પિટિટનાં દોહિત્રી હતાં. તાતા કુટુંબ સાથે પણ ભાભા કુટુંબને સગાઈ જમશેદજી તાતાના પુત્ર દોરાબ તાતાનાં લગ્ન ડૉ. ભાભાનાં ફોઈ સાથે થયાં હતાં. એક નિશાળિયા તરીકે હોમી ભાભા બપોરનાં ખાણા માટે હંમેશ ફોઈને ત્યાં જતાં. ત્યારે લોખંડ, પોલાદ, જળશક્તિની સહાયથી વીજળી ઉત્પન્ન કરવાના વિષયોથી માંડી ભારે રાસાયણિક પદાર્થો બનાવવા વિષે થતી ચર્ચા સાંભળતા. અને ઘરમાં, બન્ને ભાઈઓ માટે એક સુંદર પુસ્તકાલય હતું.

'કેથેડ્રલ સ્કૂલ એલફિન્સ્ટન કૉલેજ'અને'રોયલ ઇન્સ્ટિટ્યૂટ ઓફ સાયન્સ'માં જે અત્યારે 'ઇન્ડિયન ઇન્સ્ટિટ્યૂટ ઓફ સાયન્સ'તરીકે ઓળખાય છે. અભ્યાસ કર્યા પછી અભ્યાસ માટે હોમી કેમ્બ્રિજ ગયા. હોમીના પિતાની ઇચ્છા એમને એન્જિનિયર બનાવવાની હતી. જેથી અભ્યાસ પછી તેઓ 'તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપની'માં કામ કરી શકે. હોમીની ઇચ્છા જુદી હતી. એટલે પિતા-પુત્ર વચ્ચે એક પ્રકારનો કરાર થયો. હોમી 'મિકેનિકલ સાયન્સ'માં પહેલા આવી 'ટ્રાઈપોઝ' મેળવે તો ગણિતના વિષયમાં આગળ અભ્યાસ માટે પિતાએ એમને પૂરતી આર્થિક સહાય આપવા કબૂલ કર્યું. હોમીએ પહેલો વર્ગ મેળવ્યો અને 'થીઅરેટિકલ ફિઝિક્સ'માં વિદ્યાર્થી તરીકે સંશોધન શરૂ કર્યું.

બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું ત્યારે હોમી હિંદમાં રજા ગાળતા હતા. પાછા કેમ્બ્રિજ જઈ શકાય એમ નહોતું. એટલે એમણે બેંગલોરની 'ઇન્ડિયન ઇન્સ્ટિટ્યૂટ ઓફ

ફિઝિક્સમાં 'થીઅરેટિકલ ફિઝિક્સ'ના 'રીડર' ની જગ્યા લીધી. ત્યાં 'સર દોરાબ તાતા ટ્રસ્ટે 'એમને એક નાના 'યુનિટ'ની સગવડ કરી આપી. જેથી તેઓ પોતાનું સંશોધન કાર્ય ત્યાં કરી શકે. 1940-1945 પાંચ વર્ષ ડૉ. ભાભાએ ત્યાં કામ કર્યું. એમના જીવનનાં આ ઘણાં ઉપયોગી વર્ષો નીવડ્યાં એ જ વર્ષ દરમિયાન એમને પોતાના જીવનની દિશા પણ જડી.

31 વર્ષની વયે 1941માં ડૉ. ભાભા લંડનની 'રોયલ સોસાયટીના ફેલો 'ચૂંટાયા અને 1942માં એમના મહાનિબંધ 'ધ થીઅરિ ઑફ એલિમેન્ટરિ પાર્ટિકલ્સ એન્ડ ધેર ઈન્ટર એકશન' માટે કેમ્બ્રિજ યુનિવર્સિટીએ એમને 'એડમ્ઝ' પારિતોષિક આપ્યું.

1944માં ડૉ. ભાભાનાં જીવને અગત્યનો વળાંક લીધો. સર દોરાબ તાતા ટ્રસ્ટના પ્રમુખ સર સોરાબ સકલાટવાલાને એમણે એક પત્ર લખી હિંદમાં 'થીઅરિટિકલ એન્ડ એક્સપેરિમેન્ટલ ફિઝિક્સ'માં સંશોધન અર્થે એક સંસ્થાની આવશ્યકતા દર્શાવી. ખાસ કરીને કોસ્મિક રેઈઝ' અને અણુ શક્તિના વિભાગોમાં સંશોધનની અગત્યતા ડૉ. ભાભાને જણાઈ હતી. આ પ્રકારનું સંશોધન હિંદના ઉદ્યોગોના વિકાસમાં પણ મહત્ત્વનો ભાગ ભજવી શકશે એવું ડૉ. ભાભાનું માનવું હતું.

સર સોરાબ સકલાટવાલા અને જે આર.ડી.તાતા બન્નેનું આ પત્ર તરફ લક્ષ દોરાયું ડૉ. ભાભાએ યોજના રજૂ કરી. કેટલું ખર્ચ થશે તે પણ દર્શાવ્યું. પરિણામે 'તાતા ઈન્સ્ટિટ્યૂટ ઑફ ફન્ડામેન્ટલ રિસર્ચ અને 'એટમિક એનર્જિ કમિશન'ની સ્થાપના થઈ. પેડર રોડ ઉપર જે ઘરમાં ડૉ. ભાભાના જન્મ થયો હતો. ત્યાં જ 1945માં 'તાતા ઈન્સ્ટિટટ્યૂટ'ની પણ શરૂઆત થઈ. ત્રણ વર્ષ પછી સંસ્થાને 'રોયલ પોટ કલ્બ'ના જૂનાં મકાનોમાં ખસેડવામાં આવી. અને છેવટે સંસ્થા માટે સમુદ્ર પાસે જમીન ખરીદવામાં આવી આને માટે 'તાતા' રાજ્ય સરકાર અને કેન્દ્ર સરકાર વચ્ચે કરારો થયા. 1954માં જવાહરલાલ નહેરુના હાથે શિલારોપણ થયું. અને 1962માં જ્યારે પંડિતજી 'ઈન્સ્ટિટ્યૂટ'નું ઉદ્દઘાટન કરવા આવ્યા ત્યારે દેશ ભરમાંથી અનેક વૈજ્ઞાનિકો ત્યાં સંશોધન કાર્યમાં ખૂપી ગયા હતા.

1948માં'ઇન્ડિયન એટમિક એનર્જિ એકટ' પસાર થયો. અને'એટમિક એનર્જી કમિશન'ની સ્થાપના થઈ. ડૉ.ભાભા 'કમિશન'ના પહેલા પ્રમુખ નિમાયા. હિંદમાં અણુશક્તિના વિકાસ માટે ભારત સરકારે 'એટમિક એનર્જિ'નું ખાસ ખાતું ખોલ્યું. ડૉ. ભાભા એના પણ સચિવ બન્યા. હિંદના બંને વડાપ્રધાનોનો વિશ્વાસ ડૉ. ભાભાએ મેળવ્યો હતો જવાહર નહેરુ અને લાલબહાદુર શાસ્ત્રી. 'એટમિક એનર્જી કમિશન' ના આશરા નીચે 'એટમિક એનર્જિ એસ્ટાબ્લિશમેન્ટ'ની ટ્રોમ્બેમાં સ્થાપના થઈ. 4, ઓગસ્ટ 1956 પહેલું હિંદી 'રિએક્ટર', 'અપ્સરા' અસ્તિત્વમાં આવ્યું.

આની સઘળી રચના દેશના જ વૈજ્ઞાનિકોએ કરી હતી. 1960માં દેશને 'સી.આઇ.આર..' -કેનેડિયન ઇન્ડિયા રિએકટર મળ્યું.

અણુ શકિતનાં વિકાસ માટે દેશમાં ચાર સ્થળોએ 'અણુશકિત મથકો સ્થાપવામાં આવ્યા. ટ્રોમ્બે તો ચાલતું જ હતું. બીજું મહારાષ્ટ્રમાં, તારાપુરમાં ત્રીજું રાજસ્થાનમાં કોટામાં અને ચોથું મદ્રાસ પાસે કલ્પક્કમમાં સ્થાપવામાં આવ્યું. આને કારણે બીજા બે 'રિએકટરો' ઝરલીના અને સાયરસ- અસ્તિત્વમાં આવી શક્યાં. આમાં પણ હિંદને કેનેડાની સહાય મળી. દેશની સેવાઓ માટે, ભારત સરકારે, 1954માં, ડૉ. ભાભાને 'પદ્મભૂષણ'નો ખિતાબ આપ્યો.

1955માં 'યુનાઇટેડ નેશન્સ' ના આશરા નીચે અણુ શકિતના શાંતિમય ઉપયોગ માટે જીનિવામાં મળેલી આંતરરષ્ટ્રીય પરિષદના ડૉ. ભાભા પ્રમુખ ચૂંટાયા, એમની સૂચના અનુસાર આ પરિષદમાં, 'ઇન્ટરનેશનલ એટમિક એનર્જી એજન્સી' સ્થાપવાનો નિર્ણય લેવાયો. 'એજન્સી'નું મુખ્ય મથક વિએનામાં છે અને આજ પરિષદમાં લોર્ડ પનીના શબ્દોમાં ડૉ. ભાભાએ 'સામાન્ય વ્યકિત પણ વિજ્ઞાન સમજી શકે એવી સ્પષ્ટ ભાષાના વકતા' તરીકે નામના મેળવી. વિજ્ઞાનના અભ્યાસ સાથે યુરોપનું શાસ્ત્રીય સંગીત સાંભળવાની તક ડૉ. ભાભા કદી ચૂકતા નહિ.

દરેક દિશાઓમાંથી ડૉ. ભાભાને કીર્તિ મળી. ઘણી આંતર રાષ્ટ્રીય વૈજ્ઞાનિક સંસ્થાઓના માનદ્ સભ્ય તરીકે એમની વરણી થઇ હતી-'વર્લ્ડ એકેડમિ ઓફ આર્ટસ એન્ડ સાયન્સ' એમાંની એક હતી. જુલાઇ 1965માં ભારત સરકારના મંત્રી મંડળ સાથે જોડાયેલી 'સાયનન્ટિફિક એડવાઇઝરિ કમિટિ ના પ્રમુખ તરીકે એમની નિમણૂંક થઇ.

24 જાન્યુઆરી 1966, વિએના જતાં માર્ગમાં, 'મોબ્લાંક' ઉપર પ્લેન તૂટી પડયું. ડૉ. હોમી ભાભાનું અવસાન થયું. લોર્ડ પેનીના શબ્દોમાં : 'ડૉ. ભાભાના અવસાનથી 'એક પેઢી સુધી ન વિસરાય એવી અસહ્ય ખોટ હિંદના વૈજ્ઞાનિકોને પડી.'

બે દિવસ પછી 'તાતા ઇન્સ્ટિટ્યૂટ ઓફ ફન્ડામેન્ટલ રિસર્ચ' ઉપર યોજાયેલા ઉઠમણામાં 1949 થી એમના સાથી અને મિત્ર પ્રો. રૂસ્તમ ચોકસીએ કહ્યું હતું :

એમનું દેશાભિમાન કોઇ શબ્દોમાં વર્ણવી શકાય એમ નથી. કાર્ય એ જ એમના જીવનનો મંત્ર હતો. બધા સાથે મળી એઓ પ્રવૃત્તિમય રહેતા પછી એ યુવાન હોય કે વૃદ્ધ. હિંદના વિકાસ માટે તેઓ હંમેશ મથી રહ્યા. ભવ્ય હિંદનું સ્વપ્ન એમને સાકાર કરવું હતું. આ વિકાસમાં, વિજ્ઞાન ઘણો અગત્યનો ભાગ ભજવશે એની એમનાં મનમાં કોઇ શંકા નહોતી. ગરીબમાં ગરીબ વ્યકિતની વિજ્ઞાન સેવા કરી શકશે. એની ઉન્નતિ સાધી શકશે.' ડૉ. ભાભાનાં કાર્યને બિરદાવવા, ભારત સરકારે, એક ટપાલ ટિકિટ પણ કાઢી હતી. [3]

12 જાન્યુઆરી 1967ના દિવસે ઇન્દિરા ગાંધીના પ્રમુખપદ નીચે 'એટમિક એનર્જી એસ્ટાબ્લિશમેન્ટ'ને 'ભાભા અણુશક્તિ કેન્દ્ર' નામ આપવામાં આવ્યું. લગભગ 8,000 વ્યક્તિઓ 'અણુકેન્દ્ર'માં આજે કામ કરી રહ્યા છે. એમાંના 1800 એ જ પ્રમાણે ભૂગર્ભમાં રહેલ પાણીના ઝરાઓના અભ્યાસ માટે 'હાઇડ્રોલોજી'ની પણ એક પ્રયોગશાળાનો એમણે પ્રબંધ કર્યો. આ વિષય ઉપર પણ ઘણી ઉપયોગી માહિતી ભેગી કરવામાં આવે છે. 'ભાભા એટમિક રિસર્ચ સેન્ટર' સાથે મળી આ બન્ને કેન્દ્રો પણ કામ કરી રહ્યાં છે. એક બીજાના જ્ઞાનનો લાભ મળે એટલા માટે. 1970-71નાં વર્ષમાં 'ઇન્સ્ટિટ્યૂટ'નાં પચીશ વર્ષે પૂરાં થયાં ત્યારે 30, ઓકટોબર ડૉ. ભાભાનો જન્મ દિવસ સંસ્થાપક દિન તરીકે ઉજવવાનું કર્યું.

'ભાભા એટમિક રિસર્ચ સેન્ટર'ના હાલના ડિરેકટર, હોમી નસરવાનજી શેઠના (1923-) પણ 'ન્યુક્લિઅર ફિઝિક્સ'માં ઘણું મહત્ત્વનું કામ કરે છે. 1959માં એમને પદ્મશ્રી મળ્યો છે. 1960માં 'ભટનાગર પારિતોષિક' 1966માં 'પદ્મભૂષણ' અને 1975માં 'પદ્મવિભૂષણ' 'બ્રિટિશ ઇન્સ્ટિટયૂશન ઓફ પ્રોડકશન એન્જિનિયરિંગ એમને 1971માં એમને 'સર વોલ્ટર પકી' આંતરરાષ્ટ્રીય પારિતોષિક આપ્યું હતું.

પ્રોફેસર વાડિયા સૂરતમાં જન્મ્યા હતા. નોશેરવાન અને કુંવરબાઇ વાડિયાનાં નવ સંતાનોમાં તેઓ ચોથા હતા. એમના પિતા એક રેલવે અધિકારી હતા અને મોટે ભાગે ઘરની બહાર રહેતા. કહેવાય છે કે પ્રોફેસર વાડિયાને બાળક તરીકે મુખ્યત્વે એમનાં કડક સ્વભાવનાં નાનીએ ઉછેર્યાં હતા. 1884માં વાડિયા કુટુંબ વડોદરા આવી વસ્યું. પ્રોફેસર વાડિયાએ ત્યાં શાળા તેમ જ કોલેજનું શિક્ષણ મેળવ્યું. પહેલાં એમણે વનસ્પતિશાસ્ત્ર અને પ્રાણીશાસ્ત્રના વિષયમાં (1903) અને પછી ભૂસ્તરશાસ્ત્રના વિષયમાં (1905) એમ બે વાર બી.એસ. સી.ની ડિગ્રી લીધી. અને એ જ વર્ષે વડોદરા કોલેજના ફેલો નિમાયા. 1907માં ત્રેવીસ વર્ષની વયે જમ્મુ-કાશ્મીર યુનિવર્સિટીમાં ભૂસ્તરશાસ્ત્રના તેઓ પ્રોફેસર નિમાયા અને પછીનાં ચૌદ વર્ષ એમણે ત્યાં જ સંશોધન અને અધ્યાપનમાં ગાળ્યાં. હિમાલયમાં મધ્યમ કે નીચલી કક્ષાએ પૂંચ ક્ષેત્રમાં 5,180ચોરસ કીલોમીટર જેટલા બિલકુલ નવા પ્રદેશોની પ્રો.વાડિયાએ આંકણી કરી અને પંજાબના ઉચ્ચ પ્રદેશમાં 5435 ચોરસ કીલોમીટર જમીનનું સર્વેક્ષણ કર્યું. 1928માં પોતાની મૌલિક શોધો વિશેનાં સંસ્મરણોનું પહેલું પુસ્તક એમણે પ્રકટ કર્યું. એમનું પુસ્તક 'જિયોલોજી ઓફ ઇન્ડિયા' 1919, (ચોથી આવૃત્તિ 1975) આજે પણ ભારતની વિદ્યાપીઠોમાં વ્યાપક પણે ઉપયોગમાં લેવાય છે. 1928-1938 દરમ્યાન જિયોલોજિકલ સર્વે ઓફ ઇન્ડિયામાં વૈજ્ઞાનિક-અધિકારી તરીકે પ્રો. વાડિયાની નિમણૂંક થઇ ત્યારે ફક્ત કલકત્તા અને મદ્રાસ યુનિવર્સિટીઓમાં જ ભૂસ્તરશાસ્ત્રના સંતોષકારક વિભાગો હતા.

પ્રોફેસર વાડિયા જિયોલોજિકલ સર્વે ઓફ ઇન્ડિયામાંથી 1938માં નિવૃત્ત થયા. ભારત સરકારે ત્યારે એમની સિલોનમાં ખનિજ વિજ્ઞાની તરીકે નિમણૂંક કરી. 1945 સુધી આ પદ એમણે પ્રતિષ્ઠા સાથે સંભાળ્યું. આ નવા પદ પર રહીને એમણે કેટલુંક બુનિયાદી કાર્ય કર્યુ. પ્રથમ સિલોનના દ્વીપનું પદ્ધતિસર સર્વેક્ષણ અને તેના પૂર્ણ પરિશુદ્ધ નકશા અંગે. પ્રો.વાડિયાએ દરખાસ્ત મૂકી. આજ પ્રમાણે ખનિજ વિજ્ઞાન વિભાગમાં જિયોલોજિકલ સર્વેનો એક વિભાગ તેમજ ખાણોનો વિભાગ ઉમેરવાની એમણે સૂચના કરી. સિલોન એસોસિએશન ઓફ સાયન્સની સ્થાપના અંગે પણ એમણે દરખાસ્ત મૂકી અને એ સંસ્થાના પહેલા પ્રમુખ તેઓ બન્યા.

1945માં પ્રો.વાડિયા ભારત પાછા ફર્યા ત્યારે ખનિજો અંગે ભારત સરકારના સલાહકાર નિમાયા. અને નવા સ્થપાયેલા બોર્ડ ઓફ સાયન્ટિફિક એન્ડ ઇન્ડસ્ટ્રીયલ રિસર્ચના સભ્ય પણ બન્યાં 1946 માં એમણે ખનિજ અંગેની માહિતીનો એક વિભાગ અને ભારતીય ખાણોનો વિભાગ (1948) માં ખોલ્યો. પરિણામે ખાણો અને ખનિજો (નિયમન અને વિકાસ) ને લગતો કાયદો અમલમાં આવ્યો.ખનિજોને છૂટછાટ આપતા તેમજ પેટ્રોલીયમને છૂટછાટ આપતા નિયમો 1949માં ઘડવામાં આવ્યા. દરમ્યાન હોમી ભાભાની હિમાયતને પરિણામે 1948માં ભારતીય અણુશક્તિ કાયદો અસ્તિત્વમાં આવ્યો અને અણુશક્તિ કમિશનની રચના થઇ. પ્રોફેસર વાડિયાની કાચી ખનિજોના વિભાગમાં માર્ગદર્શન અર્થે તેમાં નિમણૂંક થઇ. 470 ભૂસ્તરશાસ્ત્રીઓ અને ભૂસ્તર પદાર્થ વિજ્ઞાનીઓ તેમ જ ખાણો અને ડ્રિલિંગના ઇજનેરો સાથેના એક સુગઠિત એકમ તરીકે આ વિભાગનો વિકાસ થયો.

1926-1928દરમ્યાન વીસ મહિના સુધી પ્રોફેસર વાડિયાએ બ્રિટીશ મ્યુઝિયમમાં પુરાતત્વવિદ તરીકે કામ કર્યુ. હિમાલયના જોયા માયર ડોમમાં પેટ્રોલિયમ હોવાની આગાહી પ્રથમ એમણે 1929માં કરી હતી. એ જ પ્રમાણે એમણે આગાહી કરી હતી કે હિમાલયના નીચલા સ્તરની નીચે પાંચાલ જવાળામુખી શ્રેણીની સ્લેટનો સંચય મળી આવશે. પ્રો. વાડિયાએ હિમાલયના વિસ્તૃત પ્રદેશની નીચે પોચા ખડકો અંગેનો પ્રશ્ન ફરીથી 1938માં વિચાર્યો. 1956માં રાજસ્થાન અને બિહારમાં બેરિલનો મોટો જથ્થો શોધી કાઢ્યો યુરેનિયમના બે નવાં ક્ષેત્રો પણ એમણે શોધ્યાં દક્ષિણ બિહારમાં સિંઘમના તાબાના પટ્ટાના જેવડો જ જબ્બર-ભૂસ્તરીય વિસ્થાપનનો 132 કીલોમીટરનો પટ્ટો અને રાજસ્થાનના કેટલાક પ્રદેશોમાં જૂની પડતર ખાણોનો વિસ્તાર પ્રો.વાડિયાની વિનંતીને સરકારે અનુસરીને જમશેદપુર નજીક જાદુ ગુડામાં કાચી ધાતુની પ્રક્રિયા કરવા એક યુરેનિયમ પ્લાન્ટ નાખ્યો.

પ્રો. વાડિયાના પ્રયત્નોને પરિણામે ભારતની ચૌદ વિદ્યાપીઠોમાં હવે ભૂસ્તરશાસ્ત્રમાં સ્નાતકો તૈયાર થવા લાગ્યા. છતાં એમને લાગતું હતુ કે " ખનિજોને

લગતી ટેકનોલોજી કાચી ધાતુના ડ્રેસિંગ, મિલિંગ અને ખનિજોની ઉપયોગિતાની દૃષ્ટિએ અદ્યતન તાલીમ આપતી હોય એવી કોઈ શાળા કે કૉલેજ નથી."

આ ક્ષતિ હોવા છતાં 1945 થી 1952ના ગાળામાં ભારતની વિદ્યાપીઠોએ સરકારની જરૂરિયાત પૂરી પાડતા 300 ભૂસ્તરશાસ્ત્રીઓને તાલીમ આપી હતી.

1954-57દરમ્યાન પ્રોફેસર વાડિયા ભારત સરકારના સેન્ટ્રલ બોર્ડ ઑફ જિયોફિઝિસિટ્સના પ્રમુખ હતા. સિવર્ડ વ્યાખ્યાન માળામાં બીજું વ્યાખ્યાન આપવા માટે એમને આમંત્રણ મળ્યું. પરિણામે યુનેસ્કો તરફથી તેના ક્ષેત્રીય સંશોધન કાર્યક્રમ માટે અહેવાલ તૈયાર કરવાનું એમને કહેવામાં આવ્યું હતું. પ્રો. વાડિયા 1975માં રોયલ સોસાયટીના ફેલો ચૂંટાયા 1959 માં ન્યૂયોર્કમાં ભરાયેલી પ્રથમ આંતરરાષ્ટ્રીય સામુદ્રિક પરિષદ પછી 1960માં એમણે ભારત સરકારને સામુદ્રિક સંશોધન અર્થે રાષ્ટ્રીય સમિતિની રચના કરવા સમજાવી. આ સમિતિના એમને અધ્યક્ષ નીમવામાં આવ્યા. આ રાષ્ટ્રીય સમિતિના કાર્યવાહક સમૂહો બનાવવામાં આવ્યા અને આંતરરાષ્ટ્રીય સામુદ્રિક શોધયાત્રાનો આ રીતે 1962માં આરંભ થયો.

દેશને આપેલી નોંધપાત્ર સેવાઓ બદલ ભારતના રાષ્ટ્રપતિએ 1962માં પ્રો. વાડિયાને 'પદ્મભૂષણ'નો ઇલ્કાબ આપ્યો. અને ભૂસ્તરશાસ્ત્રના રાષ્ટ્રીય પ્રોફેસર તરીકે એમની નિમણૂંક કરી. આ વિશિષ્ટ પદ પ્રાપ્ત કરનાર તેઓ પ્રથમ ભારતીય હતા.

પોતાના જીવનકાળ દરમ્યાન અનેક સંશોધનોના ફળરૂપે પ્રોફેસર વાડિયાએ જે અસંખ્ય નિબંધો પ્રકટ કર્યા તેમાં છેવટના નિબંધોમાંનો એક હિમાલયના અભ્યાસ અંગેના વણઉકેલાયેલા છ મુખ્ય પ્રશ્નોની ચર્ચા રૂપે હતો. હિમાલયની ભૂરચનાને લગતી એક ભારતીય સંસ્થા (ઇન્ડિયન ઇન્સ્ટિટ્યૂટ ઑફ હિમાલયન જિયોલોજી) સ્થાપવાનું પ્રો. વાડિયાનું એક સ્વપ્ન હતું. તેની પૂર્વભૂમિકા રૂપે એમણે સિમલામાં જૂન, 1962માં મળેલી સમર સ્કૂલ ઑફ હિમાલયન જિયોલોજીનું આયોજન કર્યું. એ સ્કૂલને મળેલી સફળતાએ ઇન્સ્ટિટ્યૂટ સ્થાપવાના સિદ્ધાંતને નક્કર સ્વરૂપ આપ્યું. 1965ના ડિસેમ્બર માસમાં ઇન્ડિયન ઇન્સ્ટીટ્યૂટ ઑફ હિમાલયન જિયોલોજીના આયોજન માટે ચૌદ સભ્યોની એક વિશેષ સમિતિની રચના થઇ. યુનિવર્સિટી ગ્રાન્ટસ કમિશને વિવિધ યુનિવર્સિટીઓના પરસ્પર સહયોગથી યોજાયેલા સંગઠિત કાર્યક્રમ માટે સશોધન અર્થેની પંદર ફેલોશિપ જાહેર કરી. આ કાર્યક્રમ ભાવી ઇન્સ્ટિટ્યૂટ માટેની તૈયારી રૂપ નીવડ્યો માર્ચ 1965માં ઇન્સ્ટિટ્યૂટ માટેની આખી યોજનાને સરકાર દ્વારા મંજૂરી મળી અને એ જ વર્ષના જૂન માસમાં ઇન્સ્ટિટ્યૂટની સ્થાપના થઇ. સરકારે આ માટે રૂ. 20 લાખની જોગવાઇ કરી. ઇન્સ્ટિટ્યૂટે દિલ્હી યુનિવર્સિટીના આશ્રયે પોતાનું કામ શરૂ કર્યું. 1969માં પ્રોફેસર વાડિયાના અવસાન પછી તેને'વાડિયા ઇન્સ્ટિટ્યૂટ ઑફ હિમાલયન જિયોલોજી'તરીકે ઓળખવામાં આવી. એ સંસ્થા હવે દેહરાદૂન (ઉ.પ્ર.) માં

તેના સ્થાયી- મથકેથી -કામ કરે છે. ઇન્સ્ટિટ્યૂટની કામગીરીના પહેલાં દસકામાં હિમાલયના પ્રદેશોમાં દુનિયાભરમાં ભૂસ્તરશાસ્ત્રીઓને અને અન્ય વૈજ્ઞાનિકોને રસ પડે એવા ભૂસ્તરશાસ્ત્રને લગતા સંશોધનને પ્રોત્સાહન આપનારા મહત્ત્વના કાર્યક્રમોની શરૂઆત કરવામાં આવી.

જીવનનાં છેલ્લાં આઠ વર્ષ 1961 થી 1969 પ્રોફેસર વાડિયાએ ભૂસ્તરશાસ્ત્ર અને ખાણોનો વિભાગ (ખાણો અને ધાતુઓના મંત્રાલય) ના કાર્યક્રમનું આયોજન કરનાર બોર્ડના અધ્યક્ષ તરીકે અણુશકિત માટે કાચી સામગ્રી વિભાગ જિયોલોજીકલ સર્વે ઓફ ઇન્ડિયાના ભાગ્યેજ મળતા ખનિજ વિભાગ તથા રાજ્ય કક્ષાએ ભૂસ્તરશાસ્ત્ર અને ખનિજ ઉદ્યોગનાં ભિન્ન ભિન્ન નિર્દેશાલયોના કાર્યક્રમોનું સંકલન કરવામાં ગાળયાં.

બાયોલોજીકલ મેમ્બાર્સ ઓફ ફેલોએ ઓફ ધ રોયલ સોસાયટીમાં સર જેમ્સ સ્ટબ્લફીલ્ડે લખ્યું છે. તે પ્રમાણે જિયોલોજીકલ સર્વે ઓફ ઇન્ડિયામાં 1974ની આખરે 116 અધિકારીઓ હતા. આ સખ્યા 1955 માં વધીને 282ની થઇ હતી. 1962માં 519 લગી પહોંચી હતી.

ત્રીજી પંચવર્ષીય યોજનાને અંતે 1966માં એ સંખ્યા 100 ભૂસ્તરશાસ્ત્રીઓ 100 ભૂસ્તરપદાર્થ વિજ્ઞાનીઓ અને 150 રસાયણશાસ્ત્રીઓ તથા અન્ય કાર્યકરો હોવાનો અંદાજ હતો.

પ્રોફેસર વાડિયા વિનમ્ર નિરાભિમાન અને ઓછાબોલા હતા. આજે ભાગ્યે જ જોવા મળતી ગઇ કાલની દુનિયાની ચારુતા એમનામાં હતી. બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન પ્રોફેસર વાડિયા શ્રીલંકામાં હતા ત્યારે એક અધિકારીએ એમને એકોકી, આસપાસમાં "એકેએક પથ્થરને તપાસી જોનાર ખાખીધારી વ્યકિત" તરીકે ઓળખાવ્યા હતા.

વૈદકશાસ્ત્ર (મેડિસિન) નર્સિંગ વગેરે ક્ષેત્રોમાં પારસીઓએ રસ લીધો છે. દવાખાનાં સ્થાપ્યાં છે અને મેડિસિનના ક્ષેત્રમાં સંશોધન કર્યુ છે.

19મી સદીની મધ્યમાં મુંબઇમાં દવાખાનાઓના સગવડ નહિવત્ હતી. લશ્કર માટે મિલિટરી હોસ્પિટલ હતી પરંતુ જનતા માટે એવી કોઇ વ્યવસ્થા હતી નહીં. મુંબઇમાં સૌથી પહેલું દવાખાનું પહેલા નસર જમશેદજી જીજીભાઇએ બાંધ્યું, 3જી જાન્યુઆરી 1843 'જે.જે. હોસ્પિટલ'નો પાયો નંખાયો અને 28, મે 1845ના દિવસે દર્દીઓને સારવાર માટે દાખલ કરવામાં આવ્યા. ત્યાર પછી આઠ માળી મકાન બાંધવામાં આવ્યું. મુંબઇમાં પ્રથમ પ્રસૂતિગૃહ માટે, પણ સર જમશેદજીએ આર્થિક સહાય આપી. સુરતમાં, સૌથી પહેલી 'સિવિલ હોસ્પિટલ' સર કાવસજી જહાંગીરે

(1812-1870) બંધાવી. 1863ના એપ્રિલમાં, આ દવાખાનું શરૂ થયું. આંખનું પહેલું દવાખાનું પણ સર કાવસજી જહાંગીરે ભાયખલા ઉપર મુંબઈમાં બંધાવ્યું

પશુઓ માટેની દેશની પહેલી ઈસ્પિતાલ સર દીનશા પિટિટનાં પત્ની લેડી સાકરબાઈએ 1874માં લીધી એ જ વર્ષે સોસાયટી ફોર ધ પ્રિવેન્શન ઓફ ક્રૂઅલ્ટિ ટુ એનિમલ્સ' પણ સ્થપાઈ. ઈસ્પિતાલનું નામ 'લેડી સાકરબાઈ પશુ-ઈસ્પિતાલ' અપાયું. 1884માં આ ઈસ્પિતાલમાં ત્રણ વિભાગ ઉમેરાયા. બે ગાય ઢોરો માટે અને એક ઘોડાઓ માટે, 1886માં ત્યાં પશુ ચિકિત્સા કોલેજ પણ શરૂ થઈ. કેટલાક ડોકટરોએ પોતાની મફત સેવા આપવાનું નક્કી કર્યું. કોલેજ માટે સર દીનશાએ આર્થિક સહાય કરી હતી. 1888માં, સાકરબાઈએ 60 ઢોરોની સારવાર થઈ શકે એટલા માટે, દવાખાનાનો વિસ્તાર બંધાયો. અને 1889માં સર દીનશાએ પ્રયોગશાળા અને 'શૂઈંગ શેડ'- જાનવરોને નાળ નાખવા- માટે વધુ નાણાંની મદદ કરી.

સર જમશેદજીએ, મુંબઈનાં પ્રસૂતિ ઘરની સ્થાપના કરી હતી. પરંતુ, બાળકો અને સ્ત્રીઓ માટે દવાખાનું નહોતું. આ જરૂરિયાત સર દીનશાએ 1890માં આવી એક હોસ્પિટલનો પાયો નાખી પૂરી પાડી. 1892માં, હોસ્પિટલ ખોલવામાં આવી. 1898માં સર દીનશાની જમીન ઉપર 'મરાઠા પ્લેગ હોસ્પિટલ' બંધાઈ. મૃત્યુ શય્યાએ હતા તો પણ, સર દીનશાએ સરકારને મફત જગ્યા આપી અઢી લાખ રૂપિયાનું દાન કર્યું. એવી શરતે કે ત્યાં 40પારસી દર્દીઓ માટે એક છૂટો વોર્ડ રાખવો અને પારસી દર્દી મૃત્યુ પામે તો એને દખ્માામાં લઈ જતા લગી એક છૂટા'વોર્ડ'માં રાખવું. પિટિટ કુટુંબે એમના વડવાઓની પરંપરા જાળવી રાખી. પિટિટ કુટુંબ આપેલા ધનમાંથી, 'બી.ડી. પિટિટ પારસી જનરલ હોસ્પિટલ' બંધાઈ છે. 1912 માં એની ઉદ્‌ઘાટન ક્રિયા થઈ.

બાળકો અને સ્ત્રીઓ માટેનું બીજું મોટું દવાખાનું, બાઈ મોટલાંબાઈ જહાંગીર વાડિયાએ (1811-1897) બંધાવી-'મોટલાંબાઈ ઓબસ્ટેરિક હોસ્પિટલ'. 16,620 ચોરસમીટર જમીન અને 1,52,000 રૂપિયાનું એમણે દાન કર્યું હતું. એમના વંશની બીજી વ્યક્તિઓએ 1929માં ખાસ બાળકો માટે 'જરબાઈ વાડિયા હોસ્પિટલ ફોર ચિલ્ડ્રન' બંધાવી આપી.

1895 થી 1901નો કાળ મુંબઈમાં 'પ્લેગ'નો હતો. ડૉ. કયખુશરો નસરવાનજી બહારદુરજીએ (1860-1898) [4] 'પારસી ફીવર હોસ્પિટલ'ની ત્યારે સ્થાપના કરી. લંડનની' 'એમ.ડી.' ડિગ્રી મેળવનાર બહાદુરજી પહેલા હિંદી હતા. 38 વર્ષની યુવાન વયે એમનું અવસાન થયું. પરંતુ રાત દિવસ એમણે ગરીબોની સેવા કરવામાં પોતાનું જીવન ગાળ્યું. દરેક કોમમાં એમની શાખ હતી. ગુજરી ગયા ત્યારે સૌને એમની ખોટ સાલી.

કેન્સર, હૃદય રોગો, કુષ્ઠ રોગ, આંખનાં દર્દો અને વાયરસ રોગોની સારવાર માટે પણ પારસીઓએ ઘણું અગત્યનું કાર્ય કર્યું છે.

1941માં 'તાતા મેમોરિઅલ હોસ્પિટલ'ની શરૂઆત થઈ. ડૉ. જાલકાવસશા પેમાસ્તર (1908) ની મદદનીશ 'સર્જન' તરીકે ત્યાં નિમણૂંક થઈ મુંબઈ વિશ્વ વિદ્યાલયમાંથી દાકતરની પરીક્ષા પાસ કરી. અને 1938માં એડિનબરાની 'રોયલ કૉલેજ ઑફ સર્જન્સ' ના 'ફેલો' બન્યા. 1940માં સર દોરાબ તાતા 'શિષ્યવૃત્તિ' મેળવી અને ન્યૂયોર્ક મેમોરિઅલ હોસ્પિટલ ફોર કેન્સર'માં અભ્યાસ કર્યો. દોઢ વર્ષ ત્યાં કામ પણ કર્યુ 1944માં એમની 'મુખ્ય સર્જન' તરીકે 'તાતા મેમોરિઅલ'માં નિમણૂંક થઈ. 1957માં સરકારને 'હોસ્પિટલ' સોપી દેવામાં આવી. ત્યારે ડૉ. પેમાસ્તર હોસ્પિટલના 'વ્યવસ્થાપક' તરીકે નિમાયા. દસ વર્ષ પછી એમની નિમણુંક 'ડિરેક્ટર' તરીકે થઈ. ત્યારે હોસ્પિટલ સાથે, 'કેન્સર રિસર્ચ યુનિટ' પણ ઉમેરાયું. 1973માં ડૉ. પમાસ્તર નિવૃત્ત થયા.

1959માં 'એપિડિમિઓલાજી ઑફ ઓરલ એન્ડ ફેરિન્જિઅલ કેન્સરર્સ'માં સંશોધન અને ઉપાયો માટે, સાદી પદ્ધતિઓ નિર્માણ કરવા, ભારત સરકાર તરફથી એમને 'પદ્મભૂષણ'નું માન મળ્યું. ડૉ. પેમાસ્તરે કરેલી શરૂઆતને પરિણામે કેન્સરના નિવારણમાં બીજી અનેક પદ્ધતિઓ આજે હોસ્પિટલમાં દાખલ કરવામાં આવી છે. એ દિશામાં ઘણું સંશોધન થઈ રહ્યું છે. અને સફળ પ્રયોગો પણ થતા રહે છે.

નિવૃત્ત થયા પછી ડૉ. પેમાસ્તર, 'બોમ્બે હોસ્પિટલ'ના 'મેડિકલ રિસર્ચ સેંટર'ના 'ઓકોલોજી' વિભાગના મુખ્ય નિયામક તરીકે કાર્ય કરે છે. કેન્સરનાં નોખાં નોખાં પાસાં ઉપર એમણે પચાસથી વધુ લેખો લખ્યા છે. અને 'ઇન્ડિયન એકેડમિ ઑફ મેડિકલ સાયન્સિઝ' 'અમેરિકન કૉલેજ ઑફ સર્નન્સ', 'ધ ઇન્ટરનેશનલ કૉલેજ ઑફ સર્જન્સ'ના ડૉ. પેમાસ્તર 'ફેલો છે. 'જેમ્સ પુઈંગ સોસાયટી' તથા અમેરિકાની 'સોસાયટી ઑફ હેડ એન્ડ નેકસર્જન્સ'ના પણ ડૉ. પેમાસ્તર સભ્ય છે.

ડૉ. જાલ રૂસ્તમ વકીલ (1911-1974) 'કાર્ડિઓલોજી' હૃદયના રોગના નિષ્ણાત હતા અને આંતરરાષ્ટ્રીય 'જર્નલ્સ'માં એમનો 'કાર્ડિઓલોજીના પિતા' તરીકે નિર્દેશ થયો છે. લંડનમાં ડૉ. વકીલ 'મૅડિસિન' અને 'કાર્ડિઓલોજી'નો અભ્યાસ કર્યો અને 1935માં 'રોયલ કૉલેજ ઑાફ ફિઝિશયન્સ'ના માત્ર ચોવીસ વર્ષની વયે 'ફેલો' બન્યા. ઈંગ્લેન્ડથી પાછા આવ્યા પછી મુંબઈની 'કિંગ એડવર્ડ મેમોરીઅલ હોસ્પિટલ' ઉપરાંત બીજી ઘણી હોસ્પિટલ સાથે તેઓ સંકળાયેલા હતા. અને હૃદયરોગના નિષ્ણાત તરીકે થોડા જ સમયમાં કીર્તી મેળવી. લોહીનાં દબાણના ઉપચાર માટે 'રાઓલ ફિસા સર્પન્ટિના' નામના છોડનો ઉપયોગ કર્યો અને સંખ્યાબંધ દર્દીઓની સારવારના આધારે કરેલું સંશોધન પ્રગટ કર્યુ. આ પ્રકારના સંશોધન માટે, ડૉ. વકીલ 1957માં

આંતરરાષ્ટ્રીય 'લશ્કર' પારિતોષિક મળયું. અને સરકાર તરફથી 1958માં 'પદ્મભૂષણ' બીજાપણ ઘણા પારિતોષિકો ડૉ. વકીલને મળ્યાં હતાં. એમાં લંડન યુનિવર્સિટી તરફથી મળેલ ચાર ચંદ્રકો ખાસ ગણાવી શકાય. વીસ ઉપરાંત રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય વૈજ્ઞાનિક સંસ્થાઓ ડૉ. વકીલ 'ફેલો' હતા. હૃદયના રોગો ઉપર આશરે 380 લેખો અને કેટલાંક પુસ્તકો એમણે લખ્યાં છે.

28, સપ્ટેમ્બર 1974ના દિવસે ડૉ.વકીલના માનમાં કે.ઇ.એમ.હોસ્પિટલ'માં મહારાષ્ટ્ર રાજ્યના ગવર્નરે 'ડૉ. રૂસ્તમ જાલ વકીલ ઇન્સ્ટિટ્યૂટ ઓફ કાર્ડિઓલજી' એન્ડ રિસર્ચ' ખુલ્લુ મૂક્યું. આ સંસ્થામાં, આખા દેશમાંથી હૃદય રોગો ઉપર સંશોધન કરવા અને એ રોગોનો અભ્યાસ કરવા નિષ્ણાતો આવે છે.

ડૉ. નોશીર હોરમસજી આંટિયા (1922) નિષ્ણાત 'પ્લાસ્ટિક સર્જન' છે. મુંબઇ યુનિવર્સિટીમાંથી બહાર પડ્યા પછી ડૉ. આટિયા વધુ અભ્યાસ માટે પરદેશ ગયા. 1950માં એમણે સર હેરલ્ડ ગિલીસના હાથ નીચે કામ કર્યું. અને ત્યાર પછી 1954માં એડિનબરામાં એ.બી.વોલેસ જેવા નિષ્ણાત 'પ્લાસ્ટિક સર્જન' સાથે કામ કર્યુ. 1952માં ડૉ. આંટિયા 'રોયલ કોલેજ ઓફ સાયન્સ'ના 'ફેલો' ચૂંટાયા. સ્વદેશ આવ્યા પછી પૂનાની કુષ્ઠ રોગોની હોસ્પિટલમાં ડિરેકટર નિમાયા. અને 1956 થી 1958 તેઓ પૂના 'જેહાંગીર નર્સિંગી હોમ 'ના મુખ્ય 'સર્જન' હતા. કુષ્ઠ રોગના રોગીઓ ઉપર 'પ્લાસ્ટીક સર્જરી' માટે એમણે દેશ પરદેશમાં કીર્તિ મેળવી 'કાઉન્સિલ ઓફ ધ ઇન્ટરનેશનલ સોસાયટી ફોર ધ રિહેબીલિટેશન ઓફ ઇડિસએબ્લ્ડ' ના ડૉ.આંટિયા 'સભ્ય' હતા અને સંસ્થાની શાખા 'વર્લ્ડ કમિશન ઓન લેપ્રસિ'ના પણ સભ્ય હતા. ઇન્ડિયન કાઉન્સિલ ઓફ મેડિકલ રિસર્ચ 'સેકસય કમિટિ' ના અને મહારાષ્ટ્ર રાજ્યની 'લેપ્રસિ એડવાઇઝ રિલો ના ડૉ. આંટિયા સભ્ય છે. 'મહારાષ્ટ્ર અકેડમિ ઓફ સાયન્સિઝ'ના ડૉ. આંટિયા સંસ્થાપક સભ્ય છે. મુંબઇમાં 'સોસાયટી ફોર રિકનસ્ટ્રકિટવ સર્જરી, રિહબીલિટેશન એન્ડ રિસર્ચ' અને 'નેશનલ સોસાયટી ફોર ઇકવલ ઓર ઓપર યુનિટિઝ ઓફ ધ હેન્ડિકેપ્ડ'ની પણ એમણે સ્થાપના કરી છે. લેપ્રસિ માટે 'ડબ્લ્યૂ. એચ. ઓ'ની નિષ્ણાતોની કમિટિના તેઓ સભ્ય છે.

આંખનાં દર્દોની સારવારમાં પારસી ડોકટરોએ આગળ પડતો ભાગ ભજવ્યો છે. કર્નલ સર જમશેદજી નસરવાનજી ડુંગન(1884-1958)નું નામ ઘણું જાણીતું છે. [5] દેશમાં અને પરદેશમાં એમણે શિક્ષણ મેળવ્યું. પછી, કાવસજી જહાંગીર ઓપ્થોલમિક હોસ્પિટલ'ના સંચાલક નિમાયા. અને 'ગ્રાંટ મેડિકલ કોલેજ'માં 'ઓપ્થેલમિક મેડિસિન એન્ડ સર્જનના પ્રોફેસર બીજી પણ વિવિધ પ્રવૃત્તિઓમાં ગૂથાયેલા હોવા છતાં, ડૉ. ડુગને, આંખનાં દર્દો વિષે, નિષ્ણાતોને ઉપયોગી, ઘણા નિબંધો લખ્યા છે. ડૉ. ડુગન

'જસ્ટીસ ઑફ પીસ અને કોલેજ ઑફ ફિઝિશયન્સ એન્ડ સર્જન્સ' ના પ્રમુખ હતા. તથા માનદ પ્રેસિડન્સી મેજિસ્ટ્રેટ હતા.

સ્વ. ડૉ. આદરબાઈ ઇરાની (મૃત્યુ 1974) [6] અને ડૉ. ફિરોઝ બનાજી બન્નેએ આંખના નિષ્ણાત ડોકટરો તરીકે પરદેશમાં પણ કીર્તિ મેળવી છે. બન્નેએ આફ્રિકા અને મધ્યપૂર્વના દેશોમાં મોતિયા 'ટ્રેકોમાં' અને આંખનાં બીજા દર્દોથી પીડાતા સંખ્યાબંધ દર્દીઓની સારવાર કરી છે.

દિલ્હીમાં 1914માં ડૉ. સોરાબજી પી. શ્રોફે (1978–1964)આંખનાં દર્દીઓ માટે ધર્માદા દવાખાનું ખોલ્યું હતું. એમના મૃત્યુ પછી પણ આ સેવા કાર્ય ચાલુ રહે એટલા માટે એમણે પાંચ લાખ રૂપિયા ભેગા કરી એક 'ટ્રસ્ટ' કર્યું હતું. ડૉ. શ્રોફનો જન્મ મુંબઈમાં થયો હતો. પરંતુ તેઓ પંજાબમાં મોટા થયા. 1904માં પંજાબ યુનિવર્સિટીમાંથી 'ડોકટર'ની ડિગ્રી મેળવી અને બે વર્ષ જમ્મુ અને કાશ્મિરની સરકાર સાથે કામ કર્યું, પછી વધુ અભ્યાસ માટે પરદેશ ગયા. 1913માં દિલ્હીમાં આંખના નિષ્ણાત તરીકે કામ શરૂ કર્યું અને બીજે જ વર્ષે પોતાની હોસ્પિટલ સ્થાપી ગરીબ જનતાની સારવાર માટે, ડૉ. શ્રોફને 1933માં બ્રિટિશ સરકારે કૈસરે-હિંદનો સુવર્ણચંદ્રક આપ્યો. ભારત સરકાર 1963માં 'પદ્મશ્રી' બનાવ્યા તેઓ પ્રખર રાષ્ટ્રવાદી હતા.

દિલ્હી નાગરિક સેવાઓમાં ડૉ.શ્રોફે આગળ પડતો ભાગ ભજવ્યો. દિલ્હી મ્યુનિસિપાલીટીની કમિટિના તેઓ સભ્ય હતા. એપ્રિલ 1919માં ડ્યુક ઑફ કોનોટની હિંદની મુલાકાત વખતે દિલ્હીમાં હુલ્લડ ફાટી નીકળ્યું હતું. પરિણામે બ્રિટિશ સરકારે 40,000/ રૂપિયાનો દંડ શહેરીઓ ઉપર લાદ્યો હતો. ડૉ. શ્રોફે અંતે આ દંડ પાછો ખેંચાવ્યો. હતો. 1944 થી 1956 સુધી ડૉ. શ્રોફ 'દિલ્હી પારસી અંજુમન' ના પ્રમુખ હતા. ત્યારે ત્યાં અગિયારી ધર્મશાળા અને હોલ બાંધવા માટે એમણે અઢી લાખ રૂપિયાનું ફંડ ભેગું કર્યું હતું. ડૉ. શ્રોફે 1956માં નિવૃત્તિ લીધી. 'અંજુમને' પેટ્રન' તરીકે એમની વરણી કરી.

ડૉ. શ્રોફના પુત્ર ડૉ. મિનુ શ્રોફ પિતાએ સ્થાપેલી આંખની હોસ્પિટલ સંભાળે છે. છેલ્લાં ત્રીસ વર્ષોથી તેઓ આંખના દર્દીઓની સારવાર કરી રહ્યા છે. એ અનુભવના પરિણામે એમણે હોસ્પિટલને વિકસાવી છે. અને આંખની નાજુક શસ્ત્રક્રિયા માટે આધુનિક શસ્ત્રો વસાવ્યા છે. 'કોન્ટેક લેન્સ ક્લિનિક' અને નાક, કાન, તથા ગળાના દર્દી માટે જુદા વિભાગો પણ ખોલ્યા છે. દિલ્હી આસપાસ દર વર્ષે આ હોસ્પિટલ આંખના દર્દીઓની મફત સારવાર માટે શિબિરો યોજેલ છે. ઉત્તર ભારતમાં ડૉ. શ્રોફે સ્થાપેલી હોસ્પિટલ ઘણી પ્રખ્યાત છે અને આગવો ભાગ ભજવે છે.

ડૉ. ખોરશેદ મિનોર ચહેર પાવરીએ (1927) -ચેપી રોગોના નિષ્ણાત તરીકે

અગત્યનું કામ કર્યું છે. મુંબઈ યુનિવર્સિટીમાંથી ગ્રેજ્યુએટ થઈ 'માસ્ટર્સ' ડિગ્રી મેળવી તથા માઈક્રોબાયોલોજીમાં 'ડૉકટરેટ' લીધી. ત્યાર પછી, 'ફુલબ્રાઈટ ફેલોશિપ' મેળવી ખોરશેદ વધુ અભ્યાસ માટે અમેરિકા ગઈ. અને ત્યાં વાયરોલોજીનો ખાસ અભ્યાસ કર્યો.

અમેરિકાથી આવ્યા પછી પૂનાના 'વાયરસ રિસર્ચ સેંટર'ના ડિરેકટર તરીકે ડૉ. પાવરીની નિમણૂંક થઈ. 'વાયરોલોજી' ઉપર ઘણી આંતરરાષ્ટ્રીય પરિષદોમાં એમણે ભાગ લીધો છે. અને સાઠ ઉપરાંત લેખો લખ્યા છે. 'ડબલ્યુ. એચ. ઓ.' ની ચેપી રોગો માટેની 'પેનલ'ના તેઓ સભ્ય છે. ચેપી રોગો ઉપર સંશોધન માટે 1976માં ડૉ. પાવરીને 'બસંતી દેવી અમીરચંદ' પારીતોષિક મળ્યું હતું.

'મેડિકલ' ક્ષેત્રમાં બીજા ઘણા ડોકટરોએ ખ્યાલ મેળવ્યો છે. બે નામો એમાં મુખ્ય છે. ડૉ. કાવસ ચિનોઈ અને ડૉ. નોશિર કે. જંગાલવાલા (1912) ડૉ. ચિનોઈ હૈદ્રાબાદમાં હેલ્થ સર્વિસિઝ'ના ડિરેકટર જનરલ હતા. ત્યાર બાદ ડબલ્યુ.એચ.ઓ.ના પ્રતિનિધિ તરીકે બર્મા ગયા હતા. 'ડબલ્યુ.એચ.ઓ.' એ પોતાની કચેરી ઈન્ડોનેશિયામાં ખોલી ત્યારે ડૉ. જંગાલવાલા 1952 થી 1955એના પ્રથમ પ્રતિનિધિ તરીકે ત્યાં રહ્યા.

દિલ્હીમાં પણ તેઓ 'નેશનલ ઈન્સ્ટિટ્યૂટ ઑફ હેલ્થ એજ્યુકેશન એન્ડ એડમિનિસ્ટ્રેશન'ના સંસ્થાપક ડિરેકટર હતા.

પારસીઓ જડીબુટ્ટીના નિષ્ણાત તરીકે જાણીતા હતા. એદલજી પેસ્તનજી હકીમ (1835-19 1) યુનાની દવાઓના નિષ્ણાત હતા. જડીબુટ્ટી, છાલાપાલા વગેરેનો ઉપયોગ તેઓ સારી રીતે જાણતા હતા. અને વિવિધ દર્દો માટે લેપ બનાવવાની કળા એમણે હસ્તગત કરી હતી. વાઈસરોયની કાઉન્સીલના સભ્ય સર. ચાર્લ્સ પ્રિચર્ડના પગમાં પડેલો ઘા પાક્યો હતો. ડૉકટરોનો મત પ્રમાણે પગ કાપી નાખવો પડે એમ હતો. પરંતુ જ્યારે એદલજી હકીમને બોલાવ્યા ત્યારે એમણે જડીબુટ્ટીના લેપથી સર ચાલ્સનો પગ સાજો કર્યો હતો.

એમના પુત્ર રૂસ્તમજી એદલજી હકીમ (જન્મ 1861) પણ આ કળામાં નિષ્ણાત હતા. અને અનેક પ્રકારના સાજા જડીબુટ્ટીના ઉપયોગથી સાજા કરતા. એમની 'બઝાના' ટીકડીઓ ઘણી પ્રખ્યાત હતી. 1925માં ગ્વાલિયરના મહારાજાએ એમને પેરિસ બોલાવ્યા હતા- પાકી ગયેલો ઘા સાજો કરવા. રૂસ્તમજી સફળ થવાથી મહારાજાએ એમને સારું ઈનામ આપ્યું હતું.

હકીમ કુટુંબના એક બીજા સભ્ય ડૉ. સોરાબ અર્દશિર હકીમ (મૃત્યુ-1976) જડીબુટ્ટીના આધારે અમુક પ્રકારના કેન્સરના રોગો સાજા કરવા સંશોધન કરતા હતા.

કેટલીક પારસી સ્ત્રીઓ પણ ડોકટર તરીકે બહાર પડી છે. લંડનથી 'એમ.ડી.' મેળવનાર સૌથી પહેલાં, ડૉ. ડોસીબાઈ દાદાભાઈ હતાં. મુંબઈમાં એમણે, પોતાનું પ્રસૂતિગૃહ ખોલ્યું હતું. ડૉ. મિસ વજીફદાર સાથે એમણે આ 'ગૃહ' સરસ રીતે ચલાવ્યું.

ડૉ. શિરીનબાઇ કોમિસેરિટ 'રોયલ કોલેજ ઓફ સર્જન્સ' લંડનના 'ફેલો' હતા. એમની શિષ્યા ડૉ. ગુલબાનુ પટેલે પણ, લંડનની 'એફ.આર..સી.એસ' ડિગ્રી મેળવી હતી.

બીજા વિશ્વ યુદ્ધ વખતે સ્ત્રીઓને પણ 'ઇન્ડિયન મેડિકલ સર્વિસ'માં પ્રવેશ મળ્યો. ત્યારે 1942 માં કેપ્ટન ફિરોઝ દાવર અને કેપ્ટન. એમી કે. જંગાલવાલા એમાં જોડાયાં. કેપ્ટન જંગાલવાલા બાળરોગોનાં નિષ્ણાત છે. અને રંગુન યુનિવર્સિટીનો સુવર્ણ ચંદ્રક એમણે મેળવ્યો છે.

નર્સિંગના વ્યવસાયમાં પારસી સ્ત્રીઓએ પહેલ કરી.તહેમીના કે આદરાનવાલાની સૌથી પહેલી 'નર્સિંગ એડવાઇઝર' તરીકે ભારત સરકારે નિમણૂંક કરી હતી.

મુંબઇની જે.જે.ગ્રુપ. હોસ્પિટલમાંથી મિસ. આદરાનવાલાએ (1908) નર્સિંગનું શિક્ષણ મેળવ્યું હતું. ત્યાર પછી લંડનની 'કિવન શારલી હોસ્પિટલ'માંથી એમણે સી.એમ.બી.નું સર્ટિફીકેટ મેળવ્યું અને પછી 'નેશનલ હેલ્થ સોસાયટી' મારફતે બાળ કલ્યાણ, નિશાળે જતાં બાળકોનું સ્વાસ્થ્ય અને ક્ષય રોગોના નિવારણ વિષે તાલીમ મેળવી. 1930 થી 1937 મિસ. આદરાનવાલાએ જે.જે.ગ્રુપ ઓફ હોસ્પિટલ' સાથે કામ કર્યું અને અભ્યાસ કર્યો. 1937માં 'એસિસ્ટન્ટ મેટ્રન' તરીકે સને 1939માં મેટ્રનની જગ્યા મળી. 1946માં લંડન જઇ ત્યાંથી 'નર્સિંગ એજ્યુકેશન'માં 'રોયલ કોલેજ ઓફ નર્સિંગ'ની ડિપ્લોમાં મેળવી. ભારત આવ્યા પછી 1948માં સરકારે એમની નિમણૂંક, 'નર્સિંગ એડવાઇઝર' તરીકે નીમ્યાં. અઢાર વર્ષ આ જગ્યા ઉપર, મિસા આદરાનવાલાએ કામ કર્યું. 1966 માં એઓ નિવૃત્ત થયાં ત્યારે 'ડબલ્યુ.એચ.ઓ.' ની નર્સિંગની 'એકસપર્ટકમિટિ' ઉપર રહી નેપાળમાં એમણે સેવા આપી. લગભગ ત્રણ વર્ષ, નેપાળમાં રહ્યાં. ત્યાર પછી, હિંદમાં પણ 'નેશનલ ફેમિલિ પ્લેનિંગ પ્રોગ્રામ'ની યોજનામાં 'ડબલ્યુ.એચ.ઓ.'એ એમની સેવા નો લાભ લીધો. 'ઇન્ટર નેશનલ કાઉન્સિલ ઓફ નર્સિંગ'નાં મિસ આદરાનવાલા ઉપ-પ્રમુખ હતાં.

1 લોર્ડ પેની, 'હોમી જહાંગીર ભાભા' 'બાયોગ્રાફિકલ મેમોઆર્સ ઓફ ફેલોઝ ઓફ ધ રોયલ સોસાયટી', લંડન 1967 વોલ્યુમ 13 પૂ [illegible]

2 સર જેમ્સ સ્ટબલફિલ્ડ 'દારાશો નોશરવાં વાડિયા', બાયોગ્રાફિકલ મેમોઆર્સ ઓફ ફેલોઝ ઓફ ધ રોયલ સોસાયટી' લંડન, 1970, વોલ્યુમ 16, પૂ 543-562

3 (ઉપરોકત) પૂ [illegible]

4 'ટાટા રીવ્યૂ' વોલ્યુમ [illegible], જાન્યુઆરી 1966

5 એચ.ડી. દારૂખાનાવાલા 'પારસી લસ્ટર ઓન ઇન્ડિયન સોઇલ' મુંબઇ 1939, વોલ્યુમ 1. પૂ 160

6 (ઉપરોકત) પૂ 163

# 10. કલા અને સાહિત્ય

પારસીઓએ જેટલી પ્રગતિ વિજ્ઞાન અને 'મેડિસિન'માં કરી એટલી સિદ્ધિ કલા અને સાહિત્યમાં નથી.

પેસ્તનજી બમનજી (1851-1938) [1] સૌથી પહેલા ચિત્રકાર હતા. 1964માં તેઓ મુંબઈની 'સર જમશેદજી જીજીભાઈ સ્કૂલ ઓફ આર્ટ'માં જોડાયા. અજંતાની ગુફાઓમાં મુખ્ય ડ્રાફટમેન તરીકે એમણે કામ કર્યું. 1897માં એક પરદેશી કલાકાર વેલ પ્રિન્સેપ્સ દિલ્હી આવ્યા હતા. દિલ્હી દરબારનું ચિત્ર દોરવા એને ખાસ આમંત્રણ આપવામાં આવ્યું હતું. પેસ્તનજીએ પ્રિન્સેપ્સ પાસે પણ ચિત્રકલાનું શિક્ષણ લીધું 1895માં પેસ્તનજી થોડાક સમય માટે જે.જે.સ્કૂલ ના પ્રિન્સિપાલ હતા. 1905માં એમણે કિંગ જયોર્જ પાંચમા અને કવીન મેરીનાં ચિત્રો દોર્યાં હતાં. બીજા પણ ગવર્નરો અને રાજા-મહારાજાઓનાં ચિત્રો પેસ્તનજીએ દોર્યાં હતાં.

મંચેરશા ફકીરજી પીઠાવાલા (1872-1937), [2] પેસ્તનજીના મિત્ર અને સમકાલીન હતા. સર જમશેતજી જીજીભાઈનું એમણે દોરેલું ચિત્ર અતિ પ્રખ્યાત છે. લંડનની, 'બર્લિંગ્ટન આર્ટ ગેલેરી'માં એ ટાંગવામાં આવ્યું હતું.

એરચ એ. ભિવંડીવાલા (1898) [3] પણ સુંદર ચિત્રકાર હતા. ગરીબ કુટુંબમાં એમનો જન્મ થયો હતો. કુટુંબમાં આઠ સંતાનો હોવાથી એરચમાં રહેલી કલાશક્તિ ખીલવવા આર્થિક સગવડ નહોતી. એટલે કલકત્તામાં એમને જે.એફ.માદન એન્ડ કંપનીમાં કામ શીખવા મૂક્યા. પરંતુ પોતાના રોજિંદા વ્યવસાયમાંથી સમય કાઢી ચિત્રકલાની સાધના કરતા. જે. પી. ગાંગુલી નામના એક બંગાળી કલાકારે, આ યુવાનની શક્તિ પિછાણી અને દામ વિના ચિત્રકલા શીખવી. 18 વર્ષની વયે એરચે કલકત્તાની 'સેન્ટ્રલ બૅન્ક'માં નોકરી લીધી પરંતુ નસીબનું પાંદડું ફરતાં એમને 'રતન તાતા' શિષ્યવૃત્તિ મળી. એરચ કલાના અભ્યાસ માટે લંડન ગયા.

લંડનમાં પહેલે એમણે 'ચેલ્સી સ્ટુડિયો' અને પછી પ્રખ્યાત 'સ્લેડ સ્કૂલ ઓફ આર્ટ'માં ચિત્રકલાનો અભ્યાસ કર્યો. ત્યાંથી 'નોર્થબ્રુક સોસાયટી' તરફથી ફ્રાંસમાં ચિત્રકલાના અભ્યાસ માટે એમને શિષ્યવૃત્તિ મળી. એરચે, એક વર્ષ પેરિસની 'એકેડમિ દ.લા.કલૂસ'માં અભ્યાસ કર્યો. ઇંગ્લેન્ડ પાછા આવ્યા પછી લંડનની 'રોયલ સોસાયટી

ઓફ આર્ટ' ના તેઓ 'ફેલો' નિમાયા. એરચના કેટલાંક તૈલચિત્રો ખૂબ પ્રખ્યાત છે-સર જ્યોર્જ લન્સબરિ' કાઉન્ટેસ ઓફ હો''લેડી ચેમ્સફર્ડ અને 'પ્રિન્સ એન્ડ પ્રિન્સેસ કાયા ઓફ જર્મન' સર જમશેદજી જીજીભાઈ, સર શાપુરજી સકેલાટવાલા, સર મંચેરજી ભાવનગરી વગેરે વ્યક્તિઓનાં એરચે દોરેલાં તૈલચિત્રો પણ વખણાયાં છે.દેશ કરતાં પરદેશમાં એરચે ઘણી પ્રતિષ્ઠા મેળવી હતી.

આધુનિક યુગના ચિત્રકારોમાં શ્યાવક્ષ ચાવડા (1914) [4] અને જેહાંગીર સબાવાલા (1922) [5] નાં નામો મોખરે છે. ડૉ. હોમી ભાભા (1909-1966) [6] પણ વૈજ્ઞાનિક હોવા ઉપરાંત સુંદર ચિત્રકાર હતા.

શ્યાવક્ષનો જન્મ નવસારીમાં. 'જે.જે.સ્કૂલમાં' એમણે કલાનો અભ્યાસ કર્યો. અને પરદેશમાં અભ્યાસ કરવા 1936માં 'સર રતન તાતા' શિષ્યવૃત્તિ મેળવી. લંડનની 'સ્લેડ સ્કૂલ ઓફ આર્ટ'માં જોડાયા અને પછી પેરિસની 'અકેડમિ દ.લા.ગ્રો.શોમેર' શ્યાવક્ષે ડ્રાફટમેનશીપ ઉપર કાબૂ મેળવ્યો. પરિણામે બારીક કલા રેખાઓથી કૃતિઓ ઉપસાવવામાં એમણે પ્રભુત્વ મેળવ્યું છે શ્યાવક્ષના 'ઇન્ડ સ્કેચિઝ' અને બીજી પણ કૃતિઓ મનમોહક છે. એમની શૈલી આગવી છે. એક કલાકાર તરીકેની એના ઉપર સ્વતંત્ર છાપ છે. એ સિદ્ધિ મેળવવા, હિંદ આવ્યા પછી શ્યાવક્ષે આખા દેશનો પ્રવાસ ખેડ્યો. હિંદની કલાઓનું નિરીક્ષણ કરવા એનો અભ્યાસ કરવાને, બર્મા, મલેશિયા, ઇન્ડોનેશિયા વગેરે દેશોનો પ્રવાસ શ્યાવક્ષે કર્યો છે. અને ત્યાની કલાઓનો ઊંડો અભ્યાસ પણ કર્યો છે. પ્રાણી સૃષ્ટિનાં સેંકડો રેખાચિત્રો શ્યાવક્ષે દોર્યા છે. એ જ રીતે બાળકો અને સામાન્ય વ્યક્તિઓ એમની કલાના વિષય બન્યા છે. શ્યાવક્ષની રંગની સૂઝ પણ લાક્ષણિક છે. 'હેડ ઓફ અપંગ મેન' અથવા 'હેથક ડાન્સર' જેવા એમનાં ચિત્રો એક વાર જોયા પછી ભુલાય એવાં નથી. કથક નૃત્યકારની બંધ આંખો અને મો ઉપર છવાયેલું દૈવી તેજ અનન્ય છે.

જેહાંગીર સબાવાલાની શૈલી સાવ અનોખી છે. એમણે પણ જે.જે.સ્કૂલ'માં અભ્યાસ કર્યો. અને પછી લંડનની હેધરલે સ્કૂલ ઓફ આર્ટ'માં કલાકાર તરીકે એમનું ઘડતર પેરિસમાં થયું. ઘણાં વર્ષે એમણે 'એકડમી જુલિયન આન્દ્રે' અને 'એકડમી આન્દ્રે'માં કલા શીખવા પાછળ ગાળ્યા એક વર્ષ 'એકડમી દ.લા. ગ્રા.શોમેર'માં પણ ગાળ્યું એમનાં ચિત્રો અનેક પ્રદર્શનોમાં મુકાયાં છે. 'આંતરરાષ્ટ્રીય પ્રદર્શનોમાં પણ જહાંગીરનાં ચિત્રોને સ્થાન મળ્યું છે. પ્રખ્યાત ફ્રેચ 'ઇમ્પ્રશેનિસ્ટો' સાબુરો અને કાવાઈ સાથે જેહાંગીરે કામ કર્યુ છે. અને 'આંદ્રલોતે' જેવા ચિત્રકાર પાસે, 'કયૂબિઝમ'નો અભ્યાસ કર્યો છે. પરંતુ આજે પોતાની આગવી શૈલી ઘડવા જેહાંગીર પેરિસના દિવસોમાં એમના ઉપર પડેલી છાપ ભૂંસવા પ્રયત્નો કરી રહ્યા છે. 1950થી 1963

જમાવટમાં 'સ્ટીલલાઈફ' ચિત્રો ઉપર. આ કલાકારે લક્ષ કેન્દ્રિત કર્યું હતું. તો 1960નું 'સી ગલ્સ એન્ડ સેલ્સ' નામનું ચિત્રસાવ જાુદી 'સેમી કયુલિસ્ટ' શૈલીનું જોવા મળે છે. જ્યારે 1963-1965માં જેહાંગીરે દોરેલાં, 'જર્નિ ઓફ ધ માની' છે. અને 'ધ એમ્બારકેશન' જેવાં ચિત્રોમાં દિવ્ય તત્વ જડે છે. હજી પણ, જેહાંગીર પોતાની શૈલીને વધુ ને વધુ પરિપકવ કરવા પ્રયત્નો કરે છે.

ડૉ. હોમી ભાભાનું સ્થાન આપણા ચિત્રકારોમાં ઘણું ઉચ્ચ છે. વૈજ્ઞાનિક હતા પરંતુ આધુનિક ચિત્રકલાનું એમને સંપૂર્ણ જ્ઞાન હતું. અકાળ મૃત્યુ થવા છતાં ડૉ. ભાભા પોતાના સુંદર પ્રાઈઝ રેખાચિત્રો અને ચિત્રોનો કેટલાક સંગ્રહ ભાવિ પ્રજા માટે મૂકી ગયા છે. રંગોની એમાં રમઝટ છે. અને અંતરસ્પર્શી આલેખન છે. જગમશહૂર કલાકારો ટિશિયન અને તિન્તોરેતો જેવા કલાકારો સાથે ડૉ. ભાભાની કૃતિઓ સરખાવવામાં આવે છે. લિઓનર્દો દ વિંચી,મિકેલ એંજેલો,અલગ્રેકો અને રેમબ્ર જેવા પ્રખ્યાત યુરોપિયન કલાકારોની અસર ડૉ. ભાભા ઉપર પ્રબળ હતી. 'લેડિ વિથ અ ગ્લાસ ઓફ શેરી' આકર્ષક ચિત્ર છે. એક સ્ત્રીની સુકુમાર કૂણી મુખાકૃત્તિ એના ગાલ હડપચી ગળું એની ઊંડી આંખોમાં છૂપાયેલી નિર્દોષતા અને આધ્યાત્મિકતા હૃદયને હલાવી દે એવી છે. અને એની સાથે ભળેલી છાયા-પ્રકાશની કળા અવર્ણનીય છે. એના ખભા ઉપર પથરાયેલી કળા-ભૂરાં અને લીલાં પાંદડાઓની વેલની છાંય એના વાળ ઉપર પડતી દેખાય છે. જ્યારે એની આંખોના ભૂખરા-લીલા રંગની આછી છાયા એના હાથમાંના 'વાઈન' ગ્લાસ સાથે ભળે છે. એના પોષાકનો ઘેરો જાંબુડિયો રંગ ચિત્રની આછી લીલી અને તપખીરિયા રંગની પાર્શ્વભૂમિ સાથે અદભુત રીતે ભમી જાય છે. ડાબી બાજાુની એક નાનકડી બારીમાંથી પ્રવેશતો આછો પ્રકાશ સ્ત્રીના સઘળા ગાલ અને કપાળને જાણે ચૂમતો હોય એવું દૃશ્ય છે. સમગ્ર ચિત્ર કલાકારની અપ્રતિમ કલાનો નમૂનો છે. લાગે છે કે એક સ્ત્રીનું માત્ર એ ચિત્ર નથી. પરંતુ સમય અને અંતરને વીંધી માનવીનાં હૃદયમાં રહેલું પેલુ શાશ્વત તત્ત્વ એમાં પ્રદર્શિત થાય છે. 'એબસ્ટ્રેકટ' અને 'સરીઅલિસ્ટ' વિષયોએ પણ ડૉ. ભાભા ને આકર્ષ્યા હતા. પ્રખ્યાત સંગીતકાર મોત્ઝાર્દના 'મેરેજ ઓફ ફિગારો' એ એમના મનની પાટી ઉપર ન ભુલાય એવી છાપ મૂકી હતી પરિણામે ચિત્રકાર ભાભાએ દાવો સોનો ઇ.બેબી મોમેન્તિ' નામની ઉત્તમ કૃત્તિનું સર્જન કર્યુ એક સ્ત્રીની મનોભૂમિ ઉપરથી સરી જતી કેટલીયે સ્મૃતિઓનું આ દૃશ્ય છે. ડૉ.ભાભાના 'લેન્ડ સ્કેપ્સ'ના રંગની છટા પણ સુંદર છે.

સ્વ. શહેરુ સિધવા પિલુ પોચખાનાવાલા અને સ્વ. અર્દશિર દવીઅરવાલા ત્રણે સારા શિલ્પીઓ કોમને મળ્યા છે.

શહેરુ સિધવાએ ખાસ કરી પ્રખ્યાત પારસીઓની પ્રતિમાઓનું સર્જન કર્યું. એણે કંડારેલી સર હોરમસજી સી. દીનશા એડનવાલાની પ્રતિમા સર્વોચ્ચ ગણાઈ છે. એડનમાં સર હોરમસજીએ પ્રજાને પાણી પુરવઠો પૂરો પાડ્યો હતો સુંદર રસ્તાઓ બંધાવ્યા હતા. ઘરો બંધાવ્યાં હતાં અને 'પાર્ક' બનાવ્યા હતા. આવી વ્યક્તિની યાદમાં મુંબઈના પારસીઓએ શહેરુ પાસે આ કૃતિ બનાવડાવી હતી.

પીલુ પોચખાનાવાલાને નાનપણથી જ શિલ્પકલાનો શોખ હતો. મૂળ તો મુંબઈ યુનિવર્સિટીની 'કોમર્સ'ની ડિગ્રી પીલુએ મેળવી હતી પછી શિલ્પ કલા તરફ એણે વધુ લક્ષ દોરાવ્યું ધાતુઓ, પથ્થર, પોલાદ, સીસુ લાકડું વગેરે સાધનોનો એણે ઉપયોગ કરવો શરૂ કર્યો. પીલુનું દર્શન વિશાળ છે. નાનામાં નાની શિલ્પ કૃતિથી માંડી પીલુ મોટાંમાં મોટું શિલ્પ ઘડી શકે છે. એવું એક 'ટ્રિપલ એસેન્ટ' યાદ રહે એવું છે. લાકડું અને 'પર્સયકેસનો ઉપયોગ અહી પીલુ એ કર્યો છે. સોમ્ય શાંતિ, આ કૃતિનું મુખ્ય લક્ષણ છે. એથી ઊલટુ સીસામાં કંડારેલું પ્રૈર્ય (શિકાર) અસ્વસ્થ બનાવી દે એવી કૃતિ છે. પ્રાણીએ કરેલા માનવીનો ભક્ષ અહી જોવા મળે છે. એના શરીરનો કેટલોક ભાગ પ્રાણીના જડબામાં સપડાયો છે. જ્યારે એની ગરદનનું માળખું, એના જ ડાબા પગમાં ફસાયું છે. ભયંકર આ દ્રશ્ય છે. છિન્ન ભિન્ન થયેલો આ માનવ દેહ ઉપર દેખાતું ફીકું હાસ્ય એની ઊંડી આંખો હૃદયને હચમચાવી મૂકે છે. સર્વાંગ કૃતિ ઉપર મૃત્યુ અને ક્ષીણતાની છાયા પડી છે. માનવીના નશ્વરદેહનું આ પ્રતીક છે. શિકારની આંખોમાં છતી થતી વ્યથા અસહ્ય છે. આવી કૃતિ ઉપરથી 'ફલેપ' જેવી કૃતિ પ્રત્યે જ્યારે લક્ષ જાય છે. ત્યારે અંતરની સ્વસ્થતા ફરી પામી શકાય છે. ભવ્ય નવ મીટર આ કૃતિ છે. નરમ પોલાદનો આમાં ઉપયોગ થયો છે. એનું સૌંદર્ય અપાર્થિવ છે. કારણ કે જયાં તે છે ત્યાં ઈંટોની દીવાલની દૃષ્ટભૂમિ અને ખુલ્લી સીડી છે.

અર્દશિર દવીઅરવાલાએ (1922-1975) [7] પોતાના જીવનની શરૂઆત એક 'કેમિસ્ટ' તરીકે કરી. ચૌદ વર્ષ 1945 થી 1959 અર્દશિરે એક ફેકટરીમાં કામ કર્યું. છેવટે શિલ્પ કલામાં આ કલાકારે પોતાનું મન પરોવ્યું. પોતાની જાતે જ એમણે કલાનો અભ્યાસ કર્યો. શરૂઆત આરસપહાણ પથ્થર અને લાકડાનાં માધ્યમનો ઉપયોગ કર્યો. પરંતુ પછી સીસું, પોલાદ, એલ્યુમિનિયમ, પ્લાસ્ટિક અને તાંબાનો પણ ઉપયોગ કર્યો. શરૂઆતનાં વર્ષોમાં દવીઅરવાલા ઉપર, ગ્રીક અને ખ્રિસ્તી વિષયોની અસર હતી. આગ્રાના ગુલાબી આરસમાં કોતરાયેલી એમની એક કૃતિ, 'ઇન્ડિયન' ડૉ. ભાભાએ 'તાતા ઇન્સ્ટિટ્યૂટ' માટે 'ખરીદી હતી પરંતુ દવીએરવાલાની કલા 'એબેસ્ટેકટ' આકૃતિઓમાં વધુ ખીલી છે. ડ્રાર્યડ અને કાસ્ય શિલ્પ એબસ્ટ્રેકટ સ્ટડી' જેવી કૃતિઓમાં એનાં દર્શન થાય છે.

'જેનિસિસ (1967)માં દર્શક ને સમતુલા અને સંવાદિતા જોવા મળે છે. જ્યારે બે વર્ષ પછી ઘડાયેલી કૃતિ 'ડેથ કેમ શ્રીકિંગ' 1967માં, કઠોર શક્તિ દેખાય છે. 1969માં બનાવેલી 'કોઝમિક બેલન્સ અને 'કનક્રોન્ટ્રેશન'માં શિલ્પી નવી જ શોધ કરી રહ્યો છે. કલાકાર અહીં ગણિતશાસ્ત્રનો આધાર લે છે. 1970ના પ્રદર્શનમાં મૂકાયેલી 'એનિમટેડ સસ્પેન્શન' જેવી કૃતિઓની સંવાદિતા સાચે જ આકર્ષક છે. દવીઅરવાલાએ આ કૃતિમાં એલ્યુમિનિયમ અને લોહચુંબકનો ઉપયોગ કર્યો હતો.

સંગીતના ક્ષેત્રમાં ઘણા થોડા પારસીઓએ ખ્યાતિ મેળવી છે. 1920 ના દસકામાં કપખુશરો શાપુરજી સોરાબજીએ (1892-1974) [૮] પશ્ચિમના સંગીત ઉપર પ્રભુત્વ મેળવ્યું હતું. પરંતુ દેશમાં આ હકીકત પણી ઓછી વ્યકિતઓ જાણે છે. એમનો જન્મ અસેકસ ઓંપિંગમાં થયો હતો. એમના પિતા પારસી હતા અને માતા સ્પેનિશ. ઈંગ્લેન્ડમાં એમણે અભ્યાસ કર્યો હતો અને બહુ નાની વયે પિએનો અને ઓર્ગન માટે સંગીત રચના કરવી એમણે શરૂ કરી હતી. બહુ લાંબી અને અટપટી એમની રચનાઓ આજે અપ્રાપ્ય છે. છતાં, પિટર જે પેરી જેવા સંગીતકારે 'મ્યુઝિક એન્ડ મ્યુઝિકશન'મા નોંધ લેતાં લખ્યું છે :

'સોરાબજી અને વેનડીઅરેનનું સંગીત આજે ભુલાઇ ગયું છે. એ હકીકત અફસોસજનક છે. વેન ડીઅરેનનું સગીત ફરી સજીવન કરવા સરખું છે. પરંતુ દુઃખની વાત છે કે સોરાબજીની રચનાઓ ખાસ કરી એમનો 'સેકન્ડ પિએનો કનસર્ટો' આપણે સાંભળી શકવાના નથી' [૯]

ઝેનોબિઆ વકીલ,તહેમી ગઝદર અને નેવિલ ચીનોઈ જેવા કલાકારોએ નામના મેળવી છે. ચાર વર્ષની વયે ઝેનોબિઆએ પિએનો વગાડવો શરૂ કર્યો. અને નવમે વર્ષે જાહેરમાં 'પિએનો રિસાઈટલ' આપ્યો. મુંબઈમાં અભ્યાસ કર્યા પછી 1952માં સાલ્ઝબર્ગની 'મોત્ઝાર્ગ અકેડમિ ઓફ મ્યુઝિક'માં તાલીમ મેળવી. 1955 માં 'કોન્સર્ટ પિએનિસ્ટ' તરીકે ઝેનોબિઆ 'ગ્રેજ્યુએટ' થઈ મ્યુનિકમાં એને ઈસ્ટ વેસ્ટ જર્મન એકસચેન્જ' શિષ્યવૃત્તિ મળી. એને મોત્ઝાર્ત'ની 200મી જયંતીના ઉત્સવ પ્રસંગે અને મોત્ઝાર્ત ઈનામ મળ્યું. જવાહરલાલ નહેરુ જ્યારે ઓસ્ટ્રિઆ ગયા હતા. ત્યારે, એમના માનમાં યોજાયેલા સમારંભમાં ઝેનોબિઆને પિઆનો વગાડવા ખાસ આમંત્રણ આપવામાં આવ્યું હતું. આજે ઝેનોબિઆની કલા ઝાંખી પડી છે. યુવાનીના દિવસોનું તેજ એમાં જોવા મળતું નથી.

તહેમી ગઝદરે એની કલાની શ્રેષ્ઠતા જાળવી રાખી છે. 'રોયલ સ્કૂલ્સ ઓફ મ્યુઝિક' ની શિષ્યવૃત્તિ મેળવી તહેમીએ 'રોયલ એકડમિ ઓફ મ્યુઝિક'મા અભ્યાસ કર્યો. મેન્ડેલનં લાખ અને બીથોવેન જેવા કલાકારોની રચનાં રજૂ કરી બ્રાઈટન અને બેલહમમાં યોજાયેલી સ્પર્ધાઓમાં, તહેમીએ પ્રથમ ઈનામો મેળવ્યાં. મુંબઈ, દિલ્હી,

ગોવા અને કોલમ્બોમાં તહેમીએ કોન્સર્ટોમાં ભાગ લીધો છે. ઓલ ઇન્ડિયા રેડિયો ઉપરથી પણ એના કાર્યક્રમો રજૂ થાય છે. 'બોમ્બે ફિલ હાર્મોનિક ઓરકેસ્ટ્રા'ની તહેમી કલાકાર છે. અને ઘણી વાર એણે પરદેશી કલાકારોને પિએનો ઉપર સાથ કર્યો છે.

નેવિલ ચીનોયનું મૃત્યુ માત્ર ઓગણીસ વર્ષે થયું. નેવીલ તહેમી ગઝદરનો શિષ્ય હતો. મુંબઇ, પૂના, દિલ્હી, કલકત્તામાં નેવિલે બહુ નાની વયે પોતાની કલા દાખવી હતી કેન્ડલ ટેલર જેવા ગુરુ પાસે વધુ જ્ઞાન મેળવવા નેવિલને ઇંગ્લેન્ડ મોકલાવ્યો હતો ત્યાંથી અમેરિકન શિષ્યવૃત્તિ મળતાં 'કર્ટિસ ઇન્સ્ટિટ્યૂટ ઓફ મ્યુઝિક' ફિલોડેલફિઆ ગયો. રૂડોલ્ફ ઝકિને જેવો ડિરેક્ટર માનતો કે 'નેવિલ પાસે સાધારણ શકિત હતી.'

જ્યારે વ્લાદિમીર અશ્કનાત્ઝીએ કહ્યું છે કે 'એની વયના પ્રમાણમાં એનો સંગીતનાં જ્ઞાને મને પ્રભાવિત કર્યો છે. ત્રણ વર્ષનાં એના શિક્ષણનો અંત આવતો હતો. ત્યાં કમનસીબે વિમાન તૂટી પડતાં નેવિલનું મૃત્યુ થયું. નેવિલ એના માત-પિતા ભાઈ અને મિત્રોને મળી ફરી પોતાનું અધુરું કાર્ય પૂરું કરવા જતો હતો.

ગાયક તરીકે ઝરીન ઘડિયાળીએ નામના મેળવી છે. બવેરિયન રેડિયોક્વાયર'માં ઝરીન 'ચીફ અલ્ટો' છે. વેસ્ટ જર્મનિમાં આ 'કવાયર' શ્રેષ્ઠ ગણાય છે.

ઝુબીન મહેતા (1936) [10] એ તો યુવાન કંડકટર તરીકે આંતરરાષ્ટ્રીય કીર્તિ પ્રાપ્ત કરી છે. એના પિતા મહેલ્લી મહેતા સોરા 'વાયલિનિસ્ટ' હતા. 'બોમ્બે ફિલ હાર્મનિક ઓરકેસ્ટ્રા' (1935) ની એમણે રચના કરી હતી. અને 'લીવરપૂલ ફિલહાર્મનિક ઓરકેસ્ટ્રા' ના નેતા હતા. પારણાંમાંથી જ યુરોપિઅન શાસ્ત્રીય સંગીતનું જ્ઞાન ઝુબીનને મળ્યું હતું. બે વર્ષની વયે એનું પોતાનું 'રેકર્ડ પ્લેઅર' એની પાસે હતું. અને ખૂણામાં લપાઈને પિતાને શિક્ષણ લેતાં અને રિહર્સલ કરતાં એણે જોયા હતા. અને પછી તો નાનો ઝુબીન ક્રિકેટ રમતાં અથવા સાઈકલ ચલાવતાં પાગાનિની જેવા કલાકારની કૃતિઓ એના મૂળ સૂરમાં સિસોટી વગાડી ગાતો હતો. ઝુબીનના શબ્દોમાં બીથોવનની સિમ્ફનિ સાંભળી તે પહેલાં એની 'ક્વોરટેસ'થી હું પરિચિત હતો. અને એનું સંગીત વાંચી શકું તે પહેલાં તો એનું બધુ સંગીત હું ગાઈ શકતો હતો.' સાત વર્ષની વયે ઝુબીને પિએનો શીખવાનું શરૂ કર્યુ. અને એના પિતાની ગેરહાજરીમાં સોળ વર્ષની વયે એ 'બોમ્બે ફિલહાર્મનિક ઓરકેસ્ટ્રા'નું સંચાલન કરતો હતો. જીવનના એક તબક્કે ઝુબીનને ડૉકટર બનાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. પરંતુ ઝુબીન કહે છે 'દરેક વેળાએ પરીક્ષા આપતાં અથવા વર્ગમાં માછલી કાપતાં મારા મગજમાં તો બ્રામ્સ'ની સિમ્ફનિ જ દોડતી હતી. અઢાર વર્ષની વયે પિતાએ ઝુબીનને પિએના મોકલ્યો. ત્યાંની, 'એકેડમિ ઓફ મ્યુઝિક'માં પિએનામાં ઝુબીને, સંગીતની રચના અને સંચાલન પિએનો વગેરેના વર્ગોમાં હાજરી આપી. અને, સાથે સાથે શહેરના જુદાં જુદાં 'ઓરકેસ્ટ્રા' સાથે વાયલિન વગાડ્યું. 1957માં 'હેન્ડફિટીગ' માટે ડિપ્લોમાં અને કીર્તિ

મેળવી. 1958માં યુવાન કંડકટરો માટેની એક આંતરરાષ્ટ્રીય સ્પર્ધા લીવરપુલમાં યોજાઇ ત્યારે ઝુબીને પહેલુ ઇનામ મેળવ્યું. આખાં યુરોપમાંથી એકસો જેટલા યુવાન કંડકટરોએ આ સ્પર્ધામાં ભાગ લીધો હતો. ઇનામના એક ભાગ તરીકે 'લીવર પુલ ઓરકેસ્ટ્રા'નું સંચાલન કરવાનો ઝુબીનને લાભ મળ્યો ત્યારે એને પોતાની ક્ષતિઓનો ખ્યાલ આવ્યો. એની કળા હજી પરિપકવ થઇ નહોતી. જીવનનો એક પાઠ ત્યારે ઝુબીનને 'લીવરપુલ ઓરકેસ્ટ્રા'ના જોખમે શીખવા મળ્યો.

23 વર્ષની વયે ઝુબીને 1959માં ન્યૂયોર્કમાં 'લૂઇઝોન સ્ટેડિયમ સિમ્ફનિ' કંડકૂટ કરી અને બીજે જ વર્ષે એની નિમણૂંક 'મોન્ટ્રિઅલ સિમ્ફનિ ઓરકેસ્ટ્રા' ના કંડકૂટર તરીકે થઇ. 1961માં ફિટઝ રાઇનરની ગેરહાજરીમાં એને 'લોસ એંજિલેસ ફિલ હાર્મોનિકા ઓરકેસ્ટ્રા' કંડકૂટ કરવાનો લાભ મળ્યો બહુ સારો યશ પણ એમાં મળ્યો પરિણામે 'લોસ એજિલસ ઓરકેસ્ટ્રા' ના કંડકૂટર તરીકે ઝુબીનની નિમણૂંક થઇ. ઝુબીન દ્વિધામાં હતો. ક્યાં મોન્ટ્રિઅલ અને ક્યાં લોસ એંજિલસ ? બન્ને વચ્ચે ભૂગોળની દષ્ટિએ અંતર હતું. પરંતુ 'ઓરકેસ્ટ્રા'ના કલાકારોની વિનંતીથી એણે બન્ને ઓરકેસ્ટ્રા કંડકૂટ કરવાની જવાબદારી સ્વીકારી. 'લોસ એંજિલસ ઓરકેસ્ટ્રા'માં ઝુબીને નવા પ્રાણ પૂર્યા. અને પશ્ચિમના દેશોમાં ઘણું આગળ પડતું સ્થાન એને અપાવ્યું. 1964માં એને વાર્ષિક સાલ્ઝબર્ગ ફેસ્ટીવલના સૌથી પહેલો કોન્સર્ટ કંડકૂટ કરવાનું આમંત્રણ મળ્યું. એના શ્રોતાઓ ઉપર આની ગજબ અસર થઇ. એક વૃતાંત નિવેદકના શબ્દોમાં બે હજાર વ્યક્તિઓએ એકી સાથે ઝુબીનને તાળીઓના ગડગડાટથી વધાવી લીધો. લોકો ગાંડા થઇ ગયા. પગ ઠોકવાના, તાળીઓના અને 'બ્રાવો'ના અવાજોથી વાતાવરણ ગાજી ઊઠયું હતું. 'ઇઝરેલ ફિલ હાર્મનિક ઓરકેસ્ટ્રા'નો પણ ઝુબીન ઘણો માનીતો 'ગેસ્ટ કંડકૂટર' છે. પશ્ચિમના સંગીતના ઇતિહાસમાં વિએના અને બર્લિન ફિલહાર્મનિક ઓરકેસ્ટ્રા કંડકટ કરનાર ઝુબીન સૌથી નાના કંડકૂટર છે. 1967માં ભારત સરકારે ઝુબીનને, 'પદ્મભૂષણ'થી નવાજયો. એ જ વર્ષના નવેમ્બરમાં ઝુબીને 'લોસ એંજિલસ ઓરકેસ્ટ્રા' સાથે મુંબઇ આવ્યો. હું મારા ઓરકેસ્ટ્રા સાથે મારી જાતની પ્રથમ રજૂઆત મુંબઇમાં કરીશ. એકસ્પો '67 વખતે મોન્ટ્રિઅલમાં ઝુબીને બન્ને ઓરકેસ્ટ્રા મોન્ટ્રિઅલ અને લોસ એંજિલસ એક સાથે કંડકૂટ કર્યા હતા. 215 કલાકારો સાથે બર્લિઓત્ઝ 'સિમ્ફનિક ફેન્ટેસ્ટિક 'ઝુબીને કંડકૂટ કર્યુ. ઝુબીનને હવે બેર્નસ્ટાઇને 'ન્યૂયોર્ક ફિલહાર્મનિક ઓરકેસ્ટ્રા' કંડકૂટ કરવા આમંત્રણ આપ્યું. ઝુબીને ના પાડી. કલાની દૃષ્ટિએ એથી મને કોઇ લાભ નથી. મારું ઓરકેસ્ટ્રા 'ન્યૂયોર્ક ફિલહાર્મનિક કરતા ઘણું શ્રેષ્ઠ છે. વિષય ચર્ચાસ્પદ બન્યો. ઝુબીનનું કથન કડવું હતું. પરંતુ, આખરે એણે આ જવાબદારી ઊપાડી લેવા સંમતિ આપી કંડકૂટર તરીકે, ઝુબીન ઉપર કેટલાક આક્ષેપો પણ થયા છે. એની પદ્ધતિ

કેટલાકને પસંદ નથી. વધુ અવાજ અને ઉતાવળ-ત્વરા-એમાં એમને દેખાય છે. શક્તિ અને ભાવનાઓની ગતિનો અભાવ જણાય છે. પરંતુ સંગીત સમીક્ષક વિનથ્રોપ સાર્જંટે 'ઝુબીનનો બચાવ કર્યો છે, એની પાસે ઉત્તમ કંડક્ટરને યોગ્ય કૌશલ્ય અને ભાવનાશીલ સામગ્રી છે. એનો અંશ કોઇક વાર ખોટો નથી નુકસાનકર્તા પણ નથી. ઝુબીન પાસે સઘળી સામગ્રી છે. અનેક ગણી અતિ ચોકસાઇ કરતાં એનો એક અંશ પણ ઘણો અગત્યનો છે.'

ફિલાડેલ ફિઆના કંડકટર યુજિન આર મન્ડિ માને છે કે ઝુબીને, યુવાની છતાં ઘણી સિદ્ધિ મેળવી છે. કુમી વાડિયાનું નામ પણ એક સરસ કંડક્ટર તરીકે ગણાવી શકાય. 'પરનજોતિ અકેડમિ કોરસનું કુમી સંચાલન કરે છે 1974માં આ કોરસે યુરોપની ઘણી યશસ્વી મુસાફરી કરી હતી. અને પોલેન્ડમાં યોજાયેલ નવમાં 'ઇન્ટરનેશનલ કોરલ મ્યુઝિક ફેસ્ટિવલ'માં પહેલું ઇનામ મેળવ્યું હતું.

પારસીઓએ હિંદુસ્તાની શાસ્ત્રીય સંગીતમાં જોઇએ એટલા પ્રમાણમાં રસ લીધો નથી. છતાં ઝરીન દારૂવાલા અને આબાં એ. ગિસ્ત્રી આ ક્ષેત્રમાં જાણીતા છે. ઝરીન સુંદર સરોદ કલાકાર છે. રેડિયો, ટેલિવિઝન ઉપર પણ એના કાર્યક્રમો રજૂ થાય છે. આબાને તબલાવાદનમાં કુશળતા મેળવી છે.

નૃત્ય કલામાં શીરીન રોશન અને ખોરશેદ વજીફદારે 1950ના દસકામાં દેશનાં ઘણા અગત્યનાં શહેરોમાં 'ભારત નાટ્યમ'ના પ્રયોગો કર્યા છે. છેલ્લાં વીસ વર્ષમાં રોહિન્તન કામા સિવાય બીજા કોઇએ નૃત્યકલામાં પ્રગતિ સાધી નથી. વૈજયન્તિમાલાનો, રોહિન્તન શિષ્ય છે. અને એની સાથે મોરિશિઅસ, હોંગકોંગ, થાઇલેન્ડ, અને ફિલીપીન્સમાં નૃત્યકલાના કાર્યક્રમો કર્યા છે.

હિંદમાં રંગભૂમિનો વિકાસ પારસીઓને કારણે થયો. આ ક્ષેત્રમાં તેઓ અગ્રેસર હતા કુલ્કે આ બાબતનો નિર્દેશ કર્યો છે. અને અણે 1850માં એલફિન્સ્ટન કોલેજમાં એક 'પારસી' ડ્રમેટ્રિક સોસાયટી' હતી તેનો ઉલ્લેખ પણ કર્યો છે. મુખ્યત્વે, આ સોસાયટી અંગ્રેજી નાટકો ભજવતી અને, એના નટોએ 1862માં સિંગાપોરમાં અને 1885માં ઇંગ્લેન્ડમાં નાટકો ભજવ્યાં હતાં. 11

એ જ અરસામાં જુદા જુદાં પારસી મંડળોએ ગુજરાતી રંગભૂમિ સ્થાપી હતી. રાજકારણ અને સામાજિક પ્રશ્નો ઉપર નાટકો રચાતાં અને ભજવાતા પરંતુ, ગુજરાતી રંગભૂમિ ઉપર હાસ્યરસ પારસીઓએ વહેવડાવ્યો અને એમાં મર્ઝબાન કુટુંબ આગવો ફાળો આપ્યો ફરદૂનજી મર્ઝબાને પારસી ગુજરાતી છાપાની પહેલ કરી- 'મુંબઇ સમાચાર' અને એમના વંશજો, જેહાંગીર બહેરામજી મર્ઝબાન (1848-1928) 12 અને પીરોજશા. જેહાંગીર મર્ઝબાને (1876-1933) 13 પિજામના ઉપનામ હેઠળ ઘણાં પારસી ગુજરાતી નાટકો લખ્યાં. એમના યુગમાં એ નાટકો લોકપ્રિય પણ થયાં.

એટલું જ નહિ ત્યાર પછી પણ પિજામનાં નાટકો સમયને અનુકૂળ ફેરફારો સાથે ભજવાતાં રહ્યાં.

જેહાંગીર મર્ઝબાન 'પારસીઓના માર્ક ટ્વેન' તરીકે ઓળખાતા. પ્રૂફરીડરથી શરૂઆત કરી તેઓ 'જામશેદ'ના તંત્રી બન્યા. પારસી કોમનું આ છાપું આજે પણ કોમનું માનીતું છે. હાસ્યરસિક નાટકોના કર્તા ઉપરાંત જેહાંગીર મર્ઝબાન દાનવીર પણ હતા. મુંબઈની 'માસીના હોસ્પિટલ' દેવલાલીનાં 'બહાદુરજી સેનેટોરિયમ' અને ખંડાલા. સેનેટોરિયમના તેઓ સંસ્થાપક સભ્ય હતા. એક પત્રકાર તરીકે એમને બ્રિટીશ સરકારે 'સી.આઈ.ઈ. નો ખિતાબ આપ્યો હતો.

જેહાંગીર મર્ઝબાનના પુત્ર પીરોજશાએ પીજામે -પણ પિતાએ ચીંધેલો માર્ગ પસંદ કર્યો. એમણે ગુજરાતમાં પંદરેક નવલકથાઓ લખી છે અને સાતેક ગુજરાતી નાટકો લખ્યાં છે. દરેક કૃતિનો મૂળ રસ, હાસ્યરસ છે. નાગરિક પ્રશ્નોમાં પણ પીરોજશાએ એટલો જ રસ લીધો હતો. 'બોમ્બે લેજિસ્લેટિવ એસેમ્બિલના સભ્ય અને જસ્ટિસ ઓફ પીસ હતા. પીરોજશા, મુબઈના 'શેરિફ' પણ નિમાયા હતા. 'કયસરે-હિંદ'અને 'સી.ઓઈ.ઈ.' ના ઈલકાબો એમને મળ્યા હતા. એમના પુત્ર અદી મર્ઝબાન કુળની પરંપરા સાચવી રહ્યા છે.

મોટે ભાગે હાસ્ય રસનાં નાટકોમાં ભાગ લેનાર અભિનેતાઓ પારસીઓ હતા. અને એમાં પણ કેટલાક 'મેડિકલ' વિદ્યાર્થીઓ હતા. સ્ત્રીઓએ નાટકના તખતા ઉપર ભાગ લેવો નહિ એ પ્રશ્ન આજે હવે અગત્યનો નથી. પરંતુ 1890ની આસપાસ એવો પણ એક સમય હતો જ્યારે આ પ્રશ્ને ઉગ્ર ચર્ચા જમાવી હતી. વિકટોરિઆ આલ્ફ્રેડ થિએટ્રિકલ કંપનીને આ પ્રશ્ને ઘણી મૂંઝવી હતી. એ પણ એક હકીકત છે કે હાલ પારસી ગુજરાતી નાટકોનો પ્રેક્ષકો મોટે ભાગે હિંદુ ભાઈઓ છે.

ફિલ્મ ઉદ્યોગમાં ઘણા પારસીઓએ ઝંપલાવ્યું હતું. સોરાબ મોદી જેવાં નટ અને નિર્માતાએ લગભગ વીસ વર્ષ ફિલ્મ ઉદ્યોગમાં ગાળ્યાં અને કીર્તિ પણ પ્રાપ્ત કરી. 'પુકાર', 'સિકન્દર' જેવી ફિલ્મોમાં એમણે મુખ્ય નટની ભૂમિકા ભજવી પોતાની કળા દાખવી. એમના સમકાલીન જમશેદ બી. વાડિયાએ પણ, 'વાડિયા મૂવીટોન' માટે ઘણી ફિલ્મો તૈયાર કરી. જેહાંગીર એસ. ભાવનગરીનું નામ પણ ફિલ્મ ક્ષેત્રમાં જાણીતું છે. જહાંના પિતા પારસી અને માતા ફ્રેંચ. ભારત સરકારનાં 'ફિલ્મઝ ડિવિઝન' સાથે ભાવનગરી 1954 થી 1957 અને 1965 થી 1967 સંકળાયેલા હતા. 'દસ્તાવેજી' ફિલ્મો ઉપર જહાંએ પ્રભુત્ત્વ મેળવ્યું છે. અને 'ખજુરાહો' 'રાધાકૃષ્ણ', 'અકબર' જેવી અતિ સુંદર 'દસ્તાવેજી' ફિલ્મો તૈયાર કરી છે. જહાંયુનેસ્કો સાથે સંકળાયેલા છે. અને હાલ 'યુનેસ્કો'નાં 'ઓડિઓ વિઝયુઅલ ઈનફર્મેશન' વિભાગમાં 'ફિલ્મ એન્ડ ટેલિવીઝન' ઓફિસર તરીકે કામ કરે છે. 1968માં જહાંને 'પદ્મશ્રી'નો

ખિતાબ મળ્યો હતો. 'ડાન્સીંગ' સ્ટોન'મા દાખવેલી કલાત્મક રીત બિમલ રોયે 'ગૌતમ-ધ બુદ્ધ'માં આપનાવી.

ફેની એમ.વરીઆવા ફિલ્મ ક્ષેત્રમાં સુંદર અને કલાત્મક પ્રદાન કરી રહી છે. 'અંકુર', 'નિશાન્ત' જેવાં ચલચિત્રો સાથે ફેનીએ પ્રેક્ષકોને મુગ્ધ કર્યા છે. અને ફિલ્મ જગતને એક નવી દિશા બતાવી છે. ફેનીની ફિલ્મોને રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય ઈનામો પણ મળ્યાં છે. ખુરશીદ મિનોચહેર હોમજી-સરસ્વતીદેવી-એ સૌથી પહેલાં ફિલ્મો માટે સંગીત રચનાઓ કરી. 'ઝૂલા' અને 'અછૂત કન્યા' જેવી ફિલ્મોમાં એમણે આપેલું સંગીત આજે પણ પ્રજાના કાનમાં ગુંજી રહ્યું છે.

'નેશનલ સેટર ફોર ધ પરફોમિંગ આર્ટસ'ની સ્થાપના કરી 'દોરાબ તાતા ટ્રસ્ટે' 14 લલિતકલાઓ જેવી કે નાટક નૃત્ય સંગીતના વિકાસમાં સુંદર ફાળો આપ્યો છે. જૂન 1966માં આનો પાયો નંખાયો. સંસ્થાપક -ટ્રસ્ટી જમશેદ ભાભાએ ડિસેમ્બર 1963માં એક 'નેશનલ અકેડમી' સ્થાપવાની યોજના તૈયાર કરી. 'સંસ્થા'નો હેતુ દેશની શાસ્ત્રીય અને લોકકલાનું રક્ષણ અને વિકાસ કરવાનો છે. સંગીત નૃત્ય અને નાટકોનો મુખ્યત્વે એમાં સમાવેશ કરવામાં આવ્યો છે. દેશમાં આ પ્રકારની 'નેશનલ અકેડમી' રાષ્ટ્રીય સંસ્થા- ની ગેરહાજરીમાં કલાકારોને પોતાની કલા સાચવી ભાવી પ્રજાનોએ શીખવાનો કપરો પ્રશ્ન હતો. ભાવી કલાકારો તૈયાર કરવા આપણે ત્યાં બીજી કોઈ સંસ્થા નહોતી. 'નેશનલ' નો હેતુ આવી ખોટ પૂરી પાડવાનો છે.

'સેંટર'ની સ્થાપના માટે આશરે 45 લાખ રૂપિયાના ખર્ચે 32,000 ચોરસ મીટર જમીનની વીર નરિમાન પોઈન્ટ ઉપર પૂરણી કરવામાં આવી. મહારાષ્ટ્ર સરકાર તરફથી કેન્દ્ર સરકારને જમીન, 'સેંટર' ને ભેટ મળી છે. 'સેંટર' જ્યારે તૈયાર થશે ત્યારે એથેન્સના 'એક્રોપોલીસ'ની યાદને ખડી કરશે. યુનેસ્કો તરફથી 'સેંટર' ને 'સ્ટૂડિયો' માટે જરૂરી યંત્રો મળ્યાં છે. એ જ રીતે રોકફૂલર ત્રીજાના ફંડમાંથી ગ્રામ્ય કાર્યક્રમોને ગ્રંથસ્થ કરવા સેંટરના મોબાઈલ યુનિટ' માટે ટેપરેકર્ડર વગેરે ફેરવી શકાય તેવા સાધનો મળ્યાં છે. યુનિટ ભારતના ગ્રામ્ય વિસ્તારમાં પ્રવાસ કરી લોકસંગીત વગેરે રેકર્ડ કરશે.

'સેંટર'ના વિકાસ માટે અને એની યોજના માટે ત્રણ વ્યક્તિઓની સમિતિ નીમવામાં આવી છે. જે. આર.ડી. તાતા એના પ્રમુખ છે અને જમશેદ ભાભા તથા પ્રોફેસર રૂસ્તમ ચોકસી, ટ્રસ્ટી અને મેનેજિંગ ટ્રસ્ટી છે એક આંતરરાષ્ટ્રીય વિભાગની યોજના પણ આ સમિતિ કરી રહી છે. પરિણામે કલાનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં યોગ્ય વિચાર વિનિમય થવા સંભવ છે અને કલાઓને નવી દિશાઓ પણ સાંપડશે. પ્રગતિના આ યુગમાં આવો વિકાસ યોગ્ય છે. દેશની કલાઓનું મૂળ સત્ત્વ સાચવી સાથે સાથે આંતરરાષ્ટ્રીય પ્રવાહો ઝીલવા પણ એ શક્તિમાન બનવી જોઈએ.

સાહિત્ય તરફ દૃષ્ટિ ફેરવવીએ તો જૂના અને આધુનિક યુગ વચ્ચે સારું જેવું અંતર જોવા મળશે. આજની પેઢીના રસનો મેળ ગઈ પેઢી સાથે ખાય એમ નથી. ત્રણેક પેઢી પહેલાં પારસીઓએ, ગુજરાતી ભાષાને સારા પ્રમાણમાં અપનાવી હતી અને સાથે સાથે ફારસી ભાષાનો એમનો અભ્યાસ પણ સરસ હતો - ખાસ કરીને ફારસી સૂફી કવિઓનો અર્દેશિર ખબરદાર જેવા કવિએ ગુજરાતી ભાષામાં ઉત્તમ કાવ્યો લખ્યાં અને ગુજરાતી ભાષાના સાક્ષરોએ પણ એમની પ્રતિભાને બિરદાવી. જો કે પારસીઓ માટે એમની શુદ્ધ ભાષા સમજવી અઘરી છે. કવિ ખુશરો કાબરાજી અને પીરોજશા મર્ઝબાને, ગુજરાતીમાં હાસ્યરસિક નવલકથાઓ લખી. 1950 ના દાયકામાં ફેની દલાલ પણ પારસી જીવન અને સમાજને વણી લેતી નાની નવલકથાઓ લખી. 'જામે જમશેદ'માં એ છપાતી હતી ત્યારે અનેક પારસી ઘરોમાં ફેનીની કૃતિઓ વખણાઈ. આજે એવી કોઈ વ્યક્તિ નથી જે ગુજરાતી સાહિત્યમાં પોતાની છાપ મૂકવા શક્તિમાન નીવડી હોય. કોલેજમાં કે વિશ્વવિદ્યાલયમાં ગુજરાતી ભાષાનો અભ્યાસ કરી આજે ભાગ્યે જ કોઈ પારસી ડિગ્રી મેળવવા બહાર પડવા સંભવ છે. ફારસી ભાષાના અભ્યાસનું સ્થાન આજે ફ્રેંચ ભાષાએ લીધું છે. એ રીતે આધુનિક પારસી પ્રજા ઉપર પશ્ચિમની અસર ટોચે પહોંચી છે એમ લાગ્યા વિના નથી રહેતું.

અંગ્રેજી ભાષાની ફાવટ હોવાને કરણે પારસીઓએ પત્રકારિત્વના ક્ષેત્રમાં અમુક કક્ષા પ્રાપ્ત કરી. સમકાલીન પારસી પત્રકારિત્વની ચર્ચા કરતાં પહેલાં ભૂતકાળમાં પારસી અખબારોએ ભજવેલા ભાગ વિશે થોડુંક કહી શકાય.

'મુંબઈ સમાચાર' (1822) ગુજરાતી ભાષામાં પ્રકટ થનારું પહેલું વર્તમાનપત્ર હતું ફરદૂનજી મર્ઝબાન તેના તંત્રી હતા. પરંતુ ભારતીય ભાષાનું પહેલું વર્તમાનપત્ર તો 'સંગબાદ કૌમુદી' હતું. જે મુંબઈ સમાચાર કરતાં સાત મહિના પહેલાં બહાર પડ્યું હતું. કુલ્કના જણાવ્યા મુજબ મુંબઈ સમાચારે પહેલેથી જ ગુજરાતી હિન્દુઓ અને પારસીઓને લક્ષમાં રાખ્યા. એટલે જ તો હિન્દુ, જૈન, વ્હોરા, ખોજા, ભાટિયા, મેમણ અને પારસી કોમો દ્વારા વંચાતા આ અખબારમાં ગુજરાતી અને અંગ્રેજીનું મિશ્રણ જોવા મળે છે. આ પત્રના હાલના માલિક મન્ચેરજી નસરવાનજી કામાએ તેને 1933માં ખરીદ્યું અને પોતાના પુત્રો નસરવાનજી અને રુસ્તમજીની મદદથી 1,60,000 નકલોના વેચાણ સાથે સૌથી વધારે પ્રમાણમાં વંચાતાં ગુજરાતી અખબારની કક્ષામાં મૂક્યું. પારસીઓની સામે આજે જે પ્રશ્નો છે તેનું આધુનિક વલણ આ પત્રના શક્તિશાળી અને નીડર તંત્રી જેહાન દારૂવાલા કુશળતાપૂર્વક રજૂ કરી રહ્યા છે.

'મુંબઈ સમાચાર'ના પ્રકાશન પછી આઠ વર્ષે બીજા એક પારસી નૌરોજી દોરાબજીએ મુંબઈ વર્તમાન બહાર પાડ્યું. (1830-43) મુંબઈની પારસી પંચાયતની મદદથી 1832 માં પેસ્તનજી માણેકજી મોતીવાલાએ જામ-એ-જમશેદ શરૂ કર્યું. આજે

પણ તે પારસીઓનું રૂઢિચુસ્ત અખબાર છે. એ જ વર્ષે નૌરોજી દોરાબજીએ 'મુંબઈની ચાબુક' શરૂ કર્યુ. (1832-40) 1844-પર દરમિયાન નૌરોજી ગાયના તંત્રી પદે 'સમાચાર દર્પણ' બહાર પાડ્યું. થોડા વખત જ ચાલેલું 'ચિત્તરંજન દર્પણ' બહેરામજી જમશેદજી ગાંધીએ બહાર પાડયું (1945-46).

પહેલું મરાઠી અખબાર 'દિગ્દર્શન' (1837) હતું. ગુજરાતી હિન્દુઓએ બહાર પાડેલું પહેલું ગુજરાતી અખબાર 'વર્તમાન' હતું, જે 1849માં અમદાવાદમાં શરૂ થયું. ત્યારે છ પારસી ગુજરાતી અખબારો પ્રકટ થઈ ચૂક્યાં હતાં.

સમકાલીન પારસી અખબારોમાં સ્થાપક-તંત્રી રુસી કે. કરંજિયા (1912)નું 'બ્લિટઝ'અને સ્થાપક-તંત્રી ડી. એફ. કરાકા (1911-74)નું'કરંટ'સૌથી વધારે પ્રમાણમાં વંચાય છે.

1941માં સ્થપાયેલું 'બ્લિટઝ' થોડા જ સમયમાં મોટી સંખ્યામાં વંચાતા લાગ્યું છેલ્લાં કેટલાંક વર્ષોથી હિન્દી, ઉર્દૂ અને મરાઠીમાં આવૃત્તિઓ પણ પ્રકટ થાય છે. આ પત્રના સ્થાપક કરંજિયાએ ભારતમાં અને બ્રિટનમાં પત્રકાર તરીકેની તાલીમ લીધી હતી. 'ટાઈમ્સ ઓફ ઈન્ડિયા'ના ખબરપત્રી તરીકે એમણે પોતાની કારકિર્દી શરૂ કરી અને તેના ઉપ-તંત્રી તથા વિશેષ સંવાદદાતાની કક્ષાએ પહોંચ્યા. પાછળથી તેઓ 'સનડે સ્ટેન્ડર્ડ'માં ઉપ-તંત્રી તરીકે જોડાયા અને થોડા જ વખતમાં 'સનડે સ્ટેન્ડર્ડ' તથા 'મોર્નિંગ સ્ટેન્ડર્ડ' (ઇન્ડિયન એકસપ્રેસ) તેના મુખ્ય તંત્રી બન્યા. મુંબઈના પ્રગતિવાદી જૂથના કરંજિયા સ્થાપક-પ્રમુખ હતા. અને "બ્લિટઝ નેશનલ ફોરમ" તથા "મુંબઈ બચાવો સમિતિ" ની પણ એમણે રચના કરી. કરંજિયાએ કેટલાક પુસ્તકો પ્રકટ કર્યા છે. તેમાં ઈરાનના ભૂતપૂર્વ શાહ સાથેના વાર્તાલાપરૂપે લખાયેલું 'માઈન્ડ ઓફ અ મોનાર્ક' ખૂબ જ સુવાચ્ય છે અને એ દેશમાં તાજેતરમાં બનેલા પ્રસંગોના સંદર્ભમાં હૃદયદ્રાવક પણ છે.

બ્લિટઝ પછી આઠ વર્ષે 1949માં ડોસાભાઈ ફરામજી કરાકાએ 'કરંટ'ની સ્થાપના કરી. 1844માં બે ખંડોમાં પારસીઓનો વિસ્તારપૂર્ણ ઇતિહાસ લખનાર ડી. એફ. કરાકાના તેઓ પૌત્ર થાય. 'કરંટ'ની પણ 'બ્લિટઝ' જેટલી જ ખપત હતી. હૂબહૂ અહેવાલો અને તીખો વિનોદ એનાં મુખ્ય આકર્ષક અંગો હતાં. આ અખબારના સ્થાપકે ઓક્સફર્ડમાં કેળવણી લીધી હતી અને ઓક્સફોર્ડના વિદ્યાર્થીસંઘના પ્રમુખ તરીકે ચૂંટાનાર કરાકા પહેલા ભારતીય હતા. લંડનની લિંકન ઈનમાંથી બૅરિસ્ટરની ડિગ્રી લીધી અને ઇન્ડિયન સિવિલ સર્વિસમાં જોડાવાના નિષ્ફળ પ્રયાસ પછી એમણે સર્જનાત્મક શક્તિઓને પત્રકારિત્વ તરફ વાળી. ત્યાર પછીના દસકાઓમાં વિખ્યાત દાદાના નામના આદિ અક્ષરોનો ઉપયોગ કરી એમણે કેટલાંક પુસ્તકો નવલકથાઓ, સંસ્મરણો, જીવનચરિત્રો વગેરે લખ્યાં. કરાકાનાં કેટલાંક પુસ્તકો વિદેશમાં પ્રકટ થયાં હતાં. એમાંના બે પુસ્તકો 'આઉટ ઓફ ડસ્ટ' (1940) અને 'ધેન કેમ હઝરતઅલી'

(1972) યાદ રહી જાય એવાં છે. પહેલા પુસ્તકમાં ગાંધીજીના ભારતની ગ્રામજનતાની સાથેના ઉષ્મા અને સંવેદનાભર્યા સંબંધનું સુંદર નિરૂપણ છે. જ્યારે બીજા પુસ્તકમાં આધ્યાત્મિક અનુભવનું વર્ણન છે. આ અનુભવે લેખકના જીવનનું દષ્ટિબિંદુ સમૂળગું પલટી નાખ્યું. હઝરતઅલીના સંદર્ભમાં એક બીજું પુસ્તક પણ લખાવાનું હતું. પરંતુ તે પહેલાં જ કરાકાનું અવસાન થયું.

1960માં એ.ડી.ગોળવાલાએ (1900) શરૂ કરેલું સાપ્તાહિક સમાચારપત્ર 'ઓપીનિયન' અજોડ છે. ગોળવાલા એક સમયે ઇન્ડિયન સિવિલ સર્વિસના સભ્ય હતા અને સિંધમાં એમની કારકિર્દી યશસ્વી હતી. કટોકટીના વચગાળાના સમયમાં 'ઓપીનિયન' બંધ કરવાની ફરજ પડી. પરંતુ માર્ચ, 1977માં જનતા સરકાર સત્તા પર આવતાં જ પ્રકાશન ફરી શરૂ થયું. ગોળવાલાએ અડગ હિમંતથી સરકારી નીતિઓની ટીકા કરવાનું ચાલુ રાખ્યું એમની ઉગ્ર શૈલી અને સ્પષ્ટ વિચારોનો માત્ર એક જ અવતરણ ઉપરથી ખ્યાલ આવશે : "ઇતિહાસનું નિર્માણ મનુષ્યોની ભાવનાઓ નહિ પરંતુ એમનાં કૃત્યો કરે છે. એ જ પ્રમાણે સત્તા ભોગવનાર લોકોની વાણીને કારણે નહિ પણ એમનાં કાર્યોને કારણે સરકાર સારી અથવા ખરાબ નીવડે છે." [16] જુલ્મ અને ભ્રષ્ટાચારની સામેની એમની લગભગ બે દાયકાની ઝુંબેશે ઘણાયે વિચારવંત ભારતીયોના મનમાં પ્રશંસા અને મૈત્રીની ભાવના જગાડી છે. જુદી જુદી વ્યક્તિઓને હાથે લખાયેલા નિબંધોના સંકલનમાં આ ભાવના મૂર્ત થઈ છે. ગોરવાળાની 75મી વર્ષગાંઠને પ્રસંગે આ નિબંધસંગ્રહ.' સે નોટ ધ સ્ટ્રગલ' તૈયાર કરવામાં આવ્યો હતો પરંતુ એક વર્ષ પછી(1976)માં એ પ્રકટ થયો.

લગભગ વીસ વર્ષ પહેલાં ડૉ. પી. બી. વોર્ડને'પારસિયાના'નામનું ત્રૈમાસિક શરૂ કર્યું જીવનના દરેક ક્ષેત્રમાંથી પારસીઓ એકબીજાના સંપર્કમાં રહી શકે અને પરસ્પરના હિતના મુદ્દાઓ ચર્ચી શકે એવો એનો હેતુ હતો. પરંતુ છેલ્લાં પાંચેક વર્ષથી યુવાન તેમજ વૃદ્ધ પારસીઓમાં કોમની સામે પડેલા ઉગ્ર પ્રશ્નો વિશેની જાગૃતિને કારણે 'પારસિયાના' દેશ વિદેશમાં પારસીઓનું મુખપત્ર બન્યું છે. પારસીઓ એમના ઇતિહાસમાં પહેલી વાર દુનિયાને ખૂણે ખૂણે પોતાના જરથોસ્તી ભાઈઓની સાથે નજીકનો સંબંધ રાખી શકે છે. આને માટે તેના શકિતશાળી યુવાન તંત્રી જેહાંગીર આર. પટેલની કુશળ અને સમર્પિત સેવાઓ ઓછી જવાબદાર નથી. જાન્યુઆરી 1978માં મુંબઈમાં મળેલી દુનિયાના પારસીઓની ત્રીજી પરિષદ અને ત્યાર પછી થયેલી સામૂહિક ચર્ચાઓ-પંચાયતોના પ્રમુખો, અગ્રણી ઉદ્યોગપતિઓ અને કેળવણીકારો સાથેની અર્થપૂર્ણ મુલાકાતોની જે રીતે પારસિયાનામાં રજૂઆત થઈ તેને પરિણામે ન્યૂ સાઉથ વેલ્સ, કેનેડા, સિંગાપુર, જાપાન, બ્રિટન, ઈરાન, અમેરિકા તેમજ ભારતમાં વસતા સભ્યો આજની સમસ્યાઓને સમજી શક્યા.

'પારસિયાના'અને'ઓપીનિયન'પ્રમાણમાં તાજેતરનાં પ્રકાશનો છે, તો 'કૈસર-એ-હિન્દ' લગભગ એક સૈકા જેટલું જૂનું છે.' મુંબઈ સમાચાર'ની જેમ 'કૈસર-એ-હિન્દ'માં અંગ્રેજી અને ગુજરાતી એમ બન્ને ભાષાઓમાં લેખો છપાય છે. તેના તંત્રી જાલ હીરજીબેહદીન પારસી કોમના સવાલો અંગે પ્રગતિવાદી વલણ ધરાવે છે.

દારા આર. મેહેર-હોમજી (1910-77) એક બીજા જાણીતા પત્રકાર હતા. તેઓ "અનુભવની કડક શાળામાં" મળેલી તાલીમ દ્વારા આપબળે તૈયાર થયેલા પત્રકાર હતા. મહેર હોમજી દસ વર્ષ સુધી મુંબઈના અંગ્રેજી દૈનિક 'ઈવનિંગ ન્યૂઝ ઓફ ઇન્ડિયા'ના તંત્રી હતા. આ અખબારને એમણે બત્રીસ વર્ષ સેવાઓ આપી અને તેમાં કેટલાંક જવાબદારીનાં પદો પણ સંભાળ્યાં.

પારસીઓમાં આજે સૌથી આગળ પડતા પત્રકાર તો બેશક 'ધ સ્ટેટસમેન'ના મેનેજિંગ ડિરેક્ટર સી. આર. ઈરાની છે. કટોકટીના સમય (1975-77) દરમ્યાન એમણે જે નિર્ભીકતાથી અહેવાલો પ્રકટ કર્યા તેને કારણે 1977માં એમને બે આંતરરાષ્ટ્રીય પુરસ્કારો આપવામાં આવ્યાં; ફ્રીડમ હાઉસ, ન્યૂયોર્ક તરફથી સ્વાતંત્ર્ય પુરસ્કાર અને કૉમનવેલ્થ પ્રેસ યુનિયન, લંડન તરફથી એસ્ટર પુરસ્કાર બેન્ગોલ-ધ કમ્યૂનિસ્ટ ચેલેન્જ (1968) નામનો એમનો અભ્યાસગ્રંથ બંગાળમાં પ્રવર્તી રહેલી પરિસ્થિતિનો નિખાલસ અને કાળજીપૂર્વક કરેલો અભ્યાસ છે. ઈન્સ્ટિટ્યૂટ ઓફ ડિરેક્ટર્સ, લંડન, એકઝીક્યૂટિવ બોર્ડ ઓફ ઇન્ટરનેશનલ પ્રેસ ઈન્સ્ટીટ્યૂટ, લંડન તથા ઈન્ટરનેશનલ એકઝીક્યૂટિવ કમિટી ઓફ ધ કોમનવેલ્થ પ્રેસ યુનિયનના ઈરાની સભ્ય છે.

બરજોર કે. કંરજિયાએ લોકપ્રિય ચિત્રિત સામયિક 'ફિલ્મફેર'નું કેટલાંક વર્ષ તંત્રીપદ સંભાળ્યું. જ્યારે ફેની તાલ્યારખાન ટ્રેન્ડ નામના સ્ત્રીઓના એક સામયિકનાં કુશળ તંત્રી હતાં. ઘણાં વર્ષો સુધી એમણે આ સામયિક ચલાવ્યું. દીના વકીલ 'ફેમિના'ના સહાયક તંત્રી છે. જ્યારે બચી જે. કરકરિયા 'ધ ઈલસ્ટ્રેટેડ વીકલી ઓફ ઇન્ડિયા'નાં ઉપ-તંત્રી છે. એમાં દીના વકીલ વાર્તાઓનું પણ સંપાદન કરે છે. બચીની આકરી કલમ પારસીઓની કેટલીયે હાસ્યાસ્પદ વાતોને છતી કરે છે. મેહેર એચ. મૂસ એક બીજાં ચેતનવંત સ્વૈર-લેખક છે. દક્ષિણ ધ્રુવ અને બાહ્ય મૉંગોલિયાનાં જંગલો જેવા દુનિયાના દુર્ગમ પ્રદેશો વિશેના એમના પ્રવાસ-લેખો પ્રશંસા પામ્યા છે.

નવલિકા લેખકોમાં દીના મહેતાની વાર્તાઓ 'લંડન મેગેઝીન' તેમજ અમેરિકા, ઓસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા તથા હૉંગકૉંગનાં જુદાં જુદાં સામયિકોમાં પ્રકટ થઈ છે. એલન રોસે લંડન મેગેઝીનની શ્રેષ્ઠ વાર્તાઓના સંગ્રહ (1974) માટે એમની ત્રણ વાર્તાઓ પસંદ કરી હતી. (1974) માં બી. બી. સી. વર્લ્ડ સર્વિસ તરફથી યોજાયેલી નાટ્યસ્પર્ધામાં એમણે માનભર્યું સ્થાન મેળવ્યું. 1954માં વિશ્વ ઈનામી વાર્તા સ્પર્ધામાં

દીનાને પહેલું ઈનામ મળ્યું. એમની "ધ સેક્રીફાઈસ" નામની વાર્તા એકંદરે 1,00,000 વાર્તાઓમાંથી પસંદ કરાયેલી એકતાલીસ વાર્તાઓમાંની એક હતી. ઓડહોમ્સ તરફથી આ સંગ્રહ પ્રકટ કરવામાં આવ્યો હતો. (1977) માં 'ધ ન્યૂડ' નામે એમની વાર્તાઓનો સંગ્રહ પ્રકટ થયો છે. ફિરોઝ ઈ. દસ્તૂરની ત્રણ વાર્તાઓ બી. બી. સી. ના નવલિકાના કાર્યક્રમમાં રજૂ થઈ છે. એ. ડી. ગોળવાલાના વાર્તાસંગ્રહ 'ધ કવીન ઓવ બ્યૂટી એન્ડ અધર સ્ટોરીઝ'ને મળી છે તે કરતાં વધારે ખ્યાતિ મળવી જોઈએ. ગોળવાલાની ઉગ્ર શૈલી અને મર્મભેદી વિનોદ આનંદ આપે એવો છે, તો ક્યારેક જ જોવા મળે એવી મોહકતા અને સંવેદનાનાં દર્શન સૂના સર્વેયરના પુસ્તક 'ટેલ્સ ફ્રોમ કાલિદાસ'માં થાય છે.

ટૂંકી વાર્તાઓના લેખક તરીકે, દીના એફ. મહેતાએ સારી પ્રતિષ્ઠા મેળવી છે. 'લંડન મેગેઝીન'માં દીનાની વાર્તા છપાઈ છે. અને અમેરિકા, ઓસ્ટ્રેલિયા, સાઉથ આફ્રિકા તથા હોંગકોંગથી પ્રગટ થતા સામયિકોમાં પણ એની વાર્તાઓ છપાઈ છે. અૅલન રોસે, દીનાની ત્રણ વાર્તાઓ, 'લંડન મેગેઝીન'ના 1974ના ટૂંકીવાર્તાઓના સંગ્રહ માટે પસંદ કરી હતી. નરગીસ દલાલ પણ સુંદર વાર્તાઓ લખે છે. 1954માં એની એક વાર્તાને, દુનિયાની વાર્તા સ્પર્ધામાં પ્રથમ ઈનામ મળ્યું હતું અને એની એક વાર્તા 'ધ સેક્રીફાઈસ'ને કુલ આવેલી એક લાખ વાર્તાઓમાંથી પસંદ કરવામાં આવેલી 41 વાર્તાઓના સંગ્રહમાં સ્થાન મળ્યું હતું. એના પ્રકાશક ઓઢમ્સ છે. ફિરોઝ ઈ. દસ્તુરની ત્રણ વાર્તાઓ બી. બી. સી. ઉપરથી 'વર્લ્ડ શોર્ટ સ્ટોરી'ના કાર્યક્રમમાં પ્રસારિત થયુ છે. 1971માં એ.ડી. ગોળવાલાની કૃતિ, 'ધ કવીન ઓફ બ્યૂટી એન્ડ અધર ટેલ્સ' પણ ઉલ્લેખ માંગે છે. ગોળવાલાની કલમ તેજ છે. એમાં તીખું હાસ્ય પણ છે. સરળ આ વાર્તાઓ, વાચકને માટે આનંદદાયક છે. સુના કે. સર્વેઅરે 1957માં 'ટેલ્સ ઓફ કાલિદાસ' પ્રગટ કરી હતી. પ્રશંસનીય આ સંગ્રહ છે. માનવીની કૂણી લાગણીઓનું એમાં નિરૂપણ છે.

છેલ્લા દાયકામાં પારસીઓએ અંગ્રેજીમાં નવલકથાઓ ઉપર પણ હાથ અજમાવ્યો. પેરીન ભરૂચાનું 'ધ ફાયર વર્શિપર' 1968માં પ્રગટ થયું. એમાં પારસી કોમના ત્રણ સ્તરોનું વર્ણન કરવામાં આવ્યું છે. ધર્મગુરુઓ અને સમાજનો ઉપલો અને નીચલો મધ્યમ વર્ગ. હાસ્ય અને ઉલ્લાસ, આ નવલકથાના મુખ્ય ગુણો છે. અને એમાં વહેતો મીઠો કટાક્ષ આનંદદાયક છે. નરગીસ દલાલનું 'મિનારી' 1967માં પ્રગટ થયું. ફક્ત પારસી સમાજ ઉપર આ નવલકથા નથી. જો કે એમાં પારસી યુગલનાં કેટલાંક આહ્લાદક રેખાચિત્રો છે. ખાસ કરી, ફેડી અને એનાં ઘરડાં માતા પિતા. પાત્રોનું નિરૂપણ સુંદર છે. નવલકથાની ભૂમિકા માટે એક 'હીલ સ્ટેશન' લેખકે પસંદ કર્યું છે અને જીવનનાં જુદાં જુદાં પાસાં આ નવલકથામાં વણી લીધા છે. એક એવા યુગનાં જે યુગ આજે આથમી ગયો છે. નરગીસ દલાલે, બીજી પણ નવલકથાઓ લખી છે, 'થ્રી

સિસ્ટર્સ' અને 'ધ ઈનરડોર' 1973 અને 1975 આ નવલકથાઓ પ્રગટ થઈ હતી. લેખકનું અવલોકન સુક્ષ્મ છે. અને એનું દૃષ્ટિબિંદુ તાજગીભર્યું છે. 'મિનારી' પછીની બીજી બે નવલકથાઓમાં વાચકને વધુ પરિપકવતા જોવા મળે છે.

'મોર ઓફ એન ઈન્ડિયન', બરજોર કે. કરંજિયાની નવલકથા, 1970માં પ્રગટ થઈ. સનસનાટી ભરી આ નવલકથા છે. એમાં કચાસ પણ ઘણી છે. છતાં એનો પ્રવાહ વાચકને એની સાથે ઘસડી જાય એવો છે. બીજી કોમ ઉપર પારસી જીવનની અસર નવલકથાનું મુખ્ય વસ્તુ છે. સરોશ કાવસજી 1963થી કેનડિઅન યુનિવર્સિટીમાં અંગ્રેજીના પ્રાધ્યાપક છે. સરોશના પિતા પારસી અને માતા અંગ્રેજ છે. એમની નવલકથા, 'ગુડબાય ટુ એલસા', 1974માં પ્રગટ થઈ. પાર્થિવ, વિષયાસક્ત આ નવલકથામાં, પરદેશમાં ભણતા, હિંદી વિદ્યાર્થીઓની રીતભાત ઉપર ટીકા છે. દહેરાદૂનમાં ભણતા એક 'કેડેટ'નાં જીવન ઉપર પણ કટાક્ષ છે અને કેનેડિઅન વિશ્વવિદ્યાલયમાં અંદરખાનેથી શું ચાલી રહ્યું છે તેનું વર્ણન છે. એ. ડી. ગોળવાલાની 'અ ટેલ ફોર ધ ન્યૂ પિઅર' એમનાં 'ઓપિનિયન'માં હપ્તે હપ્તે પ્રગટ થઈ છે, પરંતુ પુસ્તકાકારે પ્રગટ થઈ નથી. તેને કારણે કદાચ તેમાં રજૂ થયેલું અપ્રિય સત્ય છે.

ફિરોઝ ઈ. દસ્તુરનું વિવેચન 'સરોજિની નાયડુ' 1961માં બહાર પડ્યું અને સરોશ કાવસજીનું 'સાં-ઓ-કેસી' 1964માં છપાયું. 'ઈન્ડિયન રાઈટર્સ એન્ડ ધેર વર્ક' અને 'રાઈટર્સ એન્ડ ધેર વર્ક'ની શ્રેણીમાં આ બન્ને વિવેચનો બહાર પડયાં હતાં. દસ્તુર લખવા બીજા પણ કેટલાંક સાહિત્યિક લેખો, 'ધ વર્લ્ડ ઓફ વર્ડઝ' 1968માં બહાર પડ્યા. તેમાં વિષયોનું વૈવિધ્ય છે અને વાંચતાં આનંદ આપે તેવા છે.

પારસીઓએ, અંગ્રેજીમાં કાવ્યો પણ લખ્યાં છે. પરંતુ કવિ તરીકેની એમની નબળાઈઓ અહીં છતી થાય છે, છતાં દેશની બારેક વ્યક્તિઓ જેમણે અંગ્રેજીમાં કાવ્યો પ્રગટ કર્યા છે. તેમાં ચાર પારસીઓ છે કેકી દારૂવાલા, કેરસી કાત્રક, ગીવ પટેલ અને આદીલ જસાવાલા.[17] આ ચારમાં, દારૂવાલાએ સારી સિદ્ધિ મેળવી છે. એની કેટલીક પંક્તિઓ યાદ રહી જાય એવી છે. એટલું જ નહિ પણ આ કવિને આધુનિક યુગમાં કંઈક અર્થપૂર્ણ કહેવાનું પણ છે.

દારૂવાલાનો જન્મ 1937માં લાહોરમાં થયો હતો અને લુધિયાણાની 'ગવર્નમેન્ટ કોલેજ'માં એમણે અભ્યાસ કર્યો. 'પોલીસ સર્વિસ'માં દારૂવાલા અધિકારી છે. કવિ કહે છે. 'મારું જીવન મને વાસ્તવિકતાની નજીક લઈ જાય છે. સામાન્ય માનવી જેવું જીવન આજે જીવી રહ્યો છું એનું સાચું ચિત્ર મને જોવા મળે છે.' ફકત છેલ્લાં આઠ વર્ષોમાં વાચકને એમનાં પ્રગટ કાવ્યો મળ્યાં છે. 1970માં 'અંડર ઓરિઆં' પ્રગટ થયું, 'એપરિશન ઈન એપ્રિલ' 1971માં અને 'ધ ક્રોસિંગ ઓફ રિવર્સ' 1976માં મૃત્યુ અને

જીવનની ભિન્ન ભિન્નતા એમનાં કાવ્યોનો મુખ્ય વિષય છે. આ કવિએ કરેલું આબેહૂબ શબ્દચિત્ર એકવાર વાંચ્યા પછી મગજમાં લાબા કાળ લગી ઘૂમ્યા કરે છે. દૃષ્ટાંત તરીકે, 'વારાણસી વિન્યેટ્સ'-

The light is greening–
despair turning to mould
in a pickle jar.........
The landscape is so grey
They are milking the sun for light
Walking to the gynaec ward
I find it is the mortualy (Vignette III)

(અજવાળું ઝાંખું થતું જાય છે જાણે અથાણાની બરણીમાં હતાશા ફૂગાઈ રહી છે. આસપાસનું વાતાવરણ ભૂખરું બનતું જાય છે ત્યારે લાગે છે કે કુદરત સૂર્યનો પ્રકાશ નિચોવી રહી છે. પ્રસૂતિગૃહના ખંડમાં જતાં મને થાય છે કે, મારાં પગલાં મડદાંને રાખવાની જગ્યા તરફ જઈ રહ્યા છે.)

Kites hung in The air
in suspended amination
shadous hung like birds on a dead wind
A blind man's figures grope across my face
A sadhu eyes me unlinking from his navel
(Vignette II)

(અવકાશમાં પતંગ સ્થિર ઊડી રહી છે. પવન પડી ગયો છે, મૃત્યુ પામ્યો છે. ત્યારે પક્ષીઓની જેમ પડછાયા અદ્ધર લટકી રહ્યા છે.

એક જનની આંગળીઓ મારા ચહેરા ઉપર ફંફોસી રહી છે. અને એક સાધુએ એની નાભિમાંથી પોતાની દૃષ્ટિ મારા ઉપર ચોંટાડી છે.)

'હરિનામ', દારૂવાલાનું ઉત્તમ કાવ્ય છે. ભયાનક એનું રૂપક છે.

**The Bamboo jungle grew arround our house**
**am arthilice forest**
**of jungled lion**

spiked with leaf
You couldnot cut it
the stems had hardness so
The chopped limits could not be moved
They were interlaced like bone-shards in a multiple fracture.

(મારા ઘરની આસપાસ વાસનું એક જંગલ ઊગી નીકળ્યું છે. વાથી માનવીનાં હાડકાંઓ વળી ગયાં હોય અને એમાંથી અણિયાળાં પાન ઊગી નીકળ્યાં હોય એવું આ જંગલ છે.

એ કાપી શકાય એવું પણ નથી. એટલાં સખત એનાં મૂળિયાં જામી ગયાં છે. વાંકા વળી ગયેલા અવશેષો તમે કેવી રીતે સીધા કરી શકો ? એ તો એકબીજા સાથે સાવ ગૂંચવાઈ ગયા હોય છે, જાણે 'મલ્ટિપલ ફ્રેકચર' ન થયું હોય !)

'ડેથ ઓફ અબર્ડ' માં એથી ઉલટું છે. એમાં ગેયતા ઊર્મિ છે;

Her head on my hearthear, hair
locked in my fingers
the night seemed to flowers
Late with our dreams
for the moon came out just for an hour or two
and the monat-wings came feathering
down
in a passing of dusky gold and blue.

(અમારાં સ્વપ્નોની સાથે મોડેથી રાત્રી ખીલતી હતી ત્યારે મારાં હૃદયના ધબકારા ઉપર એનું શિર લપાયું હતું અને એના વાળ મારી આંગળીઓમાં વીંટાયા હતા.

કલાક બે કલાક ચંદ્રએ પણ દેખા દીધી અને પછી એની પાંખોના રંગીન પીછાં વીખરાઈ પડ્યાં).

કેરસી કાત્રકે (1936) ધર્મગુરુ તરીકે દીક્ષા લીધી હતી. પરંતુ પછી ધર્મગુરુ તરીકેનું જીવન છોડી દીધું. કેરસીના બે કાવ્ય-ગ્રંથો બહાર પડયાં છે.- (એ જેનલ ઓફ ધ વે' અને 'ડાઈવર્ઝન્સ બાય ધ વે સાઈડ' એનાં ઘણાં કાવ્યો, 'ઓપિન્યન' માં છપાયાં છે. કેરસીની કૃતિઓ સમાન નથી ડબલ્યુ. બી. પેટસ, જૉન ડન કે જીરલ્ડ મેનલી હોપકિન્સ જેવા આંગ્લે કવિઓની કલ્પના સૃષ્ટિનો કેટલીક વાર કેરસીનાં કાવ્યો વાંચતાં ખ્યાલ આવે છે. (મેડોના ઓન ધ બીચ એટ સનસેટ' કાવ્યની શરૂઆતમાં અને 'દુર્ગા, ઓન અ હીલ ટોપ એટનન' ના અંતમાં જોવા મળે છે એવી હૂંફ અને કલ્પનાનું સુંદર પોત છે.

She no longer
Beast non Bitch non goddess but
simply woman,
your beloved in the Kingdom of flesh :
Trust her as she leads
Through the hollow domains of your spine,
Through seevets navels opening to temples :
Domes under hidden starlight arise King
Enter the place of Thronechood
By candlelight by monthlight by the
hooded incandecesnce
of glow worms :
guided by her sirauge soft furry beats
to the feet of love

(દુર્ગાનું ચિત્ર દોરતાં કવિ કહે છે અત્યારે, એ નથી રુદ્ર નથી પશુ કે નથી દેવી. માત્ર સામાન્ય સ્ત્રી જેવી છે. જીવન સહચરી કે પ્રેયસી જેવી છે. અત્યારે વિશ્વાસપૂર્વક, એ જે માર્ગે દોરી લઈ જાય ત્યાં એની સાથે ચાલી નીકળવામાં આનંદ છે. મીણબત્તી કે આગિયાના આછા પ્રકાશમાં એ માર્ગે તમને પ્રેમ તરફ લઈ જાય છે.)

ગીવ પટેલ (1940) વ્યવસાયે "તબીબ" છે. શરૂઆતનાં ત્રણ વર્ષ, એણે સંજાણનાં 'પ્રાઈમરી હેલ્થ સેંટર'માં ગાળ્યાં. 1400 વર્ષ પૂર્વેની આજે પણ યાદ આવે એવું આ સ્થાન છે. હોલ, ગીવ મુંબઈમાં 'પ્રેકટિસ' કરે છે. એનાં કાવ્યો 1966માં છપાયાં 'પ્રિન્સ' નામનું એક નાટક પણ ગીવે લખ્યું છે. 1970માં 'મુંબઈ થિયેટર ગ્રુપે' એ ભજવ્યું પણ હતું. ગુજરાતી ભાષાએ સારી રીતે જાણે છે. ગીવે, ગુજરાતી સાહિત્ય વાંચ્યું છે અને એમાંની કેટલીક કૃતિઓનું અંગ્રેજીમાં ભાષાંતર પણ કર્યું છે. એનાં કાવ્યોમાં નથી કેરસી કાત્રકનાં કાવ્યોમાં મળતી હૂંફ કે દારૂવાલાનાં કાવ્યોમાં જડતી ઉત્કટતા. પરંતુ એનાં દરેક કાવ્યમાં, ઠંડી કડવાશ છે. વાચકને એ વિચારમાં મૂકે એવી છે. ઢાકા યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ ઉપર છૂટેલી ગોળીઓ વિષે ગીવ લખે છે :

The too were shot
to the last Threatning failed the assasins
and why should I moan ?
Yesterday chiken meal saw
no less significant a slaughter
can deomostic fowl calculate
Right hown then from wrong ?

(એમના ઉપર ગોળીઓ છૂટી. અકેક જણને મારી નાખવામાં આવ્યો. પણ, મારે એ માટે શેનો શોક કરવો જોઈએ ? ઈકાલના ભોજનમાં પીરસાયેલાં 'ચિહ્ન' નો પણ વધ જ થયો હતો. ઘરમાં પાળેલું આ મરઘું, ખરાં ખોટાંનું તોલ કાઢી શકે ખરું ?)

પટેલનો બીજો કાવ્ય સંગ્રહ, 1976 માં બહાર પડ્યો, 'હાઉ ડુ યુ વિથ સ્ટેન્ડ બોડી'

આદીલ જસાવાલા (1940) ઓકસફર્ડનો ગ્રેજ્યુએટ છે. અને લંડનમાં એણે પાંચ વર્ષ ભણાવ્યું પણ છે. 'પગ્વિન' ની 'ન્યૂ ઈંડિયન રાઈટિંગ' નું આદીલે સંકલન કર્યું છે. મુંબઈની 'સેટ ઝેવિયર્સ કોલેજ'માં પણ 'લેકચરર' તરીકે આદીલે ભણાવ્યું એનો કાવ્યસંગ્રહ, 'લેન્ડઝ એન્ડ' 1962માં બહાર પડ્યો. મૂળ તો આદીલ, સ્થાપત્યનો અભ્યાસ કરવા ઈંગ્લેન્ડ ગયો હતો. નાટકો લખવા, એણે સ્થાપત્ય ને તિલાંજલિ આપી અને અંગ્રેજી સાહિત્યનો ઓકસફર્ડમાં અભ્યાસ કર્યો. બાવીસ વર્ષની વય પૂગતાં પહેલા લખેલા એનાં કાવ્યોમાં અજબ તાજગી અને પરિપકવતા છે. એનાં, 'બોમ્બે સાઈટ' કાવ્યમાં વર્ણવેલું દૃષ્ય સચોટ છે, ધ્યાન ખેંચે એવું છે :

**As if the broken stemps were a girl's**
**starved shoulded as if the desty trouble were her hair**
**starfished across the pillow......**
**I would press my lines into the liny**
**shoulders of these scarred homes......**
**But children throwing stones trenched behind mounds**
**holles and kill and sample like state new sheets**
**Unscraped withe the spoiless of peace....**

(ત્યાં પડેલાં લાકડાંનાં ઠૂંઠા, એક ભૂખી કન્યાનાં ખભાં જેવાં દીસતાં હતાં અને ધૂમાટિયાં ભંગાર તકિયા ઉપર, વીખરાયેલા એના વાળની યાદ આપી જતો હતો. ચિરાડા પડેલા આ ઘરોમાં, મારાં હાડકાં ખોસી દેવા ઈચ્છા થાય છે. પરંતુ અહી છવાઈ રહેલી શાંતિ, માટીના પેલા ઢગ પાછળ સંતાયેલાં બાળકોને પસંદ નથી.)

જો કે કવિ એક વાતથી સભાન છે :

**Things talk no more**
**Though I listen,**
**and only a cold**
**assumption of arroance**
**is mine**

(બધું શાંત છે. કોઈપણ વસ્તુને વાચા નથી. જો કે મને કોઈ સાદ સંભળાય છે. ખરો પરંતુ એ તો મારા અહં નો જ ભ્રમ છે.)

આદીલનો એક બીજો કાવ્યસંગ્રહ, 'મિસિંગ પર્સન' 1976માં બહાર પડ્યો હતો.

આ કવિઓનાં જીવન અનેક વન વચ્ચેનો સંબંધ વિચારવા જેવો છે. દારૂવાળાએ જે પ્રકારનું અને જે રીતે જીવન જોયું છે, એમની આસપાસ એક પોલીસ ઑફિસર તરીકે, જે વાતાવરણ છે, એના આધારે માને છે, આધુનિક કવિતામાં કોઈપણ પ્રકારની અસ્પષ્ટતા નથી. જે યુગમાં આપણે જીવીએ છીએ, એ યુગને એ કવિતા સાવ અનુકૂળ છે. પરંતુ, કેરસી, કાત્રકના વિચારો ઊલટા છે. એની સ્વપ્ન સૃષ્ટિને અનુકૂળ આજની કવિતા નથી. કાત્રક કહે છે કે 'આધુનિક કવિતા અસ્પષ્ટ છે કારણ, જે સાધનોનો અને વિષયોનો કવિને ઉપયોગ કરવાનો છે તે અસ્પષ્ટ છે. જાણીબૂઝીને અસ્પષ્ટતા આવી નથી. પરંતુ, અસ્પષ્ટ સૃષ્ટિનો એમાં પડઘો છે.

ગીવ પટેલના વિચારો સાવ નોખા છે, 'કદાચ આમાં (આધુનિક કવિતામાં) વિરોધાભાસ દેખાય પણ કોઈપણ ભૌતિક કૃત્યના જેવું જ કાવ્ય પણ છે. જો કાવ્ય સ્પષ્ટ હોય પુખ્ત વિચારો પછી રચાયું હોય એમાં સત્યનો ભાસ થતો હોય, એની પાછળનું કારણ સ્પષ્ટ હોય તો માનવું કે માનવ જીવનમાં કોઈ પરિવર્તન આવ્યું છે........પહેલે કવિનાં જીવનમાં........જો એમ ન બને તો .....એ કાવ્ય નથી.'

પરંતુ ચારે કવિઓને ભય છે કે એમનું સર્જન ખાલી છે. દારૂવાલા કહે છે, દરેક કલાકૃતિ, પ્રેક્ષક માગે છે. વાચકના પ્રત્યાઘાતો મને મળતા નથી. લાગે છે કે હું હવામાં જ અક્ષરો પાડું છું.' કાત્રકના મત પ્રમાણે મૂળ તો કવિઓ એકબીજા સાથે ગોષ્ઠિ કરતા હોય છે. કયારેક થોડાક વાચકો, પણ હોઈ શકે. પરંતુ તે તો બંધ બારણાની ફાટમાંથી જોતા પ્રેક્ષકો જેવા...' જસાવાલાનું કથન તીવ્ર છે. 'હવામાં કાવ્યની ચર્ચા કરવાનો કોઈ અર્થ નથી. લોકોને એમાં રસ નથી.'

સાહિત્યનાં બીજાં અંગો કરતાં નવલકથા અને નાટક એમના સ્વભાવને વધારે રુચિકર નીવડ્યાં છે. ગુજરાતી હિંદુ ભાઈઓ 'સાવકી મા'નો શબ્દ પ્રયોગ કરે છે. પારસીઓ, 'મત્રાઈ' શબ્દ વાપરે છે. કોઈ નકામી વ્યક્તિ, એક પારસીને પજવતી હોય તો એ મનમાં બબડે છે, 'મર મર મોચીને બારણે' આનો અર્થ એક પેલી વ્યક્તિ મોચીને બારણે પણ મરવા લાયક નથી એનું ચામડું, એને જોડા બનાવવાના કામમાં પણ નથી આવવાનું.

ટૂંકમાં સાહિત્ય અને કલાના ક્ષેત્રોમાં પારસીઓનો ફાળો, એટલો શ્રેષ્ઠ ગણી શકાય નહિ. એકાદ ઝુબીન મહેતા, કોમને મળ્યા છે ખરા. પરંતુ દેશની કલા અને સાહિત્યમાં તેઓ ઉચ્ચ કોટિએ પહોંચ્યા નથી. લાગે છે કે એનું કારણ એમના ઉપર પડેલી

પડેલી પશ્ચિમની અસર છે. રવિશંકર, યામિની કિશ્નમૂર્તિ, બેગમ અખ્તર કે શુભલક્ષ્મી જેવા કલાકારો પારસી કોમ પાસે નથી. રોશન અને ખોરશેદ વજીફદારે, ભરત નાટ્યમમાં મેળવેલી કુશળતા, પીટિટ ઓફ ન જ' નાં પ્રિન્સિપાલને આભારી હતી. જ્યાં એમને હિંદનાં શાસ્ત્રીય સંગીતનું જ્ઞાન મળતું.


1 એચ.ડી. દારૂખાનાવાલા 'પારસી લસ્ટર ઓન ઈન્ડિયન સોઈલ વોલ્યુમ' મુંબઈ, 1939,, પૃ. 188-189

2 (ઉપરોક્ત) પૃ. 190-192

3 (ઉપરોક્ત) પૃ. 194-195

4 'ચાવડા' 'કોન્ટેમ્પરરી ઈન્ડિયન આર્ટ સિરીઝ, નવી દિલ્હી.

5 'સબાવાલા', ખડંગ સિરીઝ ઓન કોન્ટેમ્પરરી ઇન્ડિયન આર્ટ, મુંબઈ, 1966

6 'હોમી ભાભા એઝ આર્ટિસ્ટ' (સં.) જમશેદ ભાભા, મુંબઈ, 1966

7 'એ. એમ. દવિયરવાલા', કોન્ટેમ્પરરી ઈન્ડિયન આર્ટ સિરીઝ', નવી દિલ્હી, 1971

8 'ઓકસફર્ડ કંપેનિયન ટુ મ્યુઝિક', ઓકસફર્ડ, 1967, પૃ. ૯૭૫-976

9 પીટર જે. પિરી, "ધ લોસ્ટ જનરેશન", 'મ્યુઝિક એન્ડ મ્યુઝિશિયન્સ'માંથી, મે 1972, પૃ. 40

10 'સ્પાન', ઓકટોબર, 1967, વોલ્યુમ -III, નં. 10, પૃ. 25; 'ટાઈમ' 19, જાન્યુઆરી 1968, પૃ. 44-48; 'ડ્રોરોથી શેન્ડલર પેવિલિયન', વોલ્યુમ નં. 1 પૃ. 9-10

11 એકહાર્ડ કુલ્કે, 'ધ પારસીઝ ઈન ઇન્ડિયા, દિલ્હી, 1974, પૃ. 107 અને 116

12 'પારસી લસ્ટર', વોલ્યુમ' પૃ. 298-299

13 (ઉપરોકત) પૃ. 300-301

14 જમશેદ ભાભા "નેશનલ સેન્ટર ફોર ધ પર્ફોર્મિંગ આર્ટસ : જેનસિસ એન્ડ ડેવલપમેન્ટ ઓફ ધ પ્રોજેકટ", 'ટાટા રિવ્યૂ' માંથી વોલ્યુમ ચચચ નં. 3 અને નેશનલ સેન્ટર ફોર ધ પર્ફોર્મિંગ આર્ટસ, ઇન્ડિયા, 3 જી આવૃત્તિ, ટાટા પબ્લિકેશન.

15 ઈ. કુલ્કે, 'ધ પારસીઝ ઈન ઈન્ડિયા' પૃ. 116

16 'સે નોટ ધ સ્ટ્રગલ', એ. ડી. ગોરવાલાના માનમાં લખાયેલો નિબંધ, દિલ્હી, 1976, પૃ. XI, જે આર. પટેલ, 'ધેટ ઈર્રિપ્રેસિબલ ગોડફલાય- એ. ડી. ગોરવાલા", 'ફ્રીડમ ફર્સ્ટ' માંથી, જાન્યુઆરી, 1972 પૃ. 45

17 ગીતા ડોકટર, " ધ પારસી કવોર્ટટ", પર્શિયાના'માં, મે 1974, પૃ. 1425; 'એન એન્થોલોજી ઓફ ઈન્ડો-ઈંગ્લિશ પોએટ્રી', (સં.) ગૌરી દેશપાંડે, દિલ્હી, 1996

# 11. સ્વતંત્રતા- અને પછી

આઝાદીના સંગ્રામ વખતે , મોટા ભાગના પારસીઓ અલગ રહ્યા હતા. જો કે, કેટલાકોએ ઘણી સારી સેવા આપી હતી. અને, અગત્યનો ભાગ પણ ભજવ્યો હતો. પરંતુ આઝાદી મળતાં જ, સૌએ દેશ પ્રત્યેની વફાદારી જાહેર કરી હતી.

7, ઓગસ્ટ 1947ના દિવસે, બી.જી. ખેરના પ્રમુખપણા નીચે પારસી, 'નેશનલિસ્ટ કોન્ફરન્સ' મળી. મુખ્ય વકતાઓમાં સર કાવસજી જેહાંગીર, સર હોમી મોદી જાણીતા બેંકર એ. ડી. શ્રોફ વગેરે હતા. એ. ડી. શ્રોફે ત્યારે કહ્યું હતું :

'આવતી કાલના હિંદમાં, આપણું સ્થાન ગુણવત્તા અને બુદ્ધિના આધારે સુરક્ષિત છે. સંખ્યાની દૃષ્ટિએ, આપણે ખાસ ધ્યાન ખેંચી શકીએ એમ નથી. અને ખેંચવા ઇચ્છતા પણ નથી. લઘુમતી કોમ તરીકે, ખાસ હક્કો માંગવા કરતા, હિંદની પ્રજા સાથે, એની સંસ્કૃતિ સાથે સંપૂર્ણ રીતે એક થઇ આપણે રહેવું જોઇએ. અને દેશને ઉપયોગી થઇ પડવા પ્રયત્નો કરવા જોઇએ.' [1]

'નેશનલિસ્ટ કોન્ફરન્સ' પછી, મુંબઇના પારસી મેયર અર્દશિર પી. સબાવાલાએ 10,ઓગસ્ટ 1947 ના દિવસે જાહેર સભા બોલાવી હતી. સબાવાલાની નેતાગીરી નીચે, પારસી કોમનું સરઘસ નીકળ્યું હતું અને શહેરમાં, ત્રણ દેશ ભકતો-દાદાભાઇ નવરોજી, ફીરોજશાહ મહેતા, અને દીનશા વાચ્છા -ના પૂતળાંઓની યાત્રા કરી સરઘસ શુભ અવસરે ભેગા મળવાનાં પારસીઓનાં 'ઓલબ્લેસ બાગ' માં અંતે ભેગું થયું હતું. આ વખતે, પારસી કોમના ચુસ્ત અનુયાયીઓ દસ્તુર કયુખુશરો કુતાર, સર શાપુરજી બિલીમોરિયા વગેરે હતા. સર શાપુરજી ત્યારે 'પારસી પંચાયત'ના પ્રમુખ હતા. એમણે જાહેર કર્યું હતું :

'કૉંગ્રેસે, પારસી કોમને ખાતરી આપી છે કે એ કોમના ધાર્મિક કે સામાજિક રીત રીવાજોમાં દખલગીરી કરશે નહિં. એક કોમ તરીકે, આપણે દેશને અને સરકારને વફાદાર રહી આપણો ઉત્તમ ફાળો આપીશું.'

કોમ પાસે, આજે ઘણા મહત્વના પ્રશ્નો પડ્યા છે. પરંતુ એનું પૃથક્કરણ કરતાં પહેલાં જે પ્રવાહો એના વિશે જવાબદાર છે. તેનું અવલોકન કરવું જોઇએ. સૌથી મુખ્ય પ્રવાહ ઉદ્યોગોમાં જે ક્રાંતિ આવી-ઇન્ડસ્ટ્રિયલ રેવોલૂશન- તે છે. હજી તો પારસીઓ,

હિંદની ભૂમિ ઉપર સ્થિર થાય, ત્યાં તો એમના ઉપર વહાણો અને ગોદીઓ બાંધવાની સૂતર અને જિનિંગ ફેકટરીઓ શરૂ કરવાની, બંધો બાંધવાની, ગેસ લાઈટ પૂરી પાડવાની, પોલાદ અને લોખંડના કારખાનાઓ ઊભા કરવાની અને ઘરો બાંધી શહેરી યોજનાઓ કરવાની જવાબદારી આવી. પરિણામે ગુજરાતનાં ગામડાંઓમાંથી પારસી પ્રજા, એકધારી મુંબઈ જેવા દરિયાઈ મથકે આવવા માંડી. 19મી સદીના અંતમાં તો 85 ટકા પારસી કોમ શહેરી બની ગઈ. અને ઉદ્યોગો સાથે જોડાઈ ગઈ. બાકીની 15 ટકા પ્રજા જે ગામડાંઓમાં રહી, એમનું જીવન કપરું બન્યું. જીવન નિર્વાહ માટે એમને સતત સંઘર્ષ કરવો પડયો. બાળકોને મુંબઈ, વડોદરા કે અમદાવાદ જેવા શહેરોમાં મોકલવાનો પણ પ્રશ્ન હતો.

ઔદ્યોગિક ક્રાંતિની પાછળ, વિજ્ઞાન અને ટેકનોલોજીમાં પણ ક્રાંતિ આવી. એ વિદ્યાઓનો ઝડપી વિકાસ થવા માંડયો . આની અસર પણ કોમ ઉપર ઓછી નહોતી. થઈ. આ તકને પણ એમણે ઝડપી લીધી. અને જીવનનાં દરેક ક્ષેત્રમાં ઉપયોગી વિજ્ઞાનનો એમણે અભ્યાસ કર્યો. - દવા ઈજનેરી વસ્તુકલા સમાજશાસ્ત્ર અને 'પ્યોર' તથા 'એપ્લાઈડ' વિજ્ઞાન. આ જ્ઞાનનો પ્રવાહ મુખ્યત્વે પશ્ચિમમાંથી આવ્યો હોવાથી, અને ખાસ કરીને, રાજ કરતી પ્રજા અંગ્રેજોના દેશમાંથી આવ્યો હોવાથી સ્વાભાવિક રીતે જ પારસીઓ ઉપર, પશ્ચિમનો ભાર પડ્યો. અગ્રેજી ભાષા ઉપર પ્રભુત્વ મેળવવા એમણે પ્રયત્નો કર્યો. એટલું જ નહિં પણ અંગ્રેજી પ્રજાના રીત રિવાજો અને રહેણીકરણી પણ એમણે પોતાનાં ઘરોમાં અપનાવી.

પરંતુ એમાં એક તત્વએ કોમને એક દોરે બાંધી રાખી-ધર્મ ધર્મ ઉપરની આસક્તિએ પારસીઓને છિન્ન ભિન્ન થતી અટકાવી. એક પેઢી પહેલાં પણ પારસી ઘરોમાં, એક સામાન્ય દર્શન રોજ પ્રાંતઃકાળે જોવા મળતું, પુરુષ વર્ગ ઉષઃકાલે સ્નાન કરી, ઘરનાં એકાદ શાંત ખૂણે 'અવસ્તા'માંથી પ્રાર્થના કરવામાં રોકાતાં પ્રભાતે મેળવેલી આવી શાંતિ મન અને હૃદયને, પ્રફુલ્લિત કરી, દિવસના ધમાલિયા જીવનમાં આધ્યાત્મિક શકિત, પૂરી પાડતી અને સ્ત્રીઓ પણ ઘરનાં કામકાજમાંથી પરવારી રોજ 'અહુરામઝદા'ની બંદગીમાં મન પરોવતી. સ્વતંત્રતા પછી આવા દૈનિક કાર્યક્રમમાં ઓટ આવી. દેશ સાર્વભૌમ પ્રજાસત્તાક તરીકે જાહેર થયો. શાળા કોલેજમાં કોઈ પણ એક ધર્મના શિક્ષણ પ્રત્યે નારાજી દાખવવામાં આવી ખ્રિસ્તી ધર્મ પ્રસારકોએ આનો વિરોધ કર્યો. અને એમણે ખ્રિસ્તી ધર્મનું શિક્ષણ ખ્રિસ્તી અને બિનખ્રિસ્તી બંને આપવાનું ચાલુ રાખ્યું.

પારસી માત-પિતા પોતાનાં સંતાનોને, 'જેઝૂઈટ' અને કેથલિક શાળાઓમાં મોકલવા લાગ્યા. ત્યાં શિક્ષણનું સ્તર ઊંચુ હતું. પરંતુ, એક હકીકત પ્રત્યે એમણે આંખ

મિચામણાં કર્યા. –ખ્રિસ્તી ધર્મનું શિક્ષણ. પરિણામે આજે પારસી યુવાન કે યુવતી, જરથુસ્ત્ર કરતા ક્રાઈસ્ટે વિષે વધુ જાણે છે.

બીજાં કેટલાંક તત્વોએ પણ, પારસી કોમનાં વ્યક્તિત્વ ઉપર ઘા મૂક્યાં છે. 1839 લગી, કોમ 'પંચાયત' તરફ કોમનાં કોઈ પણ પ્રશ્નના નિરાકરણ માટે જોતી. ગમે તે કારણસર પંચાયતે, 'અફસરો-પ્રતિનિધિઓની ચૂંટણી બંધ કરી. એક પ્રતિનિધિ ગુજરી જતાં, અથવા નિવૃત થતાં, એની જગ્યા એના વંશને આપવાની પદ્ધતિ અપનાવી. એને લીધે કોમનો વિશ્વાસ પંચાયતમાંથી ઓસરતો ગયો. એટલું જ નહિ પરંતુ, બીજા પણ કેટલાક ગેરલાભો થયા. આ પ્રથાના દુરુપયોગ પણ થયો. આજે પણ એક 'ટ્રસ્ટી'ની ચૂંટણી, ફકત 380 વ્યકિતઓ કરે છે. જેમાં સ્ત્રીઓનું પ્રતિનિધિત્વ માત્ર ત્રણનું જ છે. 380 માની અર્ધી સંખ્યાને મત આપવાનો અધિકાર છે. ફકત એ આધારે કે એમણે પંચાયતને રૂપિયા 5,000 નું દાન કર્યું છે. લોકશાહીનો કોઈ નિયમ આમાં પળાતો નથી. આવી પદ્ધતિ ફેરફાર માંગે છે. મતાધિકારનું ક્ષેત્રફળ જ્યાં લગી વિશાળ બને નહિ ત્યાં લગી કોમને પ્રેરક ક્રિયાશીલ નેતા મળવા મુશ્કેલ છે. હાલ તો, પંચાયત, માત્ર એક વહીવટીતંત્ર બની રહી છે. કોમનાં જુદા જુદાં ટ્રસ્ટોના કારભારની આંટીઘૂંટીમાં જ પોતાનો સમય વ્યતીત કરે છે.

આવાં કારણોને લઈને, કોમે, પંચાયત તરફ પીઠ ફેરવી છે. પરિણામે, ધર્મગુરુઓ પ્રત્યે પણ એમણે ઉદાસીનતાં સેવવા માંડી છે. એક વેળાએ, દસ્તુર સાહેબો, અને બહેદીનો (ધર્મગુરુઓ અને કોમની સામાન્ય જનતા) એક સાથે કોમના ભલા માટે કામ કરતાં. પરંતુ, 19મી સદીના અંત પછી, આમાં મોટો ફેરફાર જોવા મળે છે. વિજ્ઞાને પારસી કોમને ધર્મથી વેગળી કરી. ધર્મગુરુઓની સ્થિતિનો વિચાર કરવો એમણે મૂકી દીધો. કાં તો એને માટે એમની પાસે સમયનો અભાવ હતો અથવા એ પ્રશ્નનો વિચાર કરવાની એમને ઇચ્છા નહોતી. જ્યારે, બીજી બાજુ દસ્તુર સાહેબોનો બધો આધાર બેહેદીનો ઉપર રહ્યો છે. મોટા ભાગના મોબેદ સાહેબો, અગિયારી અથવા આતશ બહેરામો સાથે સંકળાયેલા હોય છે. ત્યાં ધર્મક્રિયાઓ અને પ્રાર્થનાઓ કરવા માટે નવજોત, લગ્ન, મરણ ક્રિયા વગેરે કરવાની એમની જવાબદારી છે. જેને માટે એમને વળતર ઓછું મળે છે. મોબેદ સાહેબો માટે કોઈ 'ટ્રસ્ટ' નથી. અગિયારી કે આતશબહેરામો સાથે કામ કરતા, મોબેદ સાહેબોને રહેવા ક્યારેક સગવડ હોય છે. પરંતુ એમને મળતું માસિક વેતન, સમયનાં પ્રમાણમાં પૂરતું નથી. એમની કેળવણીનું સ્તર પણ ઊંચું નથી. મોટા ભાગનાં મોબેદ સાહેબો, હાઈસ્કૂલ લગી અભ્યાસ કરી અટકી જતા હોય છે. આગળ અભ્યાસ કરવા માટે એમને આર્થિક સહાય મળતી નથી. એને માટે એમને ખૂબ કષ્ટ વેઠવું પડતું હોય છે. વક્તૃત્વકલાનું એમને પૂરતું જ્ઞાન મળતું નથી. ધર્મના સિદ્ધાંતો કેવી રીતે સમજાવવા એની તાલીમ પણ એમને મળતી નથી.

અને ખ્રિસ્તી 'સન્ડે સ્કૂલ' જેવી કોઈ વ્યવસ્થા નથી. પરિણામે પારસી ધર્મગુરુઓનો કોમનાં યુવાન વર્ગ સાથે પણ સંપર્ક હોતો નથી. એક વેળાએ, કોઈ પણ પારસી ઘર એના પોતાનાં મોબેદ સાહેબ વિનાનું નહોતું. આજે કમનસીબે બહેદીનો અને મોબેદ સાહેબો વચ્ચેનું અંતર વધતું ગયું છે.

કોમની સુસંગતામાં પડેલી ફાટનું એક ત્રીજું પણ કારણ છે. સ્વતંત્રતા પછી આર્થિક દષ્ટિએ એમને દેશની બીજી કોમો સાથે સ્પર્ધામાં ઊતરવું પડ્યું છે. આજે એવી સ્થિતિ નથી કે પારસીઓ મોટી પદવીઓ ઉપર હોય અથવા તો એમને બીજા કોઈ ખાસ લાભ મળતાં હોય પરિણામે, પોતાની આર્થિક સુધારવા અને જીવનનું ધોરણ ટકાવી રાખવા, ઘણાએ પરદેશ તરફ દૃષ્ટિ માંડી છે. પરદેશમાં પોતાની શકિત કસવા, પારસી યુવાનોએ પડકાર ઝીલ્યો છે. ત્યાં નવા વ્યવસાયો શોધવા એમણે સાહસ ખેડવા માંડયું છે. બીજી કોમનાં યુવાનોની જેમ તેઓ પણ પોતાના દેશમાં હતાશા અનુભવે છે.

આવા બધા પ્રશ્નોથી કોમ ઉપર શી અસર થવા પામી છે. તેનો વિચાર કરવા જેવો છે. પહેલાં તો કોમની ઘટતી જતી સંખ્યા. 1961ની ભારતની વસ્તી ગણતરીના આધારે, પારસી કોમની સંખ્યા, એક લાખની હતી. 1971 માં આ આંકડો 91,266 મિથ્યા છે તે સમજી શકાશે. જયોર્જ ઓરવેલે, 'એનિમલ ફાર્મમાં કહ્યું છે. 'બધી જ વ્યકિતઓ સમાન જન્મી છે પરંતુ કેટલીક વ્યકિતઓ બીજી કરતાં વધું સમાન જન્મી છે.'

એ તો સાધારણ વાત છે કે યુવક યુવતીઓના સંપર્ક શાળા કે કોલેજમાં વધે છે. આવી મૈત્રી લગ્નમાં પરિણામે છે. એથી, પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે બાળકે કયો ધર્મ અપનાવવો ? પિતાનો કે માતાનો ? દરેક વ્યકિતનાં જીવનનો પાયો આધ્યાત્મિક સિદ્ધાંતો ઉપર રચાતો હોય છે, એ સત્ય હકીકત છે. જો બાળકને બધા જ ધર્મના સિદ્ધાંતો શીખવવામાં આવે તો એનાં નાનાં મગજમાં ગૂંચવાડો ઊભો થવા સંભવ છે. એક જ ધર્મનું શિક્ષણ, બાળકને આપવું જરૂરી છે. પછી, એ દ્વારા એની દૃષ્ટિ વિશાળ કરવા, બીજા ધર્મોનું જ્ઞાન એને આપી શકાય. જેથી એક પ્રકારનો સમભાવ કેળવી શકાય. આ રીતે દેશની ઉચ્ચ સંસ્કૃતિ અને એનો આધ્યાત્મિક વારસો એ મેળવી શકે.

પારસી કોમ જ્ઞાની છે. છતાં એમનો લગનનાં કાયદો, સુધારો માંગે છે. ખાસ કરીને, પરકોમમાં થતાં લગ્નો વિષેનો કાયદો પારસી યુવાન જો પરકોમમાં પરણે પોતપોતાનાં સંતાનોને પારસી ધર્મમાં ઉછેરવાનો એને હક છે. એ સંતાનો, 'જરથોસ્તી' ગણી શકાય. બિનકાયદેસર જન્મેલાં બાળકો પણ; પરતું, આ હક પારસી યુવતીને મળતો નથી. એને પોતાનાં સંતાનોને જરથોસ્તી તરીકે ઉછેરવાનો અધિકાર નથી. આ એક વિચિત્ર બીના છે. કારણ કે, બાળકોનો ઉછેર તો માતા કરે છે.

બાલ્યકાળમાં એનું ઘડતર માતાને હાથે થાય છે. અને બાળકને પહેલી પ્રાર્થનામાં શીખવે છે.

બીજું, પારસી પુરુષો સાથે લગ્ન કરેલી પરકોમની વ્યકિતઓ, પારસી ધર્મમાં આવવા ઈચ્છે છે. પરંતુ, કોમના નિયમો પ્રમાણે, આવું બની શકતું નથી. જરથુષ્ટ્રનાં ઉપદેશો સાથે આ સુસંગત છે કે નહી, એ એક પ્રશ્ન છે. 'અવસ્તા'ની દરેક 'ન્યાએરા' કે 'યસ્ત'માં અંતે આ 'પાઝદનો ભાગ છે. સાસાનિયનનાં સમયની તે લોકોની વાતચીતની ભાષા હતી : 'જગતના સાતે ખંડોમાં 'મઝદા'ના સુંદર ધર્મની એના સિદ્ધાંતોની કીર્તિ વધે, અહુરામઝદા વિષેનું જ્ઞાન વધે. હું આ સિદ્ધાંતને માન્ય રાખું છું. આ ધ્યેયને પહોચીવળવા શક્તિમાન થઈ શકું, શક્તિમાન થઈ શકું, શક્તિમાન થઈ શકું.' 2

વળી ઐવીશૃથ્રિમ ગાહના 8 મા ફકરામાં એમ પણ લખાયું છે : 'અમે એ જ્ઞાની ધર્મ પ્રસારકને માન આપીએ છીએ. જે પરદેશમાં સદ્‌ગુણ અને નેકીનો ફેલાવો કરે છે.' 3

પરકોમમાં લગ્ન ઉપરાંત, પરધર્મના સ્વીકારને અંગે પણ કોમની સખ્યા ઉપર કાપ મુકાયો છે. પાપના મૂળ અંગે સૌથી પહેલા ઉપદેશમાં જરથુસ્ટ્રે કહ્યું છે કે દરેક માનવીએ 'બુદ્ધિપૂર્વક ધર્મનો સ્વીકાર કરવો.' અને એટલાજ માટે એક જરથોસ્તીના જીવનમાં, 'નવજોત'ની ક્રિયા ઘણી અગત્યની છે. એ ક્રિયા પછી જ એક સાચા જરથોસ્તી તરીકે એની ગણના થઈ શકે. નવજોત થતાં પહેલા બાળકને 'કુશ્તી' શીખવવા માં આવે એનો અર્થ અને મહત્વ સમજાવવામાં આવે. પરંતુ નવજોત પછી બાળકને ધર્મનું શિક્ષણ નિયમિત અપાતું નથી.

કેરસાસ્પ કાત્રકના શબ્દોમાં "પારસી ધર્મગુરુ તરીકે મેં દીક્ષા લીધી હતી. પરંતુ હવે એ મારો ધર્મ રહ્યો નથી. પારસી કોમ એક અનોખી કોમ છે. પરંતુ, પારસી ધર્મ, અર્થપૂર્ણ નથી. એલેકઝાન્ડરે પરસી પોલીસનું પુસ્તકાલય બાળી નાખ્યા પછી ધર્મના માત્ર અવશેષો જ રહ્યા. એમાંથી સૃષ્ટિનુ સુસંગત દર્શન ઉપસ્થિત થતું નથી.."

ખ્રિસ્તી ધર્મ પ્રસારકોએ જરથોસ્તી ધર્મ ઉપર મૂકેલા બીજા બે આક્ષેપો કેરસીએ પડતા મૂક્યા છે -દ્વૈતવાદ અને પ્રકૃતિ પૂજા. કેરસીને જરથોસ્તી ધર્મા એક શિક્ષક અને ધર્મોપદેશક તરીકે જો સારી તાલીમ મળી હોત તો એ માઝદયશની ધર્મથી વિમુખ ન થયો હોત. અને પારસી ધર્મ ઉપર આવો આક્ષેપ કરવાને બદલે જરથુસ્ટ્ર સાથે એણે પણ ઉચ્ચાર્યુ હોત :

'જે પળે મારા ચક્ષુઓએ તને નિહાળ્યો તે જ પળે, ઓ મઝદા મારા, તને એક શાશ્વત 'પહેલા અને છેલ્લા (ઈશ્વર) તરીકે ઓળખ્યો છે.'
(ગાથા, અહુનવઈતી, યસ્ત-31.8)

કોઈ પણ પ્રકારે, પારસી કોમમાં પ્રવર્તતું આવું અજ્ઞાન અને ધર્મ પ્રત્યેની આવી ઉદાસીનતા દૂર કરવાની જરૂર છે. જરથોસ્તી ધર્મ વિષેની સંપૂર્ણ સમજણ એને

જરથુસ્ટ્રના ઉપદેશનું પૂરતું જ્ઞાન સૌને આપવાની જરૂર છે. ત્યારે જે પારસીઓ 1400 વર્ષથી અપનાવેલા આ મહાન દેશને સમૃદ્ધ કરવામાં પોતાનો ફાળો આપવા સફળ થશે.

અહુનવેઈતી ગાથામાં કહ્યું છે-

All hcly these are thine to Mazda, in truth all which have been Which are and which shall be, thou dost appotion these

Their in keeping with thy love...

to living God, Through thy power and it will clothe us

With the true and regenerated life of spirit.

( gatha Ahunavaiti ,Y.33.10 ; 34.15 )

( એ મઝદા ! દરેક પવિત્ર જીવ તારો છે, એ સત્ય હકીકત છે, જેનું હાલ અસ્તિત્વ છે. જે ભૂતકાળમાં થઈ ગયો છે. અને ભવિષ્યમાં અસ્તિત્વ પામશે તારો દેવી પ્રેમ એ સૌ ઉપર ઢળે છે. અને તું જ એ બધાને એમના જીવનનું ફળ પણ વહેંચી આપે છે.......

ઓ ઈશ્વર, તારી સર્વોચ્ચ ઈચ્છા અને શક્તિઓથી તું અમારા આત્માને ચેતનવંત રાખી, સત્યનો વાઘો પહેરાવ ).

(ગાથા અહુનાવૈતી, ય. 33.10 ; 34.15 )

1 ઈ.કુલ્કે 'ધ પારસીઝ ઈન ઈન્ડિયા', પૃ. 263,-264

2 છેલ્લા વાકયનો શાબ્દિક અર્થ આ પ્રમાણે છે. : 'મારે ત્યાં પહોંચવું જોઈએ' ડો. ઈરચ. જે. એસ. તારાપોરવાલાએ એનો અર્થ 'પ્રભુ-જ્ઞાન' કર્યો છે. (જે.એસ. તારાપોરવાલા, ' ઝોરોઆસ્ટ્રિયન ડેઈલી પ્રેયર્સ', ૩જી આવૃત્તિ, મુંબઈ, 1959, પૃ.117)

3 (ઉપરોકત), પૃ. 63.

4 ગીતા ડોકટર, "ધ પારસી કવાર્ટેટ", 'પર્શિયાના', મે 1974, પૃ. 18.

# પરિશિષ્ટ

## પરિશિષ્ટ–ક

| | | | |
|---|---|---|---|
| કવિ કવાતે | (કવ કવાઠ) ............ | ઈ.પૂ. | 2051 |
| કવ ઉસ | (કવ હાઉસ)........... | ઈ.પૂ. | 2033 |
| કવ હુસૃવહ | (કવ ખુશરો)............. | ઈ.પૂ. | 1997 |
| ઉર્વતસ્પ | (લો હરાસ્પ)........... | ઈ.પૂ. | 1979 |
| કવ વિશતાસ્પ | (કવ ગુશતાસ્પ)........ | ઈ.પૂ. | 1961 |

કવાનિયન રાજાઓના નામની પૂર્વે લાગેલો શબ્દ 'કવ' એક નમ્ર લુહાર કવ જેણે ઈરાનને પ્રથમ સ્વતંત્રતા અપાવી તેને ઉદ્દેશીને છે. 'કવિ' શબ્દ,વંદેમાંથી લેવાયો છે. જયાં એનો અર્થ સ્તોત્રના રચનાર તરીકે થાય છે. પરતું, જ્યારે એ રાજવીઓને અનુલક્ષીને વપરાય છે, ત્યારે એનો અર્થ શકિતશાળી તેજસ્વી કરવામાં આવે છે. 'ગાથા'માં જરથુષ્ટ્રના રક્ષક નો કપિવિશતાસ્પ તરીકે ઉલ્લેખ થયો છે.

### એકિમેનિયન વંશ

(1) એકિમેનિસ (ઈ.પૂ. 700-675)

(2) તિસ્પસે (ઈ.પૂ. 675-640)




* દસ્તુર એચ. કે. મિર્ઝા, આઉટલાઈન્સ ઓફ પારસી હિસ્ટ્રી, મુંબઈ, 1994, પૃ. 75.

# પરિશિષ્ટ-ખ

અંગ્રેજી પ્રયોગ 'ટાવર્સ ઓફ સાયલન્સ' જે દખ્મા (અથવા દોખ્મા) માટે વપરાય છે, તે મૂળ ઓગણીસમી સદીમાં, મુંબઈ સરકારના અંગ્રેજી ભાષાંતરકાર, રોબર્ટ ઝેવિયર મર્ફીસે યોજ્યો હતો.

એકિમિનિયનો ત્રણ તત્ત્વો-પૃથ્વી, અગ્નિ અને પાણી (જળ) ને પવિત્ર ગણતા હતા. એટલા માટે મૃત જીવને ન બાળી શકાય, ન દાટી શકાય કે ન જળમાં હોમી શકાય. પરિણામે એને તેઓ પહાડ ઉપર ખુલ્લો મૂકતા હતા. અથવા તો મૃતદેહ મૂકવા ખાસ કિલ્લો (ટાવર) બાંધતા હતા. ત્યાર પછી પુરાણ કાલના ઈરાનીઓ સૂકાં હાડકાં ભેગાં કરી પહાડોમાં બાંધેલી અથવા કોતરેલી કબરમાં સાચવતા હતા.

'દખ્મા'નો અર્થ 'મૃતદેહનું પાત્ર' કરી શકાય. અને એ રીતે એનો ઉપયોગ થાય છે. જયાં બની શકે ત્યાં દખ્મું જમીનથી ઊંચી જગ્યાએ બંધાય છે. 'ટાવર' નેવું મીટર ઘેરાવાની નકકર પથ્થરની ઈમારત હોય છે. પગથિયાં ઉપરથી માર્ગ એક લોખંડના દ્વાર તરફ દોરી જાય. જયાં પથ્થરનો બનાવેલો એક ગોળ ચોતરો હોય છે. ચોતરાની વચ્ચે ઊંડો કૂવો હોય છે. ચોતરાનું ચણતર પથ્થરની પાટથી થાય છે. જેમાં ખુલ્લાં પત્રોની ત્રણ હાર બનાવવામાં આવે છે. પહેલી હારનાં પાત્રમાં પુરુષો, બીજી હારમાં સ્ત્રીઓ અને ત્રીજી હારમાં બાળકોના મૃતદેહો રખાય છે. ઊંડા કૂવાની અંદરની બાજુમાં છિદ્રો હોય છે. જેમાંથી વરસાદનું પાણી 'ટાવર'ના તળિયે બાંધેલા ચાર ભૂગર્ભનાળાંમાં વહે છે. આ નાળાં ભૂગર્ભમાં ખોદાયેલા ચાર કૂવાઓ જોડવામાં આવ્યા હોય છે. કૂવાઓનાં તળિયે રેતીના જાડા પડની રચના કરવામાં આવે છે. દરેક નાળાને તળિયે કોલસા અને પથ્થર નાંખવામાં આવ્યા હોય છે. વખતો વખત એમાં કોલસો પૂરાતો હોય છે. પરિણામે, કૂવામાં નાખવામાં આવતાં હાડકાં વરસાદના પાણીથી ધોવાઈ ધરતીમાં મળી જતાં પહેલાં સ્વચ્છ બને છે. આથી પુરાણકાળનો ઉપદેશ-ધરતીને ભ્રષ્ટ ન કરવાનો -સંપૂર્ણ રીતે સાચવવામાં આવ્યો છે.

( ગર્શમન, 'ઇરાન' પૃ. 162, જે. જે. મોદી, ' ધ રિલિજસ સેરિમનિઝ એન્ડ કસ્ટમ્ઝ ઓફ ધ પારસીઝ,' મુંબઈ, 1937, પૃ. 65-70, 231-238 ).

## પરિશિષ્ટ- ગ

દસ્તુર મહેરજી રાણા ઉપર મિયાં તાનસેનનો ખ્યાલ :

मियां तानसेन का ख्याल दस्तूर मेहेर जी राना पर

1. याहू पारशी पढ़ेशो कबूल
इया धंणो पारशी पढ़ेशो कबूल
अगर की पीठ चन्दन लपेटेउ
जेशोई सुखड पड़े

2. याहूपारशी पढ़ेशो कबूल
लंबी लंबी दाढ़ी शाह मेहरयार
तेरे सुख पर बरशत नूर
याहू पारशी पढ़ेशो कबूल

3. कहे तो मिया तानसेन
शुनो शाह अकबर
यही बहेशत को फूल
याहू पारशी पढ़ेशो कबूल ।।

Mia Tansen's Khial on Dastur Meherji Rana

Ya hoo ! The Parsi's prayer is accepted.
Ya hoo ! Whatever the parsi requests is accepted,
Even as clouds rise from the burning of fragrant sandalwood and incense.

Ya hoo ! The parsi's prayer is accepted.
Oh, Shah Mehryar, with your long, long beard,
Your face glows with the Light of God.

Ya hoo! The Parsi's prayer is accepted.
Thus says Mia Tansen :
'Hearken, O Shah Akbar,
Here stands the Flower of paradise.*
Ya hoo ! The Parsi's prayer is accepted.

અલ્લાહની ભક્તિમાં લીન થયેલા સૂફી કવિઓ, જિક્રનો રિયાઝ કરતાં કરતાં 'અલ્લાહ' શબ્દ ઉપર શ્વાસ ઘૂંટી અંદર ઉતારે છે અને શ્વાસ ફરી ખોલતાં 'હૂ' શબ્દનો ઉચ્ચાર કરે છે.

બહેરામ ડી. પીઠાવાલાના મત પ્રમાણે, 'યહુ' જરથોસ્તી ધર્મની પવિત્ર સ્તુતિની પહેલી લીટી સાથે સંબધિત છે. 'યથા અહૂ વૈર્યો, અકબરના દરબારમાં અગ્નિ પ્રગટાવતી વેળાએ દસ્તુર મહેરજી રાણાએ, આ સ્તુતિ કરીહશે. (બહેરામ પીઠાવાલા, ધ ઇરાનિયન બેસિસ ઓફ ધ દેવનાગરી સંસ્કૃત અલ્ફાબેટ', બોમ્બે, 1974, પૃ 37).

* 'સ્વર્ગનું પુષ્પ' - સૂફી કવિઓને સામાન્ય રીતે આ વિશેષણ લગાડવામાં આવ્યું છે.

## પરિશિષ્ટ - ઘ

નાનાભાઇ અર્દશિર મુસ પણ જાણીતા-વૈજ્ઞાનિક હતા (1859-1936). ઇલેકટ્રોમેગ્નેટિઝમ જેવા વિષયમાં એમણે પાયાને કામ કર્યું અને બે વેધશાળાઓ સ્થાપી.

નાનાભાઇનો જન્મ મુંબઇમાં એક બુદ્ધિશાળી કુટુંબમાં થયો હતો. એમના દાદા 'ચેમ્બર ઓફ કોમર્સ'ના અને 'નેટિવ એજયુકેશન સોસાયટી'ના સભ્ય હતા. આ જ સોસાયટીએ પાછળથી એલફિન્સ્ટન કોલેજની સ્થાપના કરી. 1878માં નાનો ભાઇ પૂનાની વિજ્ઞાન માટેની કોલેજમાંથી બહાર પડયા અને પછી એડિનબરા યુનિવર્સિટીમાં અભ્યાસ કર્યો. ત્યાર પછી 1896 માં એમની નિમણૂંક કોલસાની વેધશાળાના ડિરેકટર તરીકે થઇ. લગભગ ચોવીસ વર્ષ એમણે આ જગ્યા ઉપર કામગીરી બજાવી.

1667, માં સૌ પ્રથમ પેરિસમાં 'જિઓમેગ્નેટિક' નિરીક્ષણ થયું હતું. અને 1840 લગી આખી દુનિયામાં આવું સુક્ષ્મ નિરીક્ષણ કરવા માટે બારથી વધુ વેધશાળાઓ નહોતી. જો કે 1840 અને 1841 વચ્ચે બીજી પંદરેક નાની વેધશાળાઓની સ્થાપના થઇ. એમાં બે ઈંગ્લેન્ડમાં, બે રશિયા ખાતે, ત્રણ અમેરિકામાં, જર્મનિ એક, મલાયા એક, દક્ષિણ આફ્રિકા એક, અને એક તાસ્માનિયા માં સ્થપાઇ. જ્યારે, હિંદમાં આવી ત્રણ વેધશાળાઓની સ્થાપના થઇ મુંબઇ (કોલાબા) મદ્રાસ અને ત્રિવેન્દ્રમ.

નાના ભાઇએ પહેલીવાર કોલાબા વેધશાળામાં 'સિસ્મોલજી' દાખલ કરી. ત્યારે તો હજી રેડિયો. અને ટેલિફોન દ્વારા સંદેશ વ્યવહાર શરૂ પણ થયો નહોતો. આ વિષય ઉપર માહિતી ભેગી કરવા નાના ભાઇએ જીવનનાં સાઠ વર્ષો આપ્યાં. એને પરિણામે, બે પુસ્તકો લખ્યાં.

## ધરતીની લોહચુંબક શક્તિ

મુંબઇની મ્યુનિસિપલ કોર્પોરેશને જ્યારે -વીજળીથી ચાલતી ટ્રામ શહેરમાં શરૂ કરવાનો વિચાર કર્યો ત્યારે નાના ભાઇએ એનું આ યોજના મુલતવી રાખવા સમજાવી એમનું માનવું હતુ કે આથી ધરતીના 'મેગ્નેટિક ફીલ્ડ' ને નુકસાન પહોંચશે. અને આવું પ્રદુષણ 'જિઆમેગ્નેટિક ' નિરીક્ષણ કરવામાં નડતર રૂપ નીવડશે.

નાના ભાઇએ અલીબાગમાં મુંબઇની દક્ષિણ પૂર્વ 43 કિલોમીટર દૂર નવી વેધશાળા માટે જગ્યા ખરીદ કરી. 1904 માં આ વેધશાળાનું બાંધકામ પૂરું થયું-દુનિયાની પ્રખ્યાત વેધશાળાઓમાં એની ગણતરી થાય છે. જયાં સૂક્ષ્મ નિરીક્ષણ કરવાની સુવિધાઓ છે. કરાંચી પાસે મનોરા ખાતે પણ નાનાભાઇએ એક નાની વેધશાળાની સ્થાપના કરી હતી.

1919માં નાનાભાઈ નિવૃત્ત થયા. પરંતુ એમણે પોતાનું સંશોધન જારી રાખ્યું હતું. 1886માં એમનું પ્રથમ પુસ્તક 'Strength of Materials and Strains in strucnres' લંડનમાં પ્રગટ થયું. એડિનબરાની 'રોયલ સોસાયટી'એ 12મી જૂન 1897 ના દિવસે થયેલા ધરતીકંપને કારણે કોલાબા વેધશાળા ના યંત્રો ઉપર થયેલી અસરની એક 'નોંધ' પ્રગટ કરી. અને, મુંબઈ રાજ્ય એમના બે નિબંધો 'Magnetice bhsen various of Destencess (1894-95-96) અને Records of Dives Pressume Julor Anonomrometer' પ્રગટ કર્યો.

એપ્રિલ 1971 માં કોલાબા અને અલીબાગાગમાં આપેલ હવામાનશાસ્ત્ર વિષેની વેધશાળા અને 'મેગ્નેટિક' એકમ દંગ પાડવામાં આવ્યા. આજે બન્ને એકમો 'ઇન્ડિયન ઇન્સ્ટિટ્યૂટ ઓફ જિઓમેગ્નેટિઝમ' તરીકે ઓળખાય છે. બન્નેનું રાષ્ટ્રીયકરણ થયું છે.

## પરિશિષ્ટ- ચ

કાર્લ ખંડાલાવાલાનું નામ આપણા દેશમાં અને પરદેશમાં એક ઉચ્ચકોટિના કલા વિવેચક તરીકે ઘણું જાણીતું છે.

વ્યવસાયે તેઓ 'બેરિસ્ટર' -સનદી વકીલ છે. અને, 'પ્રેસિડન્સી મેજિસ્ટ્રેટ' તરીકે તથા મુંબઈની દીવાની -સિવિલ-અદાલતમાં ન્યાયાધીશ તરીકે એમણે ફરજ બજાવી છે. 1978 માં કાર્લ 'શાહ પંચના સલાહ આપનાર વકીલ પણ હતાં. એમણે આખા દેશમાં મધ્ય યુગની પ્રાચીન કલા -કૃતિઓ, શિલ્પકૃતિઓ અને ચિત્રોની ખોજમાં પરિભ્રમણ કર્યુ છે. 1938 માં ખંડાલાવાલાનું પ્રથમ પુસ્તક, 'Indian send Pture and Paiting' પ્રગટ થયું અને, દેશનાં કલાપ્રેમીઓનું એ પ્રત્યે લક્ષ દોરાયું. બીજુકાર્લે 'પહારી' અને 'કિશનધર'ની ચિત્રકલાને પ્રકાશમાં આણી. 'Pahari Miniature Painting' (1958) અને ઈરિક ક્રિડીન્સન સાથે ૧૯૫૯ માં 'Kishangarh Painting ' પ્રગટ કર્યા. એ જ પ્રમાણે ખંડાલવાલાએ 'લલિત કલા અકેડેમી' દ્વારા હિંદના પ્રખ્યાત ચિત્રોની રંગીન શ્રેણીની નાની પુસ્તિકાઓ પ્રગટ કરાવવાની શરૂઆત કરી. આમાં ' Bhagavata Purana in Kanjara Painting (પોર્ટ ફોલિયો, નં.1) અને Wall Paintings of Sujanpur Tira (પોર્ટફોલીયો નં.8) અત્યંત સુંદર છે. 'રાગમાલા મિનિઅચર"નો અભ્યાસ કરવો સુગમ થઈ પડે એટલા માટે ખંડાલાવાલાએ શાસ્ત્રીય સંગીતનું જ્ઞાન પણ મેળવ્યું. 'અમૃતા શેરગીલ ઉપર લખેલ એમનો 'મોનોગ્રાફ' શ્રેષ્ઠ કોટિનો ગણાય છે. ડૉ. મોતીચંદ્ર સાથે 1969 માં કાર્લે 'New Documents of Indian Painting ' પ્રગટ કર્યું. કેટલીક નવાઈ પમાડે અને ચમકાવનારી વિગતો આમા ભેગી કરવામાં આવી હતી. કાર્લનું 'Development of Style in Indian Painting

1974માં 'હેરાસ ઈન્સ્ટિટ્યૂટ ઓફ ઈન્ડિય હીસ્ટ્રી એન્ડ કલ્ચર ' તરફથી પ્રગટ થયું. હાલ, કાર્લ ખંડાલાવાલા અમદાવાદના મ્યુઝિયમમાં એન.સી. મહેતાના 'મહારી ચિત્રોનું સૂચિપત્રક તૈયાર કરવામાં રોકાયા છે. 'એપિગ્રાફી' અને 'ન્યૂમિસ-મેટિકસ'-સિક્કા પારખવાની કલામાં કાર્લને રસ છે.

'લલિતકલા અકેડેમી' અને 'પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમ ' ની 'બોર્ડ ઓફ ટ્રસ્ટિઝ' નો કાર્લ અધ્યક્ષ છે. હૈદ્રાબાદના સેલારજંગ મ્યુઝિયમ' ના પણ કાર્લ 'ટ્રસ્ટી ' છે.

## પરિશિષ્ટ- છ

ભૂતકાળમાં પારસી છાપાંઓ અને છાપખાનાંઓએ ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે. એનો ઉલ્લેખ કરવો જોઈએ.

સૌથી પહેલાં 1822માં ગુજરાતી ભાષામાં વર્તમાનપત્ર પ્રગટ થયું -'મુંબઈ સમાચાર'. ફરદુનજી માર્ગબાન એના તંત્રી હતા. પરંતુ, હિંદનું સૌથી પહેલું વર્તમાન પત્ર 'સંગબાદ કૌમુદી' હતું. 'મુંબઈ સમાચાર' ની સાત માસ પહેલાં એ પ્રગટ થયું હતું. કુલ્કના મત પ્રમાણે મૂળથી જ 'મુંબઈ સમાચાર'ના હેતુ ગુજરાતી હિંદુ ભાઈઓ તથા પારસી પ્રજાને લક્ષમાં રાખી સંચાલન કરવાનો હતો. અને એટલા માટે જ આ વર્તમાનપત્ર દરેક વર્ગમાં-હિંદુ જૈન, વહોરા, ખોની, ભાટિયા, મેમણ, અને પારસી પ્રિય થઈ પડ્યું છે. આ પત્રના માલિક તરીકે સંચાલન શ્રી મંચેરજી નસરવાનજી કામાએ 1933 માં સંભાળી લીધું . અને એમનાં બન્ને પુત્રો સાથે નસરવાનજી અને રૂસ્તમજી આજે કુશળતાથી એનુ તંત્ર સંભાળી રહ્યાં છે. લગભગ 1,60,000 નકલોની એની ખપત છે.

'મુંબઈ સમાચાર' પ્રગટ થયા પછી, આઠ વર્ષે એક બીજું ગુજરાતી વર્તમાનપત્ર 'મુંબઈ વર્તમાન' (1830-1843) બહાર પડ્યું. એના સ્થાપક નવરોજી દોરાબજી હતા. 1832 માં પેસ્તનજી માણેકજી મોતીવાલાએ ' જામ જમશેદ' શરૂ કર્યું. પારસી છાપાંઓમાં આ છાપું રુઢિ ચુસ્ત ગણાય છે. એ જ વર્ષમાં નવરોજી દોરાબજી એ 'મુંબઈનો ચાબુક' (1832-1850) શરૂ કર્યું. અને 1844-1852 વચ્ચે નવરોજી ગાયના તંત્રીપદ નીચે 'સમાચાર દર્પણ' બહાર આવ્યું બહેરામજી જમશેદજી ગાંધીએ 'ચિત્તરંજન દર્પણ' (1845-46) નામનું વર્તમાન પત્ર શરૂ કર્યું. ફક્ત એક જ વર્ષમાં આ છાપું બંધ પડ્યું.

મરાઠી ભાષાનું સૌથી પહેલું, વર્તમાન પત્ર 'દિગ્દર્શન' 1837માં પ્રગટ થયું. અને, 1849માં અમદાવાદથી 'વર્તમાન' નામના પહેલાં ગુજરાતી છાપાનું સંચાલન ગુજરાતી હિંદુભાઈના હાથે થયું. એ વખતે પારસીઓના હસ્તક ચાલતાં છ ગુજરાતી વર્તમાનપત્રો હતાં.

